ત્યાં તેમને બીજું ટોળું મળ્યું તે ટોળાએ ખરું કારણ શોધી કાઢ્યું હતું એક નોકરનેજ લાગ્યું કે એ ચીસ અર્ધા ખોદાએલા કુવા તરફથી આવી હતી તેણે સઉને તે શંકા કહી તે સૌ તે કુવા તરફ ગયા દરેક હરીકૅન સાથે હોવાથી તે કુવા આગળ જોતજોતામાં સૌ પહોંચી ગયા.

એક નોકરને ખોદવા માટે બનાવેલી કામ ચલાઉ નીસરણી વાટે નીચે ઉતાર્યો. તેણે ઉપરના લોકોને ખબર આપી કે ધારેલી વાત સાચી પડી છે કોઈક મહેમાનજ અંદર પડી ગયો છે

એક ઝોળી બનાવી કિસનને બહાર કાઢ્યો, ત્યારે કિસન બેભાન હતો થોડાક ઉઝરડા સીવાય બીજી કોઈ દેખીતી ઈજા તેને થઈ નહોતી. તેને તે ઝોળીમાંજ એક ઓરડામાં લઈ જવામાં આવ્યો મિજલસ પૂરી થઈ ગઈ

કિસન જાગ્યો ત્યારે તરતજ આવેલો ડાક્ટર, સરૂ, અને સરૂ જેને ત્યાં રહેતી હતી તે મિત્ર ગણુકોડવાલ હતા

કિસનની આંખો ઉઘડેલી જોઈ, સૌએ નિરાંતનો નિશ્વાસ મૂક્યો ડાક્ટર કિસનનો ઓળખીતો હતે તેના સ્થળના ડાક્ટરો આવનાર સૌને પીછાણે છે તેણે હસીને કિસનને પૂછ્યું, "કેમ છો મેં સાંભળ્યું કે તમે પાતાળમાં નાગકન્યા ગોતવા જતા હતા?"

કિસને તે પ્રશ્નનો ઉત્તર સ્મિતથી આપ્યો તે નાગકન્યા પાસે જતો નહોતો, પણ નાગકન્યા સમી 'વિષમયી' ના બાહુપાશમાંથી દૂર ભાગતો હતો તેણે સરૂ સામે જોયું

"હું ઘણીજ દીલગીર છું કે તમને આવો અકસ્માત થયો"
સરૂએ સરળ ભાવથી કહ્યું

"આથીએ ઘણો દીલગીર તો હું છું કે તમને તમારી મીજલસ છોડી અહીં આવવામાં હું કારણભૂત થયો" કિસને વિનયથી

"પણ પણ કે નહીં. તું આટલું ભણ્યો તોયે શીખ્યો નહીં કે લગ્ન એ પ્રભુએ માનવીને પ્રભુ જેવા ન થવા દેવા માટે પાથરેલી જાળ........"

"તું તો છે જ એવો નારીઓને ધીક્કારનાર.!"

"ના. હું નારીઓને ધીક્કારતો નથી. તેઓના ચંડી સ્વરૂપને હું પુજું છૂં. જ્યારે તેઓ શક્તિ દેવીનો સાજ સજે છે, ત્યારે હું તેમનો અનન્ય ભક્ત બની રહું છું. પરંતુ હામાં હા ભેળવે, પતિને પ્રભુ માની પૂજે, ધણીનો માર ખાય, પગ ચાંપે, એવાને માટે તો મને ધીક્કાર છે. તેઓ પુતળાં થવાનું કબુલ કરે છે, એટલે તેમને માનવી ગણવાનું મન નથી થતું ચાલ, હવે એ વાતને બંધ કર. નહીં તો હું તેના ઉપર મોટું ભાષણ આપવા બેસી જઈશ."

કિસન ચુપ થઈ ગયો. તેનું મગજ સરોજના સ્વભાવનું સમતોલન કરવામાં પડ્યું, "સરૂ ખરેખર ચંડી-સ્વરૂપ તો નથી. હા. તે હોશીઆર છે, બુદ્ધિમન્તા છે, વ્યક્તિત્વ વાળી છે, પણ તે માને છે કે પતિ એટલે પરમેશ્વર, લગ્ન પછી મારા આદર્શો ભાવનાઓ અપનાવવાના તે વિચાર કરતી હતી. તે પુતળું જ, નહીં તો બીજું શું? હા. તે મારાથી વિરૂદ્ધ પડી. પણ તેનું કારણ બીજું યે હોઈ શકે, ના, તે શકિતદેવીની પ્રતિમા તો નથી જ. તેનામાં માતાની કોમળતા છે, પણ જગન્માતા થઈ જગતને સંરક્ષવાની, તેને સારૂ યુદ્ધ કરવાની તેનામાં શકિત નથી. ના તે પુરૂરવાના કહેવા પ્રમાણે પુતળું જ છે, અને પુતળું જ થઈ રહેવા માગે છે."

"કેમ શાના વિચારમાં પડ્યો, કિસન?"

"ઊંઘ આવે છે. તારી ચા આજે સારી નથી થઈ."

"ફરી કરી આપું?"

"ના, ના. હું ઘેર જઈશ."

'સારૂં', પણ પ્રભાતના ધુમ્મસ જેવી કોઇ કોમળાંગીના સ્વપ્ના ન જોતો તું ક્ષણભંગુર મોહમાં તણાગે, તો પ્રભુપદ મેળવવાની શકિત હણાઇ જશે"

કિસનને ધુમ્મસ ની ટળાઈ વર્ણવ્યુ હતુ, તેની પુરૂરવાને ખબર નહોતી કિસન ગયો પછી પુરૂરવાએ ટેબલના ખાનામાંથી એક આલ્બમ ગોધી કાઢ્યું, એમાથી એક ચિત્ર કાઢ્યુ, ને બબડ્યો. "ધુમસ, ધુમ્મસ!"

તે ચિત્ર એક સુંદર સ્ત્રીનુ હતુ

# ૧૫

બળદેવે અથડાતા ટોચાતા સરોજની હૉસ્ટેલ શોધી કાઢી, તે સરોજને ઓરડીમા પેસતા, આજુબાજુ રહેતી છોકરીઓ નીકળી આવી બધી આખો સરોજના બારણા આગળ ચોટી હતી

"આ?" એક છોકરીની આખો તિરસ્કારથી બોલી રહી

"ના ના." બીજી આખે તેની ના પાડી.

"હા આજ" ત્રીજીએ સરોજની દયા ખાધી.

"હશે, નસીબ તેના" ચોથીએ બેદરકારી બતાવી

પ્રકરણ પુરુ થયુ પડોશી છોકરીઓ પોતાની ઓરડીમા ચાલી ગઈ

સરોજ બળદેવને જોઈને ચમકી ઓળખાણ પીછાન વિનાના કોઈ યુવાનને પોતાની ઓરડીમા પેસતા જોઈ, સરોજને સંકોચ થયો. સહેજ ગુસ્સો પણ આવ્યો. પણ બળદેવની જાડી અક્કલને એવો સંકોચ કે ગુસ્સો જણાય તેમ નહોતો. તે એક પુરુષ

"તમારૂં નામ સરોજ?"

"હા."

"તમે શું કરો છો?"

સરોજ બળદેવના પ્રશ્નોથી વિચારમાં પડી. આ કોણ છે કે આમ સવાલોજ પુછ્યા કરે છે, અને તે યે મુરખની માફક?

"ભણું છું." સરોજે જવાબ આપ્યો.

"તમે શ્રીમંત છો? તમારા બાપ શું કરે છે?"

સરોજથી આ વર્તણુક સહન ન થઈ. "તમે કોણ છો, કે આ પ્રશ્ન પુછી રહ્યા છો?"

"હું કિસનનો ભાઈ છું."

"એમ?" સરોજ બધું ભુલી ગઈ. કિસનના ભાઈને તે કૈં પણ માફ કરવા તૈયાર હતી.

'હા. તમારે એની સાથે પરણવું છે, નહીં?"

"હા."

"ન પરણો તો?"

"એટલે?"

"તમને ખબર છે કે બાપાજી તેની વિરૂદ્ધમાં છે?"

"હા."

"અમને લાગે છે કે કિસનના પૈસા માટે તમે એને પરણવા તૈયાર થયા છો; માટે બાપાજીએ તમને એ અસંમતિ કહેવા મને મોકલ્યો છે."

"તેમનો ઉપકાર: પણ તેમના વિરોધની મને ખબર છે."

"ત્યારે તમે કિસનને કાગળ કેમ લખો છો?"

"એટલે? શું મારે તેને કાગળ પણ ન લખવા? કિસન શું બાળક છે કે તેના ઉપર ગમે તેના પત્રો ન આવી શકે? અને મને તમે પત્ર ન લખવાનું કહેનાર કોણ?" સરોજને કિસનના ભાઈ પર પણ ગુસ્સો આવવા લાગ્યો.

"તમારી બાજી અમને હવે ખબર પડી ગઈ છે, એટલે હવે તો બહેતર છે કે તમે કિસનને ચહાવાની વાત ભુલી જાઓ; એવી

પ્રેમની વાતો કરીને તમે કિમનને ભોળવી શકો, અમને નહીં." સહેજ છાતી કાઢી બળદેવ બોલ્યો

"તમારા મોઢા ઉપરથી દેખાઈ આવે છે કે તમે પ્રેમની વાતમાં ન ભોળવાઈ શકો. તમારામાં પ્રેમ જેવી ચીજ સમજવાને હૃદય હોય એમ દેખાતું નથી"

"એટલે તું શું મને લાગણી વગરનો સમજે છે?"

"તમે બુમો ન પાડો. તમે ગમે તે હો પણ મારી ઓરડીમાં આમ બુમો મારવાનો તમને હક્ક નથી" સહેજ સખ્તાઈથી સરોજે કહ્યું તેને ભય હતો કે આજુબાજુની ઓરડીમાં તેમની વાતચીત સાંભળવાને કાનો સરાઈ રહ્યા હોવા જોઈએ

"સારૂ, મોટેથી નહીં બોલું હવે મુખ્ય વાત પર આવો. તમારે કિમનને ભુલી જવો છે કે નહીં?"

"ના."

"એને ભુલવા માટે તમારે કીમત જોઈએ છે, કેમ? સોનાની ચકલી એમને એમ તમારે હાથમાંથી જવા દેવી નથી એમ?"

"તમે મહેરબાની કરીને પૈસા જેવી તુચ્છ બાબતની વાત ન લાવો તો સારૂ હુ શ્રીમંત છુ અને મને પૈસાની જરાયે તમા નથી, અને તેમાં તમારા અને તમારા પિતા જેવાએ કમાયેલા પૈસાની પરવા તો નહીં જ"

31,154

"બોલો, પાંચસો રૂપીઆ આપુ, જો કિમનને ભુલી જવાનુ વચન આપો તો!" બળદેવ જાણે લીલામ કરતો હોય તેમ બોલ્યો.

સરોજને આ શબ્દોથી સખત ચીડ ચઢી.

"તમે કિમનના ભાઈ હો, એમ મને લાગતુ નથી તમે જેમ આવ્યા હો તેમ મહેરબાની કરીને ચાલ્યા જાઓ હુ તમને ઓળખતી નથી, અને તમારી સાથે કે વાત પણ કરવા માગતી નથી"

"હજાર રૂપીઆ આપુ. જો—"

"ચુપ રહો, અને ચાલ્યા જાઓ!" મોટેથી બુમ પાડતા સરોજે કહ્યું.

સરોજની આવી બુમ સાંભળી આજુબાજુની છોકરીઓ દોડતી આવી.

"શું છે?"

"કોઇ બદમાશ છે?"

"નીકળ."

"ચાલ, હરામખોર!"

"સુપરીન્ટેન્ડન્ટને બોલાવું?"

ચારે તરફ હોહા થઇ ગઇ. બળદેવની બરછટ ચામડીને પણ ખરાબ લાગ્યું. તે શરમીંદો પડી ગયો. તેનું મોં કાળું પડી ગયું. તે વધુ બોલ્યા વિના ચાલ્યો ગયો. સરોજના આ અપમાન કરતાં તેને નિષ્ફળ થઇ આવેલો જોઇ, તેના બાપ તરફથી મળનાર અપમાનના ભયથી તે ઘણો ફીક્કો પડી ગયો.

"એ કોણ હતો?" એક છોકરીએ સરોજને પુછ્યું.

"કોણ જાણે!"

"તેણે શું કર્યું?" બીજીએ પુછ્યું.

"કંઇ નહીં."

"ત્યારે તું ગુસ્સે કેમ થઇ ગઇ?"

"કોણ જાણે. હું ધારૂં છું કે મને એ માણસનું જાડું શરીર જોઇને બીક લાગી!"

બધી છોકરીઓ હસી પડી. બળદેવના શરીરનું સૂચન કોઇને પણ હસવાના માટે પુરતું હતું.

"તેં પહેલેથીજ કહ્યું હોતતો એને મરાવત!" એક હીંમતવાળી છોકરીએ કહ્યું.

"ક્ષમા વીરસ્ય ભૂષણં!" ફીક્કા મોઢા ઉપર તેનું શાશ્વત સ્મિત લાવતાં સરોજે કહ્યું.

વધુ રસ ન પડવાથી ધીમેધીમે છોકરીઓ વેરાઇ ગઇ.

કહ્યું. "ના જી. મીજલસ તો ક્યારની ખલાસ થઈ ગઈ." રણછોડલાલે કહ્યું.

"હવે વાત પછી કરજો. મને મારું કામ કરી લેવા દો. બોલો, કિસનલાલ, તમને કયાંય દુખે છે ? તમને દેખીતી ઈજા તો કંઈ થઇ નથી. પગનાં હાડકાં પણ સલામત છે, ફક્ત મને એક શંકા છે. તમારા બન્ને પગ વાળો જોઉં." ડાકટરે પોતાનું કામ શરૂ કર્યું.

કિસને તેમ કર્યું. જમણો પગ વાળ્યો. પણ તેથી તેને કંઈ દુખ્યું નહીં, પણ ડાબો પગ જરાકજ ઉંચો કરતાં તેનાથી નાની એક ચીસ પડાઇ ગઇ.

"હં. મારી શંકા સાચી લાગે છે." કહી ડાકટરે તેના ડાબા ઘુંટણને સહેજ હચમચાવ્યો. કિસનને ઘણું દુઃખ થતું હતું. તે તેના મોંઢા ઉપરથી દેખાઇ આવતું હતું.

"તમારૂં ઘુંટણનું હાડકું ખસી ગયું છે. તમારાથી પંદર દિવસ સુધી તો પગ નહીં હલાવાય !" ડાક્ટરે પોતાનો નિર્ણય આપ્યો. "તમારે ત્યાં સુધી અહીં રહેવું પડશે !"

"પણ હું અહીં અગવડકર્તા થઇ પડીશ !" કિસનને સરૂના આતિથ્ય નીચે વધુ રહેવું નહોતું. રાક્ષસી !

"તેનો તમારે વિચાર નથી કરવાનો" રણછોડલાલે કહ્યું. "તમારા કાકાને અમે કહેવડાવી દીધું છે. તેને અમે સમજાવી શકીશું. અને વળી સરૂ બડાશ હાંકતી હતી, કે તેનાથી ચાકરી સારી કરી શકાય છે, એટલે તેની પણ પરીક્ષા થશે. કેમ સરૂ ?" સરૂ તેનું હમેશનું ફીકકું હાસ્ય હસી.

કિસન ત્યાં પંદર દિવસ રહ્યો; તેનો પગ સારો થયો, અને તેની સાથે તેના મગજમાંથી સરૂનું રાક્ષસી સ્વરૂપ પણ અદ્રશ્ય થયું. આટલા સૌંદર્ય સાથે પ્રભુ નિર્દોષતા પણ આપી શકે છે, તે તેનો

# ૧૬

અંગદેવ તદ્દન ખશીઆણો પડી ગયો. તેણે જે જે મોટી મોટી કલ્પનાઓ બાંધી હતી તે તુટી પડી. તેણે ધાર્યું હતું કે કોઈક છોકરીને સમજાવવી તે તો થોડીક પળનું કામ છે સ્ત્રીઓને શું જોઈએ? ઘરેણા, લુગડા—એટલે પૈસા આવી તેની માન્યતા હોવાથીજ તેણે પોતાનું કામ સહેલું ધાર્યું હતું આથી તેને જ્યારે સરોજની ઓરડીમાંથી નાસી જવું પડયું, ત્યારે તેને ઘણું લાગી આવ્યું. કિસન ગમે તેવો તોયે તેનો નાનો ભાઈ હતો. અને એને પરણવાની ઈચ્છા રાખનાર છોકરી જ્યારે તેનું અપમાન કરે, ત્યારે તે શી રીતે સહન કરી શકે?

તેણે મુંબાઈ પાછા આવતા ઘણા ઘણા વિચારો કર્યા. કયી રીતે એ છોકરી ઉપર વેર વાળવું, તે શોધવાના તેણે અનેક ઉપાયો યોજ્યા, એ છોકરીને કિસનની સાથે ન પરણવા દેવી, એવી ભિષ્મ પ્રતિજ્ઞા પાળવાને તેણે અનેક મનોરથો ઘડ્યા.

કિસનને સમજાવવાથી તે એ છોકરીની વિરૂધ્ધ થઈ શકે? હા, એ શક્ય છે, પણ કિસનને કહેવું શી રીતે? બળદેવ કિસનથી ગભરાતો હતો. કિસનની જોડે વાત કરવામાં તેને પોતાનું ઓછું શિક્ષણ દેખાઈ આવતું. તેથી તે કિસન જોડે બહુ ઓછી વાત કરતો. તે જાણતો કે તેનાથી દૂર રહેવાથીજ તેનું મોટાભાઈપણું સચવાઈ શકશે.

આથી કિસનને સમજાવવાનો રસ્તો તો અશક્ય હતો. બીજો રસ્તો માધવરાયને ચઢાવવાનો હતો. 'બાપાજી તો તે છોકરીની વિરૂધ્ધ છે જ. એટલે જો હું તેમને વધારે ચઢાવીશ તો કોઈ કાળે પણ બાપાજી કિસનને તેની સાથે પરણવા દેનાર નથી. એજ રસ્તો યોગ્ય છે.' તે નિર્ણય ઉપર આવ્યો.

આથી જ્યારે તે મુંબાઈ આવ્યો, અને પોતાના કામકાજનો અહેવાલ તેણે ગોઠવ્યો, ત્યારે તે અહેવાલ અસલ કરતાં કંઈ જુદોજ હતો. "બાપાજી, હું ઘણી સંભાળથી ગયો. હું સીધો એને ત્યાં ન ગયો. મેં તપાસ કરી કે તે કેવી છોકરી છે. મને ખબર મળી કે એ તદ્દન ખરાબ વર્તનવાળી છોકરી છે, એટલે મને વધારે ગુસ્સો ચઢયો. બીચારા કિસનને ફસાવનાર છોકરીને જડમુળથી ઉખેડી બાજુ પર કરવી જોઈએ, એમ નક્કી કરી, હું તેને ત્યાં ગયો. પહેલાં તો મેં એની સાથે સારી રીતે વાતો કરી. તે તો મારા સોનાના બટન તરફજ જોયાં કરી. મને મળેલી બાતમી મને ખરી લાગી."

"મેં ધીરે રહીને કિસનની અને લગ્નની વાત કાઢી. તેણે તો કહ્યું કે એ કિસનને પરણવાની, અને જો કિસન એની જોડે ન પરણશે. તો તેની પાસે કિસનના કાગળો છે અને એ કાગળોની સાક્ષીથી તે નુકસાનીનો દાવો માંડશે. મને લાગ્યું કે એ છોકરી એ ધમકી પાળે એવી છે, એટલે મેં એને કોર્ટમાં જવાના ગેરફાયદા સમજાવ્યા, એણે એના રૂપીઆ માગ્યા. મેં ચોખ્ખી ના પાડી.

"એટલે એ તો ગુસ્સે થઈ ગઈ, ગમે તેમ બોલવા લાગી, હું યે ગુસ્સે થઈ ગયો મેં એને ધમકાવી, સખત ધમકાવી મેં એને કહ્યું કે એના કરતા મને વધારે કાયદા આવડે છે જો તે નુકશાનીનો દાવો માંડશે, તો અમે ફોસલાવવાનું તહોમત મુકી, તેના ઉપર કામ ચલાવીશું આથી તે ગભરાઈ, તે એકદમ નમ્ર પડી ગઈ મેં તે જોઈ, વધારે ધમકાવી કિસનના કાગળો પાછા આપી દેવા મેં એને હુકમ કર્યો રડતા રડતા તેણે કહ્યું કે કિસનનો એક પણ કાગળ તેની પાસે નથી

"પણ મેં એમ માન્યું નહી, મેં તેની ઓરડીની એકેએક વસ્તુ તપાસી, અને ખાત્રી કરી કે જે બોલતી હતી તે સાચું જ હતું મેં એને કહ્યું કે જો તે હવે કિસનને કાગળ લખશે, તો બીજેજ દિવસે તેના ઉપર કામ ચલાવીશું એટલે—"

માધવરાય શાંતિથી સાંભળી રહ્યા હતા, તેમને એકદમ ખડખડાટ હસવું આવ્યું, "બળદેવ, હું ધારતો હતો કે તું વેપારી થવાનો છે એટલે જુઠું સારી રીતે બોલી શકતો હશે, તેં અત્યારે જે વાત કહી તેને જો તું સત્ય મનાવવા ધારતો હોય તો તું મોટી ભુલ કરે છે હું જાણું છું કે તેં મને જે વાત કહી તેમાનું અર્ધું યે તું કરી શકે એમ નથી અને તેં તેવું કંઈ કર્યું નથી, તે સાબીત કરતો આ પત્ર અત્યારનીજ ટપાલમાં આવ્યો છે" તેમણે બળદેવને કહ્યું

બળદેવને થયું કે જો ભોંય માર્ગ આપે તો તે ભોંયમાં પેસી જાય તે નીચે જોઈ રહ્યો.

'જો સાંભળ—' માધવરાય કાગળ વાંચવા માંડ્યા

"પ્રિય કિસન,

'મેં બે પત્રો લખ્યા તો હજુયે કે જવાબ કેમ નથી? મેં આગલા પત્રમાં લખ્યું હતું તેમ હું તમને પત્ર તો ન લખત પણ

આજે એક એવો બનાવ બન્યો, કે મને લાગ્યું કે મારે તેની ખબર તમને આપવી જોઈએ.

'સવારે એક માણસ આવ્યો, જાડો, કઢંગો, બેડોળ, કપડાં કીંમતી પહેર્યાં હતા, પણ તેનું શરીર એવું હતું કે તેના ઉપર ગમે તેવાં સારાં કપડાં ખરાબ લાગે. એણે કહ્યું કે તે તમારો ભાઈ થતો હતો. મેં તે માન્યું, તેને બેસવાને ખુરશી આપી,

'પણ તેણે તો તરત વિલક્ષણ રીતે વર્તવા માંડયું. જાણે તે કોઈ મારો ઉપરી હોય તેમ તેણે મને કહ્યું કિસન સાથે પરણવાનું માંડી વાળ. મેં પુછયું શા માટે? તેણે કહ્યું 'કારણ કે તું અમારી ન્યાતની નથી' મેં એને ચોખ્ખું સંભળાવ્યું કે મારે ગમે તેની સાથે પરણવું હશે, તેની સાથે પરણીશ. ત્યારે તેણે મને પૈસાની લાલચ બતાવવા માંડી. મને કહ્યું અમને ખબર છે કે તું કિસનને તેના પૈસા માટે પરણવાની છે, માટે મારાં પિતાજી તને પૈસા આપશે.

'આ સાંભળીને તો મને ઘણોજ ગુસ્સો આવ્યો. હજી મારાથી માની શકાતું નથી કે તે તમારો ભાઈ હોય અથવા તો તેણે કહેલું બધું સત્ય હોય, કારણ કે મારાથી સમજી નથી શકાતું કે લોકો શા માટે ધારે છે કે લગ્નને અથવા પ્રેમને પૈસા સાથે સંબધ છે. ખાસ કરીને પ્રેમને પૈસા સાથે જરાયે સંબંધ નથી. પ્રેમ એવી સ્વર્ગીય વસ્તુ છે કે ઐહિક સંબંધો અને સાધનોની તેને કૈં જરૂર નથી.

હા. લગ્નને અને પૈસાને સંબંધ છે—એટલાજ પુરતો કે લગ્ન એ પણ ઐહિક વસ્તુ છે, એને સુધરેલા સમાજે એમ બનાવ્યું છે. હું જ્યારે 'સમાજની ઉત્કાન્તિ'માંનાં શરૂઆતના પ્રકરણો વાંચું છું ત્યારે મને ખરેખર તે વખતના વણ સુધરેલા મનુષ્યો ઉપર અદેખાઈ આવે છે, તેમનામાં નહોતી લુચ્ચાઈ, કે બદમાશી. તેઓ જે કરતાં તે ઉઘાડું કરતાં. પીઠ ઉપર ઘા મારવામાં તેઓ સમજતા નહોતા, કોઈની પાછળ વાત કરતા નહોતા, કોઈનું ખરાબ ઇચ્છતા

નહોતા, તેઓને આ તી કાલની ચિંતા નહોતી ગઈ કાલની યાદગીરી નહોતી

'આજે મનુષ્યજાતિ આગળ વધી છે, પણ તે બે દિશાએ વધી છે, એક દિશાએ આપણને વિજળી અને હોસ્પીટલો મળી, બીજી દિશાએ આપણને મુડીવાદીઓ અને સામ્રાજ્યવાદીઓથી માંડીને તે પ છળથી ખઇને એ નાગ મિત્રો મળ્યા છે જે વિરૂધ્ધ તત્વો તે વખતે અસ્તિત્વમા પણ નહોતા, તે આજે તેની તિવ્રતમ કક્ષાએ પહોચ્યા છે'

"પણ હવે આગળ તું નહી સમજે એવુ છે," કાગળ બંધ કરતા માધવરાયે કહ્યુ બળદેવે તે આપવતી કબુલ કર્યુ છેલ્લો અડધો કાગળ વચાતો હતો ત્યારે તેને આગલી રાતના ઉજાગરાથી ઉઘ આવતી હતી "અને હવે નકરેના કામની મોટી બડાશ મારતો નહી, એ ટેવ તારે માટે ખરાબ છે, કારણ કે તારામા કલ્પના નથી, અને વાકચાતુર્ય નથી"

આત્મનાવનતા અનુભવતો બળદેવ ગયો તેના મનમા અનેક વિચારો આવ્યા હુ આટલો મુર્ખો કેમ હઇશ? પરમેશ્વરે મને એવો કેમ કર્યો? મારામા બુધ્ધિ કેમ ઓછી આપી? પણ મને વધારે રીસ તો દિમન ઉપર ચઢે છે. તે બી એ સુધી આવ્યો છે, એટલે એમજ માને છે કે પરમેશ્વરે બધી અકકલ એનામા જ ભરી છે, ને એનો દોસ્તદાર પુરૂષના તો એમજ ધારે છે કે પરમેશ્વરે કોઇનામા અકકલ મુકી નથી

'કે ફીકર નહી એ બન્નેને હુ જોઇ લઇશ' નાટકી ઢબે બળદેવે મુછના આકડા ચઢાવ્યા તે વખતે કોઇકે તેને જોયો હોત તો તેને હસવુ જ આવત.

# : ૧૭ :

બળદેવના ગયા પછી માધવરાય ઘણા વિચારમા પડ્યા એ છોકરી અને કિસન ક્યાથી મળ્યા? જો તે ન મળ્યા હોત તો આ બધી ફીકર ચિંતામાથી બચી શકત

'પણ એ છોકરી છે તો હોશીઆર. એનામા શિક્ષણ સાથે સમજ પણ છે, એમ તેના કાગળો ઉપરથી દેખાઇ આવે છે કિસન ખરેખરો નશીબદાર છે પણ એ છોકરી સાથે તેના લગ્ન મારા જીવતા જીવત તો અશક્ય છે.

'એનુ ધૈર્ય અને હીમત પણ અજબ છે બળદેવને તેણે અપમાન કરી કાઢી મૂક્યો એ જો મારી પુત્રવધુ હોત તો ખરેખર કુળને દિપાવત! હરકોર તો ગાડી ગાડી થઈ જાત, પણ પ્રભુએ તેને બીજી ન્યાતમા જન્મ આપ્યો! જો જન્મ પહેલા કયી ન્યાતમા જન્મવુ છે તે પુછવામા આવતુ હોત તો?' પોતાના ખ્યાલ ઉપર માધવરાય હસ્યા

એટલામા બહાર કૈ કોલાહલ થયો તેમણે તે તરફ ધ્યાન આપ્યુ કિસન કૈ બુમો પાડતો હતો. 'કિસન હવે ઘણો તાપમા આવ્યો છે, તેને બે શબ્દો કહેવા પડશે.' માધવરાયે વિચાર્યુ

'મારા કાગળો ઉઘાડયા અને વાંચ્યા? તેમને તેમ કરવાનો હકક શો હતો?' કિસનની ખુમો જેમ પાસે આવતી ગઇ તેમ સ્પષ્ટ થતી જતી હતી.

માધવરાય ચમકયા. કિસનને તેના પત્રો ફોડયા તેની ખબર પડી ગઇ હતી! કોણે કહી હશે? બળદેવે જ. એ એવો ભોટ છે કે તેના પેટમાં જરા વાત ટકતી નથી.

"બાપાજી, બળદેવ વાત કહે તે ખરી છે?" કિસને ઓરડામાં આવી, ગુસ્સાથી પુછયું. તેના ડોળા ચઢી ગયા હતા. તેનું મોઢું લાલચોળ થઇ ગયું હતું. તેના કપાળે પરસેવાના ટીપાં બાઝયાં હતાં.

"હા." માધવરાયે બને તેટલી ઠંડકથી કહ્યું.

"તમને તે કાગળો ફોડવાનો શો હકક હતો? મારા કાગળો ઉપર મારા એકલાનો હકક છે. મારી પરવાનગી વગર તમે એ કાગળ શા માટે ઉઘાડયો?" કિસન ભુલી ગયો હતો કે તે તેના પિતા કે જેનાથી તે એક વખત ઘણો ગભરાતો હતો, તેની સાથે વાત કરી રહ્યો હતો.

"કારણ કે હું માનતો હતો કે તે કાગળો તારી પાસે જાય તો તેમાં તને નુકશાન હતું."

"તે વિચારનાર તમે કોણ?"

"હું કોણ એટલે? તારે માટે હું વિચાર ન કરૂં તો કોણ કરે?" કિસનને પટાવતા હોય તેવે સ્વરે માધવરાયે કહ્યું.

"તેથીજ તમે બળદેવને ખાસ બેંગલોર મોકલ્યો અને સરોજને લાંચ આપવાનો પ્રયત્ન કર્યો? તે પણ મારાજ લાભ માટે, નહીં?" કરડાકીથી કિસને કહ્યું.

"હા. પણ આપણે હવે નિરાંતે વાત કરીશું. મારે તને કેટલીક વાતો પણ પુછવી છે." વાત ઉડાવતાં માધવરાયે કહ્યું.

"એમ? પણ આ વાતનો નિકાલ આવ્યા સીવાય હું અહીંથી ખસવાનો નથી. કયાં છે તે સૌ કાગળો?" કિસનનો ગુસ્સા ભર્યો સ્વર હજી ઓછો થયો નહોતો.

તે એક બે ડગલાં આગળ આવ્યો. "આ ટેબલ પર છે તેજ ને?" તે જલદી ટેબલ આગળ ગયો, અને તાજે આવેલો સરોજનો કાગળ લીધો. માધવરાય તેને અટકાવી ન શકયા.

"બીજા કાગળો ક્યાં છે?" જાણે ચોરની પાસેથી જડતી લેતો હોય તેમ કિસને પુછ્યુ.

માધવરાવને તે અસહ્ય લાગ્યુ. "કિસન, તારી આ વર્તણુક હુ સહન કરી શકુ એમ નથી તારા આ ગુમખરાડા, તારી અપમાન ભરી વાતચીત અને તારો આવો ધમકાવતો સ્વર મને ડગાવી શકે તેમ નથી, અને મારા ઘરમા તુ રહે છે, ત્યા સુધી તેરી રીતે વર્તવુ મને ઠીક લાગતુ નથી માટે—"

"અને તમે એમ ધારો છો કે તમે મારી જોડે આમ વર્તો છો, તે મને ઠીક લાગે છે? જાણે હુ નાનો કીકો હોઉ તેમ તમે મારા કાગળો ઉધાડો, મારે લગતી ગોઠવણો કરો, અને મારો અભિપ્રાય કે મત પણ ન પુછો? તમારા જેવી વર્તણુક જો બીજા કોઈએ બતાવી હોત તો—"

"ચાલ ઘણુ થયુ"

"નથી થયું, બાપાજી, હુ તમારા ઘરમા રહ્યો, અને તમારી શરીખનાહેવી રીતભાતો શીખ્યો પરતુ જ્યારે તમે મને જે શીક્ષણ આપ્યુ, તેનાથી ઉલટી રીતે વર્તો છો ત્યારે મને તમારા તરફ ફક્ત ગુસ્સો નથી ઉપજતો, તિરસ્કાર પણ ઉપજે છે પારકાના કાગળો ઉઘાડવા એ તમારાજ કાયદા પ્રમાણે ગુન્હો છે, હુ ધારુ તો તમને વિશ્વાસઘાત માટે જેલમા મોકલી આપુ, તેની તમને તો ખબર હશેજ"

"કાયદાની બીક મને ન બતાવ, છોકરા ચુપ રહે અને—"

"હુ શુ કામ ચુપ રહુ? તમે મારી સાથે જે અપ્રમાણિક વર્તણુક ચલાવી છે તેનો હુ તમને પુરેપુરો અહેવાલ કહી સભળાવીશ હુ મનોજ સાથે પરણુ તેમા તમે રાજી નહોતા તેથી તમે બાની માદગીનુ ખોટુ બહાનુ કાઢી, મને ગિરિગ્રામથી અહી બોલાવ્યો મને ધમકીઓ આપી હુ પાછો આવ્યો, અને તમારા કહ્યા પ્રમાણે વર્ત્યો ત્યારે તમે તે છોકરીના આવેલ કાગળો ફોડ્યા, વાચ્યા અને સતાડી રાખ્યા એટલુજ નહી, પણ મારાજ બાઈને

તેની પાસે લાંચ આપવા મોકલ્યો! આ તમારૂં, પિતાનું, જનકનું, જગતના નીયમ પ્રમાણે બાળકનું ભલું ઇચ્છનારનું, તેના પાલકનું લક્ષણ? આ તમને સારૂં લાગે છે?"

"કિસન, તારે આવી રીતે મારી સાથે બોલવું હોય તો આ ઘરની બહાર જા."

"હા. જઇશ. મારે આ ઘરમાં શું રહ્યું છે? મારી અહીં કોને દરકાર છે? મુરખ ભાઇ, અપ્રમાણિક પિતા અને તેની ગુલામ થઇને રહેલી માતા એ ત્રણને મારી કૈં દરકાર નથી, તો પછી મારે યે શા માટે રહેવું?"

"એમ તારે અહીં નથી રહેવું? તારા શબ્દો બોલતાં પહેલાં પુરો વિચાર કરી લે."

"બાપાજી, હું પહેલાં બોલત્તા પહેલાં એટલો વિચાર કરતો કે પછી હું બીલકુલ બોલી શકતોજ નહીં પણ મેં હવે વિચાર કરવાનું છોડી દીધું છે. જ્યારે મારા માબાપ મારી વિરૂદ્ધ પાખંડ કરે, ત્યારે મારે જગતમાં રહ્યું છે શું? જેમણે મને નાનપણથી ઉછેર્યો તે જ્યારે મારી પીઠ પાછળ ઘા કરવ પ્રયત્ન કરે ત્યારે મારે વિશ્વાસ કોના ઉપર મુકવો?"

"મારે તારી લાંબી વાત નથી સાંભળવી. આ ઘરમાંથી એકદમ બહાર જા." માધવરાયને ખરેખરો ગુસ્સો આવ્યો હતો, બાળક કિસન, ભણેલો ગણેલો કિસન આવું કદિ બોલતો નહોતો. આથી તેમના ક્રોધની સીમા રહી નહોતી.

"આ ચાલ્યો." કિસને પણ તેટલાજ ગુસ્સાથી કહ્યું અને ઓરડામાંથી બહાર નીકળ્યો. તે પોતાના ઓરડામાં ગયો, અને પોતાનો સામાન એકઠો કર્યો. બેગમાં પોતાના કપડાં અને ચોપડી એકઠાં કરી, તેણે પોતાના બાપનું ઘર છોડયું. આભો બની બળદેવ તે દશ્ય જોઇ રહ્યો.

તે પછી દિવસમાં સમજાયું, તે નિર્દોષતાનો કેટલાક ગેરફાયદા કરતા, તે પણ તેને દેખાઈ આવ્યું. કમળ જેવી નિર્મળ સરોજના સ્વભાવ વિષે, તેના વર્તન વિષે લોકોમાં ખરાબ વાયકા કેમ ચાલે તેના કારણો પણ તેને સમજાયા.

અઢાર વર્ષે સરોજ ૭ વર્ષની બાળક હતી. તે ભણી હતી, પરંતુ જગતની આંટીઘુંટીની તેને સમજ નહોતી. તે આખા જગતને પોતાના જેવું નિર્દોષ સમજતી. ખરું આશ્ચર્ય તો એ હતું કે આટલા ભોળપણ છતાં તેને હજી સુધી કોઈએ ઈજા કેમ પમાડી નહોતી, તેને પીડી કેમ નહોતી, ફસાવી કેમ નહોતી.

એક દિવસે કિસને તેને પુછ્યું "સરોજબેન, તમે આટલા ભોળા છો, તેથી તમને બીક નથી લાગતી ?"

સરોજ મનમાં હસી, કિસન તેનાથીય વધારે ભોળો હતો, જગતથી વધારે અજાણ હતો. પણ તેણે કહ્યું

"લાગે છે, પણ શું કરું ? મેં ઘણા પ્રયત્નો કર્યા હતા કે સહેજ લુચ્ચી થાઉં. પણ મારાથી તેમ થઈ શકાતું નથી, અને પાછી મારી ઈચ્છા શક્તિ ! એ સમાજ ઈચ્છા+શક્તિ કના ઈચ્છા+અશક્તિ એમ વધારે યોગ્ય રીતે છુટા પાડી શકાય !"

"પણ તમારી નિર્બળતાઓ તમે જાણો છો છતાં પણ તેની સામે લડી શકતા નથી ?" 3),154-

"ના, અને હવે મન પાછું થતું નથી કારણ કે તમે ધારો છો તેમ જગત ધારતું નથી. જગત એમ ધારે છે કે હું લુચ્ચી, બદમાશ, ધુતારી છું, હું ફક્ત ભોળપણનો દેખાવ માત્ર કરું છું, મારી નિર્દોષતા બનાવટી છે. એટલે મને લોકોથી બીવાનું ઘણું નથી અને ગણુંઓછું લાવ કામ છે, ત્યાં સુધી મને પૈસા સંબંધી કંઈ ચીંતા નથી. મારા પિતાનું ટ્રસ્ટ તે મારી રીતે સંભાળ્યા કરે છે, અને મને જોઈતા પૈસા મળ્યા કરે છે."

# ૧૮

કિસનના ગયા પછી માધવરાયની આંખ આગળ આખું ચિત્ર ખડું થયું. કિસનની વર્તણૂક અસહ્ય હતી. તેણે પાડેલા બુમબરાડા, તેની અપમાનભરી ભાષા, પોતાના ઉપર કરેલું દોષારોપણ તેમને ન ગમ્યું.

"પણ હું પોતે દોષિત હતો. મારી વર્તણૂક પણ ક્યાં સારી હતી?' તેમને પોતાના ઉપર ક્રોધ ચડ્યો. "આવી વાત મેં બળદેવ જેવા મુર્ખને શા માટે કહી? બળદેવ પણ કેટલો મુર્ખ? એને એટલું ભાન નહોતું કે કિસનને એ વાત ન કહેવી જોઈએ? પણ એ જેમ મારી આગળ બડાશ મારવા આવ્યો હતો, તેમ કિસન આગળ પણ બડાશ મારવા ગયો હોવો જોઈએ!

પણ હવે? કિસન—કે જેના ઉપર તેમણે પોતાની આશાના કિલ્લા બાંધ્યા હતા, જેને પોતાની મહત્વાકાંક્ષાઓનું કેન્દ્ર બનાવ્યો હતો, એ કિસનને તેમણે ઘર બહાર જતા રહેવાનું કહ્યું હતું, તેણે ઘર બહાર

જવા પણ કબુલ કર્યું હતું. એ જશે?

તેમણે ઘર બહાર ગાડીનો અવાજ સાંભળ્યો. એક વીકટોરીઆમાં કિસન બે બેગ મુકતો હતો. કિસનના મોંઢા ઉપર ક્રોધ, તિરસ્કાર, ધૃણા દેખાતી હતી.

ગાડી ચાલી. માધવરાયને લાગ્યું કે તે ગાડી તેમના હૃદય ઉપર થઈને ચાલી જાય છે, હૃદયને છુંદતી તે ચાલી જાય છે. તેમની આંખમાં આંસુ ભરાયા.

તેમણે આંખોમાંથી આંસુ નીચોવી નાંખવા આંખો સખત બંધ કરી. આવી નબળાઈ તેમને શોભે?

પણ આંખો ઉઘડી ત્યારે તેમની આંખોમાં વધારે આંસુ હતા, તેમનું હૃદય કકળી રહ્યું હતું. "કિસન, ઓ કિસન!"

તેમને કિસન ક્રૂર લાગ્યો. તેને શું પોતાના માતા, પિતા, ભાઈની એટલી દરકાર નહોતી, તેમના પ્રતિ એટલોયે પ્રેમ નહોતો, કે તેમને છોડીને ગુસ્સામાંને ગુસ્સામાં ચાલ્યો ગયો? તેણે એટલું ય નહીં વિચાર્યું કે તેના પિતાએ આ સૌ કર્યું. હતું તેનું કારણ એટલું જ હતું કે તેમને કિસનને મહાન બનાવવો હતો, અકલંકિત બનાવવો હતો, શ્રીમંત બનાવવો હતો, શક્તિ અને વૈભવની ભેટ આપવી હતી! કિસન, ઓ કિસન!

તે ભણ્યો, તેને આટલું શિક્ષણ મળ્યું હતું છતાંય તેણે વિચાર નહીં કર્યો કે પિતાનું ઘર છોડી દેવાથી પોતાની તેમજ પોતાના પિતાની કીર્તિને લાંછન લાગશે? પોતાના પિતાનું બધું કર્યું કારવ્યું ધુળમાં મળશે, તેમના સારા નામ પર બટો લાગશે?

તેમનું મન આ વિચારે ભ્રમિત થઈ ગયું. મનમાં અંધારું થઈ ગયું. તે ક્યાં સુધી વિના વિચારે એક ખુરશી પર પડી રહ્યા તેનું તેમને ભાન ન રહ્યું.

"આ બળદેવ શુ કહે છે?" હરકોર બેનનો કઠોર અને અસંસ્કારી અવાજ તેમના કાને પડ્યો, અને તે તેમની અર્ધજાગૃત ઉંઘમાંથી જાગ્યા

"શુ છે?"

'આ બળદેવ કહે છે કે કિસન રીસાઇને ચાલી ગયો છે?'

"હા તેનું છે શુ?'

"તેનુ છે શું? બીચારા ફુલ જેવા છોકરાને ઘરમાથી જતા રહેવાનુ કહેતા તમારી જીભ કેમ ચાલી?'

"તારા છોકરાનો પક્ષ લઇને લઢવા આવી હોય, તો મારે તારી વાત સાભળવી નથી, તારો છોકરો મોમા આવે તેમ બોલ્યો, એટલુ જ નહી, પણ તેણેજ ઘરમાથી ચાલી જવાનુ મને કહ્યુ"

"મારો કિસન એવુ કહે નહી, અને એવુ કહે તોયે એવા બાળકનો બોલ પકડી રાખવો, તે સરૂ નથી. મને કહ્યુ હોત તો હુ એને પટાવત સમજાવત"

"ત્યારે જા, એને પટાવી આવ, પણ મારૂ માથુ ન ખા. એની ભાજગડમા ને ભાજગડમા મારી આખી સવાર બગડી"

હરૂબેન બીચારા પોતાના કઠોર હૈયાના પતિથી ડવાઇને ચાલ્યા ગયા માધવરાય કરી એકલા પડ્યા. કિસન બાળક તો ખરો. હરકોરનુ કહેવુ ખરૂ હતુ. તેને જરા સમજાવીને કહ્યુ હોત, તેનો ક્રોધ શાત પડવા દીધો હોત તો યોગ્ય થાત

પણ જેવી રીતે તેનો ક્રોધ શાત પડવા દેત? તેમ કરવા માટે તેને બધા કાગળો આપવા પડત, અને એ કાગળો વાચીને એ એનો જવાબ લખત અને સરોજને ભુલી શકત નહી

'પણ હવે એ એક કાગળ તો લઇ ગયો છે, તેનો જવાબ તે જરૂર લખશે, નહી, પણ મારી જોડે લઢ્યો છે, એટલે તે છોકરી

ખાસે વધારે ખેંચાશે, એ મુરખ તેની જાળમાં ફરી ફસાશે. એને કેવી રીતે અટકાવવો? એનો કાગળ પોસ્ટમાં તો નહીં અટકાવાય, તે છોકરીની પાસે તો પહોંચશે. કેવી રીતે તેમનો પત્રવ્યવહાર અટકાવવો? શી રીતે તેમનો સંબંધ તોડવો?

'એક ઉપાય છે. તે છોકરીને તે કાગળ ન મળવા દેવા માટે તે છોકરીને બેંગલોરથી ખસેડી શકાય પણ તે કેવી રીતે?'

તેમણે મનમાં ચાર પાંચ યુક્તિ રચી. કોઇ તેમને રૂચી નહીં. ફરી તેમણે મનને ખંખોળ્યું. કોઇ ચાવી તાળાને બરાબર બેસતી નહોતી. લોકોમાં હોહો કર્યા વિના શી રીતે એ છોકરીને બેંગલોરથી દૂર કરવી?.

છેવટે તેમણે એક ઉપાય નક્કી કર્યો. તારનું એક ફોર્મ લઇ લખ્યું. "કિસન ઘણો માંદો છે. તમને હરપળે યાદ કરે છે, એકદમ આવો. માધવરાય.'

ઘંટડી મરી, નોકરને બોલાવ્યો. 'આ તાર કરી આવ,' તેમણે તેમનું લખેલું તારનું ફોર્મ આપતાં કહ્યું.

તેમણે તે થોડા દિવસના આંતરામાં બીજો ખોટો તાર કર્યો હતો. બે પ્રણયાઓને ભોળવવા તેમણે બે પ્રયત્નો કર્યા હતા.

## :૧૯:

કિસન સીધો પુરૂરવાને ત્યાં ગયો, અને સારે નસીબે પુરૂરવા ઘરમાં હતો

"કેમ, કિસન, અત્યારે? ને આ બેગો શાની?"

'હું નીરાંતે વાત કરું છું." તેણે બેગ ઉંચકી આણનાર મજુરને પૈસા આપતાં કહ્યું.

"હું મારા બાપ સાથે લડીને આવ્યો છું, અને થોડા દિવસ તારી પરોણાગત નીચે રહેવા ઇચ્છું છું" કિસને કોટ કાઢતાં કહ્યું.

"તારા પિતા સાથે લડ્યો, તે તો તેં ઠીક કર્યું, પણ તું મારે ત્યાં આવ્યો તે ઠીક ન કર્યું"

"કેમ?" કિસને ગભરાઇને પુછ્યુ. શું પુરૂરવા એને કાઢી મુકવાનો હતો?

"એટલાજ માટે કે એક ઓરડીમાં બે ખુની માણસ ન રહી શકે."

"તું તારી ધુન ઓછી કરજે !" હસતાં હસતાં કિસને કહ્યું.

"તે મારે કરવીજ પડશે કારણ કે યજમાન તરીકે મારો ધર્મ છે મહેમાનની બધી સગવડ જોવી જોઈએ. હવે તું તારા પિતા જોડે આટલો મોડો મોડો પણ શા માટે લઢયો તેની વાત કર. એમની વીકમાં તારી છબી તો મોકલાવી નહોતીને !"

"ના એટલું બધું નહીં, પણ–પણ મારા કાગળો એમણે મને પુછયા વિના ઉઘાડયા."

"અને તેમાં તું લઢયો ? મારાથી માની શકાતું નથી."

"ખરેખર તેથીજ લઢાલઢી થઇ."

"એ કાગળો કોના હતા ? કોઇ ખાસ મિત્રના હતા ?"

"હા."

"મને લાગ્યુંજ: હું ધારૂં છું કે કોઇ છોકરીના હોવા જોઇએ."

"હા."

"હવે હું સમજી શકું છું: સ્ત્રીની અદૃશ્ય અને પરોક્ષ શકિત વિના આજના યુવાનો કૈં ક્રાંતિકારક પગલું લઇ શકતા નથી, તે મારી માન્યતા આજે સાબીત થઇ. એવી કયી છોકરી હતી કે જેણે તને આટલું ય કરવાને ઉશ્કેર્યો?"

"મેં તને તે છોકરીની વાત કહી હતી."

"પેલી? તે દિવસે રાત્રે તું વાત કરતો હતો તે? તને ગિરિગ્રામમાં મળી હતી તે?"

"હા. તેજ."

"ને જેણે તને પરણવાની ના પાડી હતી, અને જેની સાથે તું તેટલા માટે લઢીને આવતો રહ્યો હતો તે?"

"હા."

"તે છોકરીને તું એટલો ચાહે છે કે જેને માટે તું તારૂં ઘર છોડી શકયો? એ છોકરી કયાં રહે છે? મારે તેને મળવું જોઇએ."

"કેમ?"

"હુ વર્ષોથી એવી છોકરીને શોધું છું કે જેની દૃઢતાથી અશક્તને શક્તિ મળે, જેના વિચારો અમને સમાજની અને રૂઢિની સાંકળોમાંથી બહાર આવવા ઉશ્કેરે, જેના શબ્દોથી આજના માઇકાંગલાઓ સબળ બને" પુરરવા પોતાની ગોવથી ઉશ્કેરાઈ ગયો હતો "તે ક્યાં રહે છે?" પુરરવ એ કપડા પહેરવા માડ્યા

"તે અહીં મુંબાઈમા નથી રહેતી. તે બેંગ્લોરમા રહે છે'

"બરાબર. તે મુંબાઈમા કે ગુજરાતમા ક્યાંથી રહી શકે? ગુજરાતમા રહી ગુજરાતી છોકરીઓ આવી શક્તિ કેળવીજ ન શકે ગુજરાતમા રહીને તો તેઓ પરણી અને માતાજ થઈ શકે?"

'તને બધી વાત કહી સંભળાવી છે હવે તુ મને તેનો આ કાગળ વાંચી લેવા દો"

"તને વાધો ન હોયતો પછી મને પણ વાચવા દેજે"

કિસને પત્ર વાચ્યો પત્ર વાચતા એને પોતાના ઉપર શરમ આવી આવી આદર્શવતી, અને સુશિક્ષિત છોકરીને તેણે સ્વાર્થી અને લોભી ગણી તેથી તેને પોતાના ઉપર ક્રોધ ચઢ્યો પોતામા એટલીયે અક્કલ નહોતી કે તે આવી ભુલ કરે? સોનાને પીત્તળ કહે?

એના પહેલા બે પત્રો કેવા હશે, તેની તેને જીજ્ઞાસા થઈ

"જોઉ, એ કાગળ!" પુરરવાએ તેને કહ્યું કિસને કાગળ આપ્યો, અને પુરરવા વાચવામા પડ્યો

પુરરવાને એ કાગળે ઘણી અસર કરી. કાગળની શરૂઆત વાચતાજ તેને ગુસ્સો ચઢ્યો પણ ધીરેધીરે આગળ વાચતા તે શાંત થયો લગ્ન અને પ્રેમને કે સબધ નથી, પણ સમાજે તે સબધ એટલો જોડી દીધો, અને સમાજના ઇતિહાસકારો કવિઓ અને નવલકથાઓએ લગ્નની શુદ્ધતા ને પ્રભુતાના એવા

વખાણ કર્યાં છે, કે સાધારણ લોકો લગ્નને પુજતા થઈ ગયા છે, એવી પુરૂરવાની પોતાની માન્યતા હતી, અને તે માન્યતા જોડે સરોજ સહમત થઈ જોઈ તે ઘણો ખુશ થયો

"કિસન, શું કરે છે?"

"હું આ કાગળનો જવાબ લખું છું, તે બીચરી મરા જવાબની રાહ જોઈ રહી હશે તે મને ક્રૂર અને હૃદય વિનાનો ધારતી હશે."

"લખ, લખ, અને હું પોતે એ કાગળ એને હાથોહાથ આપીશ મારે એને મળવું છે. તું ગભરાતો નહી. તારી છોકરી મારે નહીં જોઈએ," તેણે હસીને કહ્યું. "પણ મારે એ છોકરીને મળવુંજ જોઈએ, આવા વિચારો એ ફકત શિક્ષણનું પરિણામ નથી, પણ મનન, અને પરિશીલનનું સંયુકત પરિણામ છે.'

કિસન પત્ર લખતો હતો. તેણે પોતાની બધી સ્થિતિ વર્ણવી. પોતે શા માટે તેને છોડીને ગિરિગ્રામ છોડીને જતો રહયો હતો, તે તેને વિષે શું ધારતો હતો, શા માટે તેણે જવાબ ન આપ્યો, અને જવાબ ન આપવા માટે પોતે કેટલો એછો જોખમદાર હતો, તે સૌ તેણે અંદર સવિસ્તર વર્ણવ્યું. પોતે પોતાના પિતાથી જુદો પડયો છે, એટલુંજ નહીં પણ એના પિતા તેમના કૃત્ય માટે માફી ન માંગે ત્યાં સુધી ત્યાં જવા ઇચ્છતો નથી, તે યે લખ્યૂં, અને છેવટે એ પત્ર લાવનાર પુરૂરવાની ઓળખાણ આપી, પુરૂરવાના ધુની સ્વભાવની પણ સમજ આપી; કારણ કે તેને બીક લાગી કે કદાચ પુરૂરવા ગમે તેવી રીતે વર્તે તો પોતાના મિત્રને માટે અને પોતાને માટે યે સરોજનો અભિપ્રાય બગડી જાય, અને ફરી તેમની વચ્ચે અંતર પડે.

પુરૂરવાએ ટાઇમ ટેબલમાં બેંગ્લોર જવાને માટે ટ્રેન શોધી કાઢી. "કિસન, કાગળ લખી રહ્યો કે નહીં? મેં મહા મહેનતે ટ્રેન

કાઢી છે, અને તે અડધા કલાકમા ઉપડવાની છે તુ જલદી કર ' ટાઇમ ટેબલમાથી ટ્રેન શોધી કાઢવાના કામમાથી તેણે છુટા થતા કહ્યુ

"મે કાગળનો પુરો કર્યો છે, પણ હવે હુ તારૂ ઓળખપણુ આપુ છુ કારણ કે તારા જેવા ધુનીને પણ તે બળદેવના જેવા ગાળી અપમાન કરી કાઢી મુકે તો મને ખરાબ લાગે અને સુરેન્દ્ર પણ ધારે કે મારો ભાઇ અને મિત્ર બન્ને નકામા છે"

'જાણે તુ કોઇક સાગો હોય તેની માફક વાત કરે છે!" પુરૂરવાએ સામો જવાબ આપ્યો, "હવે તુ મારી સાથે સ્ટેશન ઉપર આવે છે કે અહી રહે છે?"

'હુ અહીંજ રહુ છુ મારી ચોપડીઓ અને કપડા સાથે તેમને કોઇક ઠેકાણે સારી અને સ્વચ્છ રીતે મુકવાનો પ્રયત્ન કરીશ"

'વસ્તુ કદિ સ્વચ્છ રાખવી નહી, એવો મારો મત છે, કારણ કે કહેવતકારોએ કહ્યુ છે કે પ્રભુના પછી બીજો નબર સ્વચ્છતાનો છે, પણ હુ પહેલા નબરમાં માનતો નથી તો બીજા નબરના ક્યાથી માનુ?' તેણે એક નાની બેગમા બેએક ખમીસ અને ધોતીયા નાખતા કહ્યુ "પણ હુ ધારૂ છુ કે હુ એ છોકરીનુ ચિત્ર પણ ચીતરીશ" કહી તેણે કલર બોક્સ પણ અદર નાખ્યો, અને બેગ બધ કરી "હુ જાઉ છુ તુ ક્યાય નાસી ન જતો, અને તારે ઘેર તો હમણા જવાનુજ નહી"

"બાબુ સારૂ, મોટાભાઇ!"

' પુરૂરવા ગયો, છલગ ભરતો, અને બબ્બે પગથીયા એક સાથે ઉતરતો

સરૂ માટે કિસનને માન ઉપજ્યું: આવા કપટભર્યા સંસારમાં બેપરવાહીથી રહેવા તૈયાર થય તે યુવતિ માટે માન કોને ન ઉપજે ?

તેઓ બન્ને છુટા પડયાં, ત્યારે બંને મોટા મિત્રો બની ચુકયાં હતાં. કિસન સરૂને જેટલી ઓળખતો હતો, તેટલું કોઈકજ—કદાચ રણછોડલાલ—ઓળખતું; એ પંદર દિવસે સરૂને એક આજીવન મિત્ર આપ્યો હતો.

કિસન જ્યારે મુંબાઇ આવ્યો, ત્યારે દૂર બેંગલોરમાં ભણતી સરૂને ભુલ્યો નહીં. તેઓનો પત્રવ્યવહાર ચાલુ હતો.

એક વરસ પછી તેઓ ફરી મળ્યાં, ત્યારે એકબીજાનાં મન તેઓ પારખી શકયાં હતાં, એટલુંજ નહીં, પણ તેઓનાં હૃદય પણ પરખાયાં હતાં. પછી તેમને જગતની કયાં દરકાર હતી ?

આજે તેમના પ્રથમ મિલનની સંવત્સરી હતી, અને સ્વાભાવિક રીતે કિસનને પહેલો દિવસ યાદ આવ્યો. તેણે પહેલા દિવસનું પુરાણ સરૂને સંભળાવ્યું હતું, પણ સરૂનો બચાવ કે તે અનાતિથ્ય બેદરકારી નહોતી પણ આવા મોટા મેળાવડા યોગ્ય રીતે ગોઠવવાની તેની અશકિત હતી, તે કિસને કબુલ કર્યો હતો, કારણ કે ગિરિ-શૃંખલા અને મલયસમીરના પ્રેમ કરતાં તેમનો પ્રેમ વધારે ગાઢ અને વિશ્વાસપૂર્ણ હતો.

“અને આજે?” એ સરૂના પ્રશ્ને કિસનના ચિત્તપટ ઉપર આખા વર્ષના જુદા જુદા પ્રસંગો, સરૂના જુદા જુદા પત્રો આવી ગયા.

“આજે, સરૂ! જગતમાં તારા જેવી ભોળી ભ.ળી બાળા શી રીતે રહી શકતી હશે, તેનો વિચાર જ મને આવ્યા કરે છે. હા, પરમેશ્વરે તને બુદ્ધિ આપી છે, ને તેં જ્ઞાન પણ મેળવ્યું છે. પણ જીવનના વાવંટોળ સહન કરવાને તું સંપૂર્ણત: અયોગ્ય છે, હા, તું મુંગે મોઢે સહન કરી શકે, પણ કવી પગે તે સહનશીલતાનો

# : ૨૦ :

માધવરાયનો તાર જ્યારે સરોજને મળ્યો, ત્યારે તે બેબાકળી થઈ ગઈ. જ્યારથી તે ગિરિગ્રામમા કિસનથી છુટી પડી ત્યારથી, તેના મનમા અનેક કુશંકાઓ થતી હતી, તે તેને ખરી પડતી લાગી. કિસનની માદગીના સમાચારે તેના મનને વિહ્વળ કરી નાખ્યુ. તાર મુકવાની જરૂર પડે, એવી ખરાબ તબીઅતના સમાચારથી હૃદયમા ઉત્પાત મચી રહ્યો.

તે જલદીથી મેટ્રન પાસે ગઈ, અને તેને તાર આપ્યો "કિસન કોણ છે?" મેટ્રને પુછ્યુ.

'મારો નજીકનો સગો છે, અને મારે ગયા વિના છુટકો જ નથી" લાગણીભર્યા સ્વરે સરોજે કહ્યુ.

મેટ્રને તેના તરફ સૂચક દૃષ્ટિએ જોયું, પણ સરોજને તે જોવાનો વખત નહોતો.

"હું જાઉં ને?" તેણે અધીરાઈથી મેટ્રનને પુછ્યું.

"હા મને કંઈ વાંધો નથી, પણ જલદીથી પાછી આવજે. પરીક્ષા ઘણી પાસે આવી છે, તે તો તારા ધ્યાનની બહાર નહીંજ હોય."

"ના પણ જો તેની માંદગી વધશે, અથવા લંબાશે, તો મારે પરીક્ષા આપવાનો વિચાર હાલ તરત તો માંડી વાળવો પડશે."

"હં," મેટ્રને કહ્યું, અને સરોજ તેને નમન કરી બહાર નીકળી, અને સીધી પોતાની ઓરડીમાં ગઈ.

"કેમ, સરોજ, મેટ્રન પાસે કેમ ગઈ હતી?" એક પડોશી છોકરીએ પુછ્યું.

"મારે બહારગામ જવું છે. મુંબાઈ."

"તું હમણાં તો વેકેશનમાં મુંબાઈ ગઈ હતી, અને પાછા જવું છે?"

"હા. મારો એક સગો માંદો પડયો છે આ તાર આવ્યો છે." તેણે તે છોકરીને વાતચીત કરતી અટકાવવા માટે તાર વાંચવા આપ્યો અને પોતે સામાન બાંધવા માંડયો.

"કિસન કોણ છે?" તે છોકરીની જિજ્ઞાસા સહેલાઈથી સંતોષાય તેમ નહોતી.

"મેં હમણાં કહ્યું ને? મારો સગો છે." સરોજ ટુકામાં પતાવતી હતી.

"પણ તે એવો તે કેવો સગો છે કે તે તેની માંદગીમાં તને યાદ કરે છે. તેને બીજું કોઈ યાદ કરવા જેવું નથી?"

"ના, તે પરણેલો નથી."

"માટેજ તને આટલી ઉતાવળ છે, નહીં?" તે છોકરીએ મોંઘાઈથી હસતાં કહ્યું.

સંગેજે તેના તરફ જોયું. છોકરીનું ખધાઇ ભરેલું હાસ્ય તે સમજી. તેણે માત્ર પોતાની આંખથી કબુલ કર્યું કે તે કિસનને ચહાતી હતી

"જા, જા, જલ્દીથી જા" તે છોકરી પોતાની જિજ્ઞાસા સંતોષાઇ હોવાથી સહાનુભૂતિ દર્શાવવા લાગી "અને એને મારા વતીથી ખબર પુછજે પણ પાછી આવજે. ત્યા રહી પડતી નહી."

"સારૂ" સરોજે કહ્યુ તે સામાન બાંધી રહી હતી

"ગાડીનુ તે કહ્યુ છે?" તેની મિત્ર તેને પુછ્યું

"ના, કહુ છુ"

"લાવ. હુજ કહી આવુ." તેની મિત્ર હવે મદદ માટે તૈયાર હતી.

"સારૂ." કહી સરોજ ખુરશી ઉપર બેઠી પણ તેનાથી બેસાયુ નહી ફરી ઉભી થઇ, અને ઓરડીમા આંટા મારવા લાગી. તેના મનને નીરાંત નહોતી, તેના હૃદયને શાંતિ નહોતી તેના જીવનુ ઠેકાણુ નહોતુ

તેણે બારી બહાર જોયુ. હજી ગાડી આવી નહોતી કેમ આટલી વાર લાગી? કે પેલી ગાડી લાવવાની વાત કરીને પછી ભુલી ગઇ?

તે પોતાની મિત્રની ઓરડી આગળ ગઇ

"સાવિત્રી!" તેણે બારણુ ઠોક્યુ

"કેમ?" સાવિત્રી બહાર નીકળી

"તે ગાડીનુ કહ્યુ છે કે નહી?"

"હા કેમ?"

"હજી આવી નથી ને"

"તને યે કેટલી અધીરાઇ છે જો આ આવી!" સવિત્રીએ કહ્યું. ગાડી આવી હતી

"ઉપકાર." સરોજે કહ્યું, "અને સાવિત્રી, હુ ચારપાંચ દિવસમા

આવી જઇશ, એમ હું ધારૂં છું. માટે મારા કાગળો આવે તો રહેવા દેજે: હાં."

"સારૂં." સાવિત્રીએ કહ્યું:

સરોજના ગયા પછી તરત સાવિત્રી, બીજી ઓરડીમાં ગઇ. "અન્તપૂર્ણા, ભેદ મળ્યો."

"શાનો?"

"સરોજના મનની અશાંતિનો."

"શો?"

"તે પ્રેમમાં પડી લાગે છે."

"કોની સાથે?"

"ક્યાં આમ બન્યું?" ત્રણચાર. છોકરીઓ એકઠી થઇ ગઇ હતી, તેમણે પુછ્યું. આવા સમાચાર વર્ષમાં ભાગ્યેજ એકાદ વાર મળતાં હતાં.

'કિસન કરીને કોઇક છે તે બીચારો માંદો પડયો છે, તેનો તાર આવ્યો, એટલે સરોજ ગઇ." ટુંકાણમાં બધી વાત સાવિત્રીએ કહી સંભળાવી.

"કયાંનો છે?"

"મુંબાઇનો."

"તેને વિષે બીજી કૈં ખબર છે?"

"ના પણ હું ધારૂં છું કે આપણને થોડીક બીજી ખબર મળશે ખરી કારણ કે સરોજે મને કહ્યું છે કે તેના કાગળો આવે, તો રાખી મુકવા. આપણે આપણી હમેશની રીત પ્રમાણે વરાળદેવીની મદદથી તે પત્રોની વાત જાણી શકીશું."

પણ તે સહાધ્યાયિનીઓની આશા ખોટી પડી. ત્રણ દિવસ સુધી કોઇનો કાગળ ન આવ્યો. પણ ચોથે દિવસે એક યુવાન તેને પુછતો આવ્યો. સરોજની ઓરડીને તાળું જોતાં, તે પાછો ફરતો હતો, એટલામાં સાવિત્રીએ તેને જોયો.

"તમારે કોનું કામ છે?"

"સરોજ–"

"સરોજ મુંબાઈ ગઈ છે. એકાદ બે દિવસમા પાછી આવશે."

"મુબઈ? મુબઈ શા માટે ગઈ છે, તેની તમને કે ખબર છે? હુ પણ મુબઈથીજ આવુ છુ"

સાવિત્રીએ તે યુવાન સામે જોયુ સરોજની વાત તેને કહેવી કે નહી, તેનો ત્રણ પળેક વિચાર કર્યો યુવાન સંગૃહસ્થ લાગતો હતો સરોજ વિષે ખબર આપતા તેનો ખરાબ ઉપયોગ નહી થાય તેની તેને ખાત્રી થઈ

"તેનો કિસન નામનો એક મિત્ર માંદો પડ્યો છે"

"કિસન? તે માંદો પડ્યો?"

"હા"

"પણ તે કેમ બને? હુ કિસન પાસેથી તો ગઈ કાલે અહી આવ્યો અને અહી જરા પણ રોકાયા વિના હુ સરોજ પાસે આવ્યો. હુ નીકળ્યો ત્યારે તો કિસન તદ્દન સાજો હતો!" પુરૂરવાના માન્યામા આ વાત ન આવી

"આ રહ્યો તાર!" સાવિત્રી પોતાની ઓરડીમા ગઈ, અને તેણે સંગ્રહી રાખેલો સરોજ પર આવેલો તાર લેઈ આવી, અને પુરૂરવાને બતાવ્યો

પુરૂરવાએ તે વાચ્યો, અને વિચારમા પડ્યો તે તારની તારીખ તો તે જે દિવસે તે ત્યાથી નિકળ્યો તેજ હતી પોતાના આવ્યા પછી કિસનને કે થયુ કે શુ?

તેણે તારનો વખત જોયો પણ તે બરાબર દેખાયો નહી, તાર ઓફીસ શા માટે સારે અક્ષરે વખત નહી લખતી હોય?

"કે નહી, હુ ફરી આવીશ બે ત્રણ દિવસ રહીને તપાસ કરી જઈશ!" તેણે તાર પાછો આપતા કહ્યું.

"સારૂં. તમારૂં નામ શું ?"

"તેને કહેજો કે કિસનનો એક મિત્ર મળવા આવ્યો હતો." પુરૂરવાએ પોતાનું ઓળખાણ આપ્યું, અને ત્યાંથી ચાલ્યો ગયો.

"અન્નાપૂર્ણા !" સાવિત્રી અન્નપૂર્ણાના ઓરડામાં ગઇ, "વધુ સમાચાર ! છેલ્લી ખબર !" તેણે ન્યુસપેપર વેચતા છોકરાના ચાળા પાડતાં કહ્યું.

"શી ખબર ?" અન્નપૂર્ણા અને બીજી બે ત્રણ છોકરીઓ એકઠી થઇ ગઇ.

"એક સુંદર યુવાન હમણાં સરોજની ખબર પુછતો આવ્યો હતો. નાની, તિક્ષ્ણ આંખો, નમણું નાક, વાળના મોટા ઝુલફાં અને—

"અને—" એક છોકરીથી કહેવાઇ ગયું બધી છોકરીઓએ તેની સામે જોયું. તે શરમાઇ ગઇ.

"અને કર્ણપ્રીય સ્વર!" સાવિત્રીએ પોતાનું વાક્ય પુરૂં કર્યું "પછી?"

"મેં તેને બધી પરિસ્થિતિ સમજાવી, અને એ ચાલ્યો ગયો. તે પાછો આવવાનો છે." તેણે વચ્ચે બોલી ઉઠેલી છોકરી તરફ જોતાં કહ્યું. બધાં હસી પડ્યાં.

# ૨૧

સંગેજને રસ્તામાં અનેક તર્કવિતર્ક થયા. ગિરિગ્રામમાં ડિક્સનને ડૉક્ટરના મળ્યા પછીના સૌ બનાવો નજર આગળ આવી ગયા. ડિકસન ગિરિગ્રામમાંથી ચાલી ગયા પછી તેના વિહ્વળ થએલા મગજને વેદનાઓ ખમવી પડી હતી તે સૌ તીવ્રતર સ્વરૂપે ફરી પાછી તેના મગજને પીડવા લાગી ને સૌમાં મુખ્ય પ્રશ્ન, મુખ્ય વેદના, મુખ્ય આંતરિક પીડા એ હતી, કે ડિકસનના માંદગીનું શું પરિણામ આવે તો?

ઉંઘ વિનાની રાત્રીઓ અને શાંતિ વિનાના દિવસ પછી જ્યારે તે મુંબાઈ પહોંચી ત્યારે તેનું ચિત્ત વિહ્વળ થઈ રહ્યું હતું. સહેજ અવાજ તેને ભયભિત કરી મૂકતો, નાનો બનાવ તેના ઉપર ઊંડી અસર કરતો. તે શું કરતી હતી તેનું તેને ભાન નહોતું. હીપ્નોટાઈઝ થએલો મનુષ્ય આજ્ઞા પ્રમાણે કામ કર્યે જાય છે, પણ તેનું તેને ભાન રહેતું નથી તેમ સંગેજ ફરતી; તે તરત ભુલી જતી હતી.

ભવિષ્યના ભયથી તેની મોટી આંખો ઉંડી ગઈ હતી; તેનો ફીક્કો ચહેરો વધારે ફીક્કો થયો હતો; તેના લાંબા વાળ સમા કરવાની તેનામાં ધીરજ નહોતી; વિશ્રાંતિને અભાવે તેના ગાલમાં ખાડા પડી ગયા હતા. તેના હમેશના ગોળ મોંઢાંમાં હાડકાં નીકળ્યાં હતાં. પણ તેને તેની ક્યાં દરકાર હતી? તેની આંખોમાંથી, હોઠમાંથી, હૃદયમાંથી, આખા શરીરમાંથી એકજ ધ્વનિ મોજા નીકળતા હતા: "કિસન, કિસન!"

માધવરાય તેને જોઈને અજબ થઈ ગયા. 'આ સરોજ? આની પાછળ કિસન ગાંડો થયો હતો? આ છોકરીએજ પત્રો લખ્યા હતા? એ પત્રોનું ડહાપણ, અનુભવ આ ભાગ્યે અરાઢ વર્ષની દેખાતી છોકરીમાં હતું?

સરોજ પણ તેમને જોઈ ક્ષોભ પામી. તેણે માધવરાયની કરડી દેખાતી આંખો, ભરાવદાર મુછોથી ભરાયેલું મુખ અને કિસનના જેવું સહેજ નમાણું નાક જોઈ ધારી લીધું કે આજ કિસનના પિતા છે કે જેણે કિસન અને તેની વચ્ચે અંતરાય આણ્યો હતે. એણેજ તેના જીવનની દુ:ખીમાં દુ:ખી પળો આણવામાં મુખ્ય ભાગ ભજવ્યો હતો. છતાંય તેજ કિસનનો પિતા હતો, તેણેજ કિસનને પાળ્યો પોષ્યો હતો, તેણેજ કિસનની માંદગીનો તાર તેને મોકલ્યો હતો.

ત્યાગ કરી, એ પાન ટોળમાં ગુમાઈ જાય, એ તુફાનમાં હારી જાય તેં. કદી ન ગણાય તું આ જગતમાં જીવના લાયક નથી તારે માટે તો સ્વર્ગજ યોગ્ય સ્થળ છે!"

"એટલે મારાથી તમે કંટાળી ગયા છો, કે મને આવી રીતે મરવાનું કહો છો?"

"ગાંડી, મરવાની વાતની મશ્કરી ન હોય. પ્રભુ એવો આધણો છે, કે આવી મશ્કરી સમજ્યા કર્યા વિના, ગંભીરતાથી માની લઈ, કોઈકને પોતાની પે પ્રભુમા હાસ્યજ્ઞતા વણી ઓછી છે"

"અને મારામા ય ઓછી છે, એમ તમે તે દિવસે કહેતા હતા એટલે પ્રભુ પાસેજ મને ઠીક ફાવશે"

"હજી તારી મશ્કરી ગઈ નથી મારીજ ભુલ કે મે એમ કહ્યું કે તારામા હાસ્યજ્ઞતા ઓછી છે'

થોડી વાર બન્ને ચુપ રહ્યા તેમની રક્ત આંખો વાત કરી રહી તેમની મુખી વાતચીત જીભ કરતા આંખો વડે વધારે સારી રીતે થઈ શકતી હતી, એકમેકના વિચારો વધારે સારી રીતે વ્યક્ત થઈ શકતા હતા તેઓની વાતચીત પણ ગિરિનુ ખના અને મલયસમીરની માફક નિર્ગત બની.

"આરામ? આરામ શાનો?" સરોજ વિચારમાં પડી. શાની વાતો કરવાની? તે વાતો કરવા કે આરામ લેવા આવી હતી? તે તો કિસન માટે આવી હતી. કિસન માંદો પડ્યો હતો, તેને માટે આવી હતી.

"શાનો વિચાર કરે છે?" માધવરાવે કોમળ સ્વરે પુછ્યું.

"કિસનભાઈને કેમ છે?" સરોજે પુછ્યું. તે પુછતાં તેના આખા શરીરને કંપારી આવી. જાણે કોઈ ભયાનક ભવિષ્યની આગાહી ન થતી હોય?

"તે વિષે જ આપણે પછીથી વાત કરીશું," માધવરાવે કહ્યું. તેમના સ્વરને તેમણે આનંદનો લેપ લગાવ્યો હતો.

સરોજને ભય લાગ્યો. કિસનભાઈની માંદગી વિષે વાત શાની કરવાની? શું માંદગી એવી ભયંકર છે, કે તેને તેની પાસે જઈ જતી હાનીકારક થઈ પડે? અથવા શું તે માંદગીનો વિષમ અંત આવ્યો હશે? ઓહ!

કોણ જાણે કેમ તેની આંખમાં આંસુ આવી ગયાં. જનકરાયને મળતાં તે જેમ રડી પડી હતી, તેમ ન બને તે માટે તેણે આંખો બંધ કરી. પણ તેના મોઢામાંથી શબ્દો તો નીકળી ગયા કે 'કિસનની શી વાત કરવાની છે?'

પણ માધવરાવની નજરે તે આંસુ પડ્યાં. તેમણે કોમળમાં કોમળ અવાજે કહ્યું, "બહેન, તેં ધાર્યું છે તે બરાબર છે."

સરોજે આંખો ઉઘાડી. આંખોએ પ્રશ્ન પુછ્યો, 'મેં શું ધાર્યું છે?'

"કિસન ગઈ કાલેજ મરણ પામ્યો," માધવરાયે કહ્યું. પોતાના જીવતા પુત્રને મરણ પામેલો કહેવો એવી દૃઢતાવાળા કેટલાક પિતાઓમાંના માધવરાય એક હતા. તેમને તેમ કહેતા ન આંચકો આવ્યો કે ન બીક લાગી, કારણ કે તેમને મન કિસન મરણ પામેલો હતો, એને સરોજના પ્રેમ પાશમાંથી છોડવી એમને તેને સજીવ કરવો હતો. "બેન, રડ ના! પ્રભુએ જે ધાર્યું હોય તે કરી શકે છે!" તેમણે સાંત્વન આપતાં કહ્યું.

પણ સરોજની આંખમાં આંસુ ક્યાં હતા? કિસનના મૃત્યુના સમાચાર સાંભળી ઉદ્દભવેલા દુઃખાગ્નિએ તેને સુકવી કાઢયા હતા. તેની આંખો રણના સૂર્ય સમી પ્રચંડ નિશ્ચળ થઇ ગઇ. તેણે ક્યાં સુધી માધવરાયની સામે જોયાં કર્યું. પળેક માધવરાય પણ બીધા કે તે વજ્રાઘાત સમા સમાચાર સાંભળી એકાએક મરી તો ગઈ નથી'

ધીરેથી સરોજ ઉભી થઇ, અને બારણા તરફ ચાલવા લાગી. માધવરાય પણ ઉભા થયા: "બેન, ક્યાં ચાલી?"

"હું જઇશ, પાછી." મહામહેનતે ધ્રુસ્કું રોકતાં તે બોલી.

"અહીં બે ત્રણ દિવસ રહીને જાય તો? શાંતિ વળે પછી જજે"

સરોજે ડોકું ધુણાવ્યું. કિસનના મૃત્યુ સ્થાનમાં શી રીતે રહી શકાય? શી રીતે શાંતિ મેળવી શકાય?

"ક્યાં જશે, અત્યારે, બેન? તું અહીં રહેશે તો અમને યે જરા શાંતી મળશે."

"સારૂં !" સરોજ પાછી ફરી, અને ખુરશી પર બેઠી તેના હૃદયનો ઉલ્કાપાત તેના મોઢા ઉપર દેખાતો નહોતો મોઢા ઉપર ફક્ત દેખાતી હતી, નિર્જીવતા, જડતા.

માધવરાયે નોકરને મોટર માટે કહ્યું, અને સરોજની સામે આવી બેઠા, પણ સરોજને જોઈ તેમનથી વાતચીત કરવાની હીમત આવી નહી એમને એમ પણ લાગ્યુ કે તે નાહકના એક કોમળ હૃદયને કચરી રહ્યા છે, અને ધારે તો તે કચરાએલા હૃદયને ફરી પલ્લવનવુ કરી શકે એમ છે પણ તેમના હૃદયની સારી લાગણીઓ ઘણી ન ટકી તેમનુ સોલીસીટરનુ કાચુ હૃયુ એવી લાગણી ઘણો વખત સઘ્રહી શકે તેવુ નહોતુ.

એટલામા બહાર મોટરનો અવાજ આવ્યો, માધવરાય ઉભા થયા સરોજ પણ ચમકીને ઉભી થઈ, અને માધવરાયની પાછળ આવી માધવરાયે મોટર ઉપડતા કહ્યુ "બેન, કૈ કામકાજ હોય તો કહેજે !" એજ અવાજ

સરોજને તે સભળાયુ યે નહી, જ્યારે તે સ્ટેશન ઉપર આવી ત્યારે તેને બહારની દુનીઆનું ભાન આવ્યુ તે મોટરમાથી ઉતરી, સ્ટેશનપર ગઈ કોઈકે તેને કહ્યુ કે ટ્રેનને હજી બે કલાક છે, તે વેટીગ રૂમમા ગઈ, અને ત્યા પડી.

તેનુ મગજ શુન્ય બની રહ્યું હતુ કે વિચારો આવતા નહોતા, અને આવતા તો તે અસબધ્ધ અને કામ વિનાના આવતા

કોઈકે તેને ગાડી આવતા મુર્છામાથી જગાડી તે કેવી રીતે ડબ્બામા આવી બેઠી, તેની યે તેને ખબર ન રહી જ્યારે તેનાજ ડબ્બામા બેઠેલી એક વાચાળ સ્ત્રીએ સરોજ જેવી મુગી સ્ત્રીને યોગ્ય પાત્ર ગણી લાબી વાતચીત ચલાવી ત્યારે સરોજને આજુબાજુના

: ૧ :

કિશન પુરૂરવાની ઓરડીમાં બેઠો હતો. આઠ દિવસ થયા, એટની એક ઓરડીમાં રહ્યો રહ્યો તે કંટાળી ગયો હતો. તેને પુરૂરવા ઉપર ક્રોધ ચઢ્યો, તે બેંગલોર ગયો પછી તેનો કંઈ પત્તો નહોતો, તેની પાસે પૈસા પણ ખુટી ગયા હતા, અને પૈસા મેળવવાની કોઈ રીત તેને ખબર ન હતી.

રાત પડી ગઈ હતી, છતાં યે તેને ખુરશીમાંથી ઉઠવાનું મન થતું નહોતું. ક્યાં જવું, કોને ત્યાં જવું, કોને મળવા જવું તે નક્કી કર્યાં વિના ખુરશીમાંથી ઉઠવું એ મુર્ખાઈ હતી, આથી તેણે ખુરશીમાં બેસી રહેવાનું જ નક્કી કર્યું.

નીચે મુંબઈ શહેરની દોડધામ હતી, પણ તેને તે દોડધામમાં શામેલ થવાનું મન નહોતું. એ દોડધામમાં ભાગ લેવાની એનામાં શક્તિ પણ નહોતી. નીગેજાઈન્ય એ શું કરે બીજા કામ ધો

હતો, તેને કૈં નહોતો. છેલ્લા ત્રણ દિવસથી તે કોલેજમાં પણ ગયો નહોતો કારણ કે તેણે નક્કી કરી લીધું હતું કે કોલેજનું શીક્ષણ તેને હવે કૈં પણ મદદ કરી શકે એમ નહોતું. જ્યાં સુધી તેના માથા ઉપર બાપ હતા, તેના બાપની પેઢીમાં ભાગીઆ થવાની તક હતી. ત્યા સુધી કોલેજનું શીક્ષણ તેને ફાયદા કારક હતું, પણ ચાર દિવસના સતત વિચાર પછી એ નિર્ણય ઉપર આવ્યો હતો કે પુરૂરવા આવે કે તરત તેણે કોઈ જગ્યાએ નોકરી લઈ લેવી કે જેથી તે પુરૂરવાને માથે ન પડે.

પણ પુરૂરવાનો પત્તો નહોતો. તે ક્યારે આવે તે પણ નક્કી નહોતું, તે વંટોળીઆ જેવો હતો. ક્યારે કયાં જાય કયી જગ્યાએ અટકે, તે કૈં કહેવાય નહી: તે પોતાની હડફડમાં કોને ઉપાડી જાય તે યે એટલુંજ અચોક્કસ હતુ.

પુરૂરવાની ઘડીઆળમાં સાત ટકોરા થયા. તે ઘડીઆળ પુરૂરવા જેટલુંજ અચોક્કસ હતું. કોઈક વખત તેનામાં અદભુત શક્તિ આવતી અને ચોવીસને બદલે અડતાલીશ કલાક ચાલી જતુ; ક્યારેક તે શક્તિના પ્રત્યાઘાત રૂપે તે ચોવીશ કલાકમાં પાંચ કલાકને વેગે ચાલતું. આજે એ સહેજ ધીરે ચાલતું હતું, એટલે કિસને નક્કી કર્યું કે નવ વાગ્યા હશે.

નીચેની દોડધામ કમી થઈ હતી. તેના મગજમાં વિચારોની દોડધામ એટલી ઓછી થઇ ગઇ હતી કે મગજ લગભગ શુન્યવત થઇ ગયું હતું.

તે ઉઠયો, કપડાં પહેર્યાં, અને ઓરડીમાં નજર નાંખી. તેની સતત મહેનત પછી પણ ઓરડીની અસ્વચ્છતા ગઇ નહોતી. કોણ જાણે શી રીતે કોઇ ચીજને તેને ઠેકાણે રહેવું ગમતુંજ નહોતું. તે કેવી રીતે અણઘટતી જગ્યાએ જઇ શકે છે, તે યે અગમ્ય હતું.

એરડી તરફ અમંતેપ જાહેર કરતો તે ઓરડી બહાર નીકળ્યો, અને નીચે ઉતર્યો, અને પગ લઈ જાય ત્યા ચાલવા લાગ્યો થોડાજ વખતમા તે કટાળી ગયો પુરૂરવાની ઓરડીમા જેટલી નિરસતા હતી, તેટલી નિરસતા બહાર પણ હતી એક બીજાથી બેપરવાહ બેદરકાર લેકો ચાલ્યા જતા હતા કોઇને પોતની પાસે ચાલનારના દુ ખની કે સુખની ખબર નહોતી રસ્તાની બે બાજુએ આવી રહેલા મકાનોના સુખદુ ખ જાણવાની કોઇ દરકાર કરતુ નથી, તેમ બે બાજુએ ચાલી રહેલા માણસોના હાલ જાણવાની કોઇને દરકાર નહોતી દરેક પોતાને કામે ચાલ્યો જતો હતો '

જગત ખરેખર વિચિત્ર છે જે બીજા કોઇની દરકાર કરતો નથી, તે કામધધાવાળો ગણાય છે, પણ જે કોઇ બીજાના સુખદુ ખ પુછવા જવાની હીમત કરે તો તેને કહેવામા આવે છે કે પારકી વાતની પચાત ન કરવી કિસનને આ વિચારે હસવુ આવ્યુ, કદાચ કોઇ રસ્તે ચાલતો માણસ તેને આવીને તેના સુખદુ ખની વાત પુછેતો પોતે શુ ધારે? પોતે શો જવાબ આપે? પોતે તેની જોડે કે વાત પણ કરે કે બીજાની માફક જવાબ આપે કે પારકી વાતમા માથુ ન મારવુ ?

માનવીઓ કેટલા સકુચિત વિચારના અને સ્વાર્થી છે તેનુ તેને હમણાંજ ભાન થયુ તેમને બીજાની દરકાર હોતી નથી, અને બીજાઓ તેમની દરકાર કરે તે ગમતુ નથી કેવો વિચિત્ર છતાય સર્વ સાધારણ કોયડો!

એકાએક તે ઉભો રહ્યા તેનાથી માની ન શકાયુ કે સામે ઉભેલો છે તે માણસ પુરૂરવા છે કે બીજો તેણે ધારીને જોયુ, અને તેને નક્કી લાગ્યુ કે તે પુરૂરવાજ છે તે પાસે ગયો હાર્મોનીઆમ વગાડતી એક છોકરી પાસે તે બેઠો હતો

તે છોકરી હારમોનીયમ વગાડતી હતી, ચેક માણસો તેની

આજુબાજુ ઉભા રહી, મિસ્ટર્સ મશ્કરી કરતા હતા, પણ પુરૂરવા તે બધા તરફ ધ્યાન આપ્યા વિના હારમોનીઅમ વગાડતી આંગળીઓ તરફ એકીટસે જોયા કરતો હતો. આંગળીઓ જેમ જલદીથી ચાલતી હતી, તેમ તેની આંખો પણ ફરતી હતી.

કિસને તે જોયાં કર્યું નાગ જેમ મુરલીને અવાજે નાચે, હરણ વીણાના ઝણઝણાટે મુગ્ધ બને તેમ પુરૂરવાની આંખો તે છોકરીની આંગળીઓ પાછળ ગાંડી બની હતી.

આખરે સંગીત પુરૂં થયું. જોનારાઓ અને સાંભળનારા વિખરાઈ ગયા. પણ પુરૂરવા તો બેસીજ રહ્યો હજી કે વધુ સાંભળવાનું મળશે, હજી ફરી મધુર સંગીતનો લાભ મળશે, એવી ઇંતેજારી તેના મોંઢા ઉપર સ્પષ્ટ દેખાતી હતી. કિસન તે જોઈ રહ્યો.

પણ પેલી છોકરી પુરૂરવાની ઇંતેજારી ન સમજી શકી તેણે હારમોનીઅમની આજુબાજુ વીંટાળેલા કપડાનો પટો બનાવી ખભે ભેરવી, ઉઠવાની તૈયારી કરવા માંડી.

"તો અમે કાલે આવીશું મારે આ મારા દોસ્તદાર સાથે ઘણી વાતો કરવાની છે. પણ તેથી, એમ ન સમજતી કે તારા સંગીતની અમને દરકાર નથી. તું કાલે જરૂર આવજે !" પુરૂરવાએ કહ્યું. "ચાલ કિસન !"

"પણ એ છોકરીને કેં પૈસા તો આપ!" કિસને યાદ આપી.

"અરે, હા. તે તો ભુલીજ ગયો !" પુરૂરવાએ કહ્યું, અને ખીસ્સામાંથી પૈસા કાઢ્યા. તેમાંથી એક રૂપીઓ લઇ, તેણે તે ભીખારણને આપવા માંડયો.

તે ભીખારણે આ ગાંડા માણસ તરફ સંશયાત્મક દૃષ્ટિએ જોયું અને પછી સહેજ હસીને કહ્યું "આજે નહીં જોઇએ. કાલે !"

"સારૂં ! સાહેબજી !" કહી પુરૂરવાએ કિસનને લઇ ચાલવા માંડયું

પેલી ભીખારણ આ માણસ વિષે શું ધારવું, તેનો વિચાર કરતી તેઓ ગયા તે દિશામાં નજર નાંખી રહી.

સરૂ માટે કિસનને માન ઉપજ્યું: આવા કપટભર્યા સંસારમાં બેપરવાહીથી રહેવા તૈયાર થાય તે યુવતિ માટે માન કોને ન ઉપજે ?

તેઓ બન્ને છુટા પડયાં, ત્યારે બંને મોટા મિત્રો બની ચુકયાં હતાં. કિસન સરૂને જેટલી ઓળખતો હતો, તેટલું કોઈકજ—કદાચ રણછોડલાલ—ઓળખતું; એ પંદર દિવસે સરૂને એક આજીવન મિત્ર આપ્યો હતો.

કિસન જ્યારે મુંબાઇ આવ્યો, ત્યારે દૂર બેંગલોરમાં ભણતી સરૂને ભુલ્યો નહીં. તેઓનો પત્રવ્યવહાર ચાલુ હતો.

એક વરસ પછી તેઓ ફરી મળ્યાં, ત્યારે એકબીજાનાં મન તેઓ પારખી શકયાં હતાં, એટલુંજ નહીં, પણ તેઓનાં હૃદય પણ પરખાયાં હતાં. પછી તેમને જગતની કયાં દરકાર હતી ?

આજે તેમના પ્રથમ મિલનની સંવત્સરી હતી, અને સ્વાભાવિક રીતે કિસનને પહેલો દિવસ યાદ આવ્યો. તેણે પહેલા દિવસનું પુરાણ સરૂને સંભળાવ્યું હતું, પણ સરૂનો બચાવ કે તે અનાતિથ્ય બેદરકારી નહોતી પણ આવા મોટા મેળાવડા યોગ્ય રીતે ગોઠવવાની તેની અશકિત હતી, તે કિસને કબુલ કર્યો હતો, કારણ કે ગિરિ-શૃંખલા અને મલયસમીરના પ્રેમ કરતાં તેમનો પ્રેમ વધારે ગાઢ અને વિશ્વાસપૂર્ણ હતો.

“અને આજે?” એ સરૂના પ્રશ્ને કિસનના ચિત્તપટ ઉપર આખા વર્ષના જુદા જુદા પ્રસંગો, સરૂના જુદા જુદા પત્રો આવી ગયા.

“આજે, સરૂ! જગતમાં તારા જેવી ભોળી ભાળી બાળા શી રીતે રહી શકતી હશે, તેનો વિચાર જ મને આવ્યા કરે છે. હા, પરમેશ્વરે તને બુદ્ધિ આપી છે, ને તેં જ્ઞાન પણ મેળવ્યું છે. પણ જીવનના વાવંટોળ સહન કરવાને તું સંપૂર્ણતઃ અયોગ્ય છે, હા, તું મુંગે મોઢે સહન કરી શકે, પણ કયી પળે તે સહનશીલતાનો

# ૨

"શી વાત છે, પુરૂરવા?" કિસને પુછયુ

"તે હમણા નથી કહેવાનો, પહેલા ઓરડી પર ચાલ ત્યા જઈ નીરાતે આપણે વાત કરીશુ"

થોડો વખત બન્ને જણા મુગા મુગા આવ્યા. લોકોની અવર જવર ઓછી થઈ ગઈ હતી, પરતુ મુબાઈ શહેરમા દિવસ કે રાતનો એક પણ કલાક એવો જતો નથી કે જ્યારે લોકોની અવર જવર બીલકુલ બધ પડી જાય

જ્યારે તેઓ પુરૂરવાની ઓરડી ઉપર આવ્યા ત્યારે આખો માળો ઉંઘતો હતો "કિસન, આપણી નીચે આખુ મુબાઈ ઉંઘે છે. તને તેના ઉપર દયા નથી આવતી?" કપડા કાઢતા પુરૂરવાએ કહ્યુ,

"દયા? મને તો ઉલટી મારા ઉપર દયા આવે છે કે જ્યારે આખુ જગત વિશ્રાંતિ લે છે, તે વખતે હુ જાગુ છુ, અને ઉંઘી શકતો નથી"

"કિસન, તારો સ્વભાવજ અસંતોષી છે; પણ જો તું નિષ્પક્ષપાત પણે તારી અને આ ઉંઘતા જગતની તુલના કરે તો તું તેનાથી હજારગણો ચઢીઆતો નીકળે. ખરી રીતે તો એ અસંતોષજ બતાવી આપે છે કે તું જગતના મોટા ભાગ કરતાં ઉંચી કોટી ઉપર છે."

"અસંતોષને લીધે?"

"હા. અસંતોષ કોને હોય? જે પૂર્ણતા પામવા પ્રયત્ન કરે તેને, જેને ઉંચે અને ઉંચે જવા પ્રયત્નો કરવા હોય તેને, જેની મહત્વાકાંક્ષા નાની નાની ક્ષુલ્લક વાતોથી ફળીભૂત ન થતી હોય તેને. જેને ટેકરી પર ચઢયા પછી પર્વતના શીખરની ટોચે ચઢવાની હીંમત, ઈચ્છા અને શક્તિ હોય તેને."

"ત્યારે જેનામાં ઉચ્ચ અને પૂર્ણ થવાની હીંમત, શકિત, ઇચ્છા, મહત્વાકાંક્ષા ન હોય તેઓજ સંતોષ કેળવી શકે, એમ તારૂં કહેવું છે?"

"હા."

"ત્યારે તો આપણા ઋષિ મુનિઓએ સંતોષને પરમસુખનો ભંડાર કહ્યો છે તે અમથો?"

"ના. તેમના કહેવાનો ભાવાર્થ જુદો હતો. તેઓના કહેવાનો આશય એ હતો કે જગતનાં ઇંદ્રીયજન્ય સુખ તરફ સંતોષ કેળવી બને તો તે તરફ બેદરકાર બની, એનાથી ઉંચા અને ગાઢ સુખને માટે તપશ્ચર્યા કરવી, પ્રયત્ન કરવો, આગળ પગલાં ભરવાં."

"એટલે તું એમ કહેવા માંગે છે, કે સાધુ સંન્યાસી અને જતિ ગોંસાઇઓ આપણાથી ય ઉંચા?"

"હા—જો તેઓ ઇંદ્રીયજન્ય સુખો તરફ બેદરકાર હોય, અને ક્યાં તો પોતાની વ્યકિતગત અથવા જગતની સામુદાયિક પૂર્ણતા માટે પ્રયત્ન કરતા હોય, તો બેલાશક આપણાથી ઉંચા. પરંતુ દશ હજારમાંથી એક માણસ એવો વીરલો નથી હોતો કે જે ઉંચા

આદર્શો ઘડી, તેને માટે મથી રહે" પુરૂરવાએ ગભીરતાથી કહ્યુ તેની આંખો જાણે એના કોઇ આદર્શોને જોઇ રહી હોય તેમ મોટી થઇ તેના હાથો, જાણે તેમને મેળવવા માટે મથી રહ્યા હોયતેમ સળવળ્યા.

"પુરૂરવા, આજે તું ઘણો ગભીર થઇ રહ્યો છે "

"હા તેના કારણ છે બેંગલોર ગયા પછી હુ ઘણુ શીખ્યો છુ, અને તમા અરધા કનાક પર મળેલો છેલ્લો પાઠ મારા મનના દ્વાર ઉઘાડી રહ્યો છે."

"શુ શુ શીખ્યો ?" કિસને મશ્કરી ભર્યા અવાજે કહ્યુ

"તે કહેતા પહેલા મારે તને થોડા પ્રશ્નો પુછવા છે, મારા બેંગ્લોર ગયા પછી તરત તુ માંદો પડયો હતો ?"

"માંદો ? ના."

"અને માંદો પડી ઘેર ગયો હતો ?"

"ના !" આશ્ચર્યથી કિસને કહ્યુ

"મારી માન્યતા સિધ્ધ થતી જાય છે"

"શાની માન્યતા ?"

"કે તારા પિતાએ તને કાઢી મુકવાનુ પાપ કર્યુ છે, ને તેનાથી સંતોષ ન પામતા, સરોજનુ ખુન કર્યુ છે."

"સરોજનુ ખુન ? તુ શુ કહે છે ?"

"હા સરોજ આ જગતમા નથી અને તેમ હોવાનુ કારણ કોઇ નહી, પણ તારા બાપ છે"

"તુ મને શુ કહે છે, તેની હજી સમજ નથી પડતી"

સ્હાય છે. મેં એમ પણ માન્યું કે તે યુવાનોના હૃદયને ભાંગતી કોઇ ચંડિકા છે; અને તેયે તેની સાથે એક વર્ષ સુધી હૃદયે હૃદય મીલાવ્યા પછી, અંતરની એકેએક વાત જાણી લીધા પછી.'

"કેમ શો વિચાર કરે છે, કિસન ?" પુરૂરવાએ કિસનને શાન્ત જોઇને કહ્યું. "મારો વિચાર તો કાલે તારે ત્યાં જઇ, તારા પિતાને સખત ધમકાવવાનો છે."

"શા માટે, પુરૂરવા ?" કિસને પુછ્યું. "જે થવાનું હતું તે થઇ ગયું છે. આવી દુ:ખજનક વાતને વધારે લંબાવવામાં શો ફાયદો છે ?" કિસનનું મુખ ગ્લાન થઇ ગયું હતું, શબ્દોના સ્વરૂપ પર પણ ગ્લાનતા છવાઇ હતી.

"શા માટે નહીં ?" પુરૂરવાએ રોષથી કહ્યું. "એ કાયદો ભલે સમજતા હોય પણ તેમને હૃદયના કાનુનો શીખવવાની જરૂર છે."

"હશે, પણ તેમાં તારે જવાની શી જરૂર ?"

"હું એમને શીખવીશ, કે જગતનો બધો વ્યવહાર રૂપીઆ, આના, પાઇને હીસાબે નથી ચાલતો, આ જગતમાં બીજો યે હિસાબ ચાલે છે, હૃદયનો લાગણીનો ઉર્મીઓનો, અને એમને એ યે કહી સંભળાવીશ કે આ હૃદયનો હીસાબ એજ જગતને સ્થિર રાખે છે; રૂપીઆ, આના, પાઇનો, હીસાબ એતો બાહ્ય, ચળકતું આવરણ છે. એ આવરણની નીચે માનવી કર્તવ્યોનું ઉથલ પાથલ છે; એ જવનિકા દૂર કર્યા પછીજ દેખી શકાય છે જગતને ઉચ્ચ ભૂમિકા તરફ લઇ જનાર તત્વો !"

"પુરૂરવા, તું અત્યારે ઉશ્કેરાઇ ગયો છે, જરા શાંત પડ !"

"શા માટે શાંત પડું ? મારે શાંત નથી પડવું એક માણસ પોતાના સ્વાર્થ માટે, પોતાની મૂર્ખાઈને માટે એક ઉત્તમ નાગરીકનો ભોગ લે, તો તે માણસને તેની સ્વાર્થીપણા નગ્ન સ્વરૂપે બતાવવી તે મારો ધર્મ છે, અને તે હું બજાવીશ, પછી ભલે તે માણસ તારો પિતા અને જનક હોય, ભલે તે તારો મિત્ર પણ હોય, ભલે તે તારો અન્નદાતા હોય લોકોને સ્વાર્થી થવું હોય, તો ભલે થાય પણ બીજાના ભોગ લઈને નહી, બીજાને કનડીને નહી, બીજાની તકો, બીજાનુ ભાગ્ય, બીજાની પ્રેરણા, છીનવી લઈને કદિ નહી "

કિસન ચુપ રહ્યો તેને પે લાગતુ હતું કે તેના પિતાએ મરોજને આપવાત તરફ પ્રેરી હતી, પરંતુ તેનામા પુરૂરવા જેટલી સત્ય માટે લડવાની શક્તિ નહોતી, થોડી ઘણી આવી હતી, તે પે સરોજના મૃત્યુના સમાચાર સાભળીને શાત પડી ગઈ હતી, તેના ઉપર રાખ છવાઈ ગઈ હતી તેનામા જુસ્સો આવ્યો હતો, પરંતુ તે નરમ પડી ગયો હતો, અને તેને તેની ખબર હતી "પુરૂરવા ભલે ગમે તેમ કહે પરંતુ તે સૌ મને અહી કહેવાની શી જરૂર ?" કિસને કહ્યું અને પથારીમા સૂતો તેનાથી પુરૂરવાની સામે વધુ વખત બેસી શકાય તેમ નહોતુ તેને પોતાની અશક્તિ સાલતી હતી, અને તેથી પે નવું, તકદીરે પોતાના તરફ કરેલો અન્યાય સાલતો હતો પોતાની મુર્ખાઈ સાલતી હતી, પોતાની કર્તવ્યહીનતા કાળા કાચની દેખાતી હતી, પોતાની સરોજ સાથેની શરમ ભરેલી વર્તણુક તેનુ નગ્ન સ્વરૂપ બતાવતી હતી તેનાથી તે સૌ જોયા કરાતુ નહોતુ તેની આખો એ સૌ જોઈ બળીબળી રડતી હતી એઓની જ્વાળાઓ તેની આખે અધારા આણતી હતી પુરૂરવાના શબ્દે તે અધારા વધુ કાળા કર્યા હતા તે સહન ન કરી શક્યો, અને તેથી જ તે પથારીમા સુતો, અને ઓશીકામા પોતાનુ મોઢુ સતાડી દીધુ પુરૂરવાએ આ જોયુ, અને ચમક્યો તેને ભાન આવ્યુ કે આ કહેવાથી પોતે કિસનનુ

તમારા જેવાની આંખે તો હું એવોજ લાગું; કારણ કે જગતમાં ડાહ્યા ગણાતા માણસ પાસે હીસાબ માંગવા જવું એ એક ગાંડપણુજ છે."

માધવરાય ચુપ રહ્યા. તેમને વિચાર થયો કે નોકરને બોલાવી, તેમનું આવું અપમાન કરનાર માણસને ઘર બહાર કઢાવવો. પણ પુરૂરવા એવી દૃઢતાથી બેઠો હતો. કે તેમને તે વિચાર અમલમાં મુકવો અશક્ય લાગ્યો. નોકરની આગળ ફજેતી કરતાં અપમાન તેમની નજરમાં સારૂં હતું

"તમને ભાન છે કે તમે સરોજ કુમારી નામની છોકરીને દશ પંદર દિવસ પહેલાં કિસનની માંદગી વિષે ખોટો તાર કર્યો હતો?" પુરૂરવાએ પોતાનો આરોપ સંભળાવવો શરૂ કર્યો.

માધવરાયને આ સાંભળી આશ્ચર્ય થયું. આ માણસને તે તાર વિષે ક્યાંથી ખબર પડી? સરોજે શું કિસનને કાગળ લખ્યો? પણ તે કેવી રીતે લખે? તેને તો એમજ ખબર હોવી જોઇએ કે કિસન મરણ પામ્યો છે. જ્યારે આ માણસ, કિસનનો મિત્ર, તે તાર વિષે શી રીતે જાણી શક્યો? કે પછી કિસનનો આ મિત્ર અને સરોજ એ બે પણ મિત્ર છે?

"કેમ ચુપ થઇ ગયા? યાદ નથી આવતું? સોલીસીટર થઇને આવી સ્મૃતિ રાખવી, તમને પાલવે?"

"છોકરા, તું શું બોલે છે તેનું તને ભાન નથી. હું કોઇ સરોજ કુમારીને ઓળખતો યે નથી. અને તેને મેં એવો કૈં તાર કર્યો પણ નથી." માધવરાયે પુરૂરવાને દમ ભરાવ્યો.

"મારી પાસે તે તાર નથી, નહીં તો હું તમને તમારૂં જુઠાણું પ્રત્યક્ષ કરી આપત. પણ જવાદો એ તારની વાત એ વાત તમે કબુલ ન કરો તો યે તમારે એક તો કબુલ કરવુંજ પડશે, કે તે છોકરી તમારા એ તારને લીધે, અહીં સીધી કિસનને મળવા ..વી, એ વાત તો તમારી સ્મૃતિથી બહાર નથી ને?"

માધવરાયને લાગ્યુ કે પુરૂરવાને ગમે તે રીતે પણ પોતાની વાતની બધી ખબર પડી છે. તેમણે પુરૂરવાને સમજાવવાને માટે બીજી રીત પકડી–"તને આ બધું કોણે કહ્યું ભાઈ?"

"તમે સેલીસીટર છો એટલે તમને ખબર હોવી જોઈએ કે અસત્ય કદિ છુપુ રહેતુ નથી તમારૂ અસત્ય પણ તેમજ બહાર આવ્યુ છે '

"એટલે ?"

"એટલે કે તમારા અસત્યની વાત મને આ દીવાનો કહી ગયો છે, તમારા દીવાનખાનાનુ આ કીમતી ફરનીચર કહી રહ્યુ છે, તમારૂ આ આખુ પડી ગયેલુ મોઢુ કહી રહ્યુ છે, તમે એ ભોળી ભલી નિર્દોષ છોકરીને તમારા જુઠાણાથી આપઘાત કરવાની ફરજ પડી છે."

"આપઘાત ?" માધવરાયથી બોલાઈ જવાયુ.

"હા આપઘાત ! તમારે ત્યાંથી નીકળ્યા પછી, તેણે આપઘાત કર્યો છે. આપઘાતનુ પાપ તમારે માથે છે ઈશ્વરની પાસે તમારે એ આપઘાતનો જવાબ આપવો પડશે આપઘાત એ જો પાપ ગણાતુ હોય, તો આપઘાત કરવા બદલ સરોજને એ પાપ નહી સહન કરવુ પડે, પણ એ આપઘાત કરવાની ફરજ પાડનાર તમે એ માટે નર્કયાતના ભોગવશો"

ફરી પુરૂરવાએ જે જે છાપાઓમા સરોજના આપઘાતની ખબરો છપાઈ હતી, તે માધવરાયને આપ્યા.

માધવરાયે તે છાપા કુતુહલવૃત્તિથીજ હાથમા લીધા હતા, પણ જ્યારે તેમણે તે વાંચ્યા, જ્યારે તેમને ખબર પડી કે, સરોજના આપઘાત કરવાનુ કારણ બીજુ કે નહી, પણ કિસનના મળેલા ખોટા મૃત્યુ સમાચાર જ હતા, ત્યારે તેમને પોતાની ભુલ સમજાઈ સરોજને સમજાવવામા, સરોજના કિસન માટેના અરમાન કાઢવામા પોતે પોતાની બુદ્ધિ અને અનુભવનો ઉપયોગ કર્યો હતો

તેમણે તે છાપાં વાંચ્યા અને પુરૂરવાને પાછાં આપ્યાં, ને લજ્જાભર્યા મુખે નીચેજ જોઇ રહ્યા. તેમને જીંદગીમાં પહેલીજ વખતે પશ્ચાતાપ થયો હતો પહેલીજ વખતે હૃદયે મગજ પર કાબુ મેળવ્યો હતો, પહેલીજ વખતે લાગણીએ શુષ્ક બુદ્ધિને આર્દ્ર કરી હતી.

"હવે તમને તમારાં પાપ પ્રત્યક્ષ થયાં?" પુરૂરવાએ કહ્યું.

માધવરાયે કંઈ જવાબ ન આપ્યો. "તમે જવાબ નથી આપી શકતા, તે જ બતાવી આપે છે કે મેં મારૂં કામ બજાવ્યું છે. તમારૂં આખું જીવન તમે કીધેલા સરોજના ખુનની યાદમાં જશે, તે જાણી મને સંતોષ થયો છે." કહી પુરૂરવા ઉભો થયો, અને ચાલી ગયો.

માધવરાય ત્યાં જ બેસી રહ્યા. તેમને પુરૂરવાને પાછો બોલાવી, કિસનની ખબર પુછવાનું મન થયું, પણ હીંમત ન ચાલી. કારણ કે તેમને હવે તો પોતાની ભુલોની પરંપરાઓ ચોખ્ખી સમજાઇ હતી. કિસનને ગિરિગ્રામમાં પહેલો ખોટો તાર કર્યો ત્યારથી તે, સરોજને કિસનના મૃત્યુના ખોટા સમાચાર આપ્યા, ત્યાં સુધી પોતાની બુદ્ધિ ગિરિનો દુરૂપયોગ થયેલો જણાયો.

"કેમ શો વિચાર કરો છો?" હરૂબેન આવ્યા. તેમણે પુરૂરવાને જતો જોયો હતો, અને તે કંઈ કિસનના સમાચાર લાવ્યો હશે એમ માની, તે વહાલસોયી માતા માધવરાય પાસે આવી.

"કશોજ નહી."

"આ છોકરો શા માટે આવ્યો હતો?"

"અમસ્થોજ. મળવા."

"કિસનનો દોસ્તદાર છે તે એ?"

"હા."

"તમે એને ત્યારે કિસનની ખબર ન પુછી? એ બીચારો તમને દરકાર નથી?"

ત્યાગ કરી, એ વાવંટોળમાં ગુમાઈ જાય, એ તુફાનમાં હારી જાય તે. કદી ન ગણાય તું આ જગતમાં જીવવા લાયક નથી તારે માટે તો સ્વર્ગજ યોગ્ય સ્થળ છે!"

"એટલે મારાથી તમે કંટાળી ગયા છો, કે મને આવી રીતે મરવાનું કહો છો?"

"ગાંડી, મરવાની વાતની મશ્કરી ન હોય પ્રભુ એવો આંધળો છે, કે આવી મશ્કરી સમજ્યા કર્યા વિના, ગંભીરતાથી માની લઈ, કોઈકને બોલાવી લે પ્રભુમાં હાસ્યવૃત્તિ ઘણી ઓછી છે"

"અને મારામાં ય ઓછી છે, એમ તમે તે દિવસે કહેતા હતા એટલે પ્રભુ પાસેજ મને ઠીક ફાવશે"

"હજી તારી મશ્કરી ગઈ નથી મારીજ ભુલ કે મેં એમ કહ્યું કે તારામાં હાસ્યવૃત્તિ ઓછી છે"

થોડી વાર બન્ને ચુપ રહ્યાં તેમની ફક્ત આંખોજ વાત કરી રહી તેમની મૂંગી વાતચીત શબ્દ કરતાં આંખો વડે વધારે સારી રીતે થઈ શકતી હતી, એકમેકના વિચારો વધારે સારી રીતે વ્યક્ત થઈ શકતા હતા તેઓની વાતચીત પણ શિશિરપ્રભા અને મધ્યયામિનીની માફક નિરવ બની.

"એ મઝામાં છે. મેં પુરુરવાને પુછ્યું હતું પણ અહીં પાછા આવવાની તે ના પાડે છે"

"કેમ? આ એનું ઘર નથી? હું એની મા અને તમે એના બાપ નથી? ક્યાં રહે છે? એને સમજાવી લાવીએ"

"એનું સરનામું આપવાની તે ના પાડે છે. તે જાણે છે કે તું એને મનાવવા જશે, તો એને આવ્યા વગર છુટકો નથી, એટલે એણે સરનામું મોકલ્યું નથી." માધવરાવે હરમેનને પટાવતાં કહ્યું

હરમેન નિરાશ થયાં, પણ કિસન મઝામાં છે, તે વાત જાણી તેમને કંઈક શાંતિ થઈ તે ચાલી ગયાં.

કિસનને આ ઘરમાં આવવા દેવાની કે તેનો આટલો અન્યાય કર્યા પછી તેની સાથે એક ઘરમાં રહી શકવાની તેમનામાં હિંમત નહોતી, એવા વિચારમાં માધવરાવ દિલગીર થઈ ગયા

# ૪

"કિસન, હું જાઉં છું." પુરૂરવાએ કહ્યું. સાંજે સાતેક વાગ્યા હતા. તે વખતે હમેશાં પુરૂરવા નહાવા બેસતો, અને કલાકેક સુધી નહાઈ, નહાવાના ઓરડામાં બરાડા પાડી, તે બહાર નીકળતો, અને જમવાની તૈયારી કરતો, અને આખરે રાતના દશેકવાગે તે બહાર નીકળતો.

પણ આજે એને વહેલો બહાર નીકળતો જોઈ, કિસન અજાયબ થયો. "ક્યાં જાય છે?"

"એપોઇન્ટમેન્ટ છે."

"કોની સાથે? મારા પરમ પૂજ્ય પિતાજી સાથે?" કિસને હસતાં પુછયું. સવારે થએલી વાત પુરૂરવાએ મારીમેળીને કિસનને કહી હતી, અને બન્ને જણાએ માધવરાય વિષે ઘણી ચર્ચા કરી હતી.

"ના, બીજાની સાથે."

"શું ખાનગી છે?"

"હા, એવું જ." આંખ મીચકાવતાં પુરૂરવાએ કહ્યું. કિસનની કુતુહલવૃત્તિ જાગી.

"એવું કોણ છે? કોઇ છોકરી?"

"હા."

કિસન વિચારમાં પડ્યો, પુરૂરવા કોઇ છોકરીને એપોઇન્ટમેન્ટ આપી મળવા જાય, તે પુરૂરવાના જીવનમાં અદ્ભુત પ્રસંગ ગણાય પુરૂરવાના કહેવા પ્રમાણે સ્ત્રીઓ બે જાતની હોઇ શકે. એક ઢીંગલીની માફક રમાડવાની, અને બીજી દેવી ગણીને પૂજવાની; અને બન્નેમાં સમયનો નાહક વ્યય થતો હોવાથી પુરૂરવાને માટે કોઇ જાત પોતાને માફક આવે તેવી નહોતી.

અલબત તે ત્રીજી જાતની સ્ત્રીમાં માનતો—શક્તિ રૂપ સ્ત્રી; જે સ્ત્રી પાસેથી કોઇ પણ નિર્બળ પુરૂષ પણ શક્તિ મેળવી શકે. પણ એના માનવા પ્રમાણે એવી સ્ત્રીઓ ઘણીજ ઓછી હોવાથી, તે તે સ્ત્રીઓથી દૂર જ રહેતો.

આવી શક્તિ આપી શકે એવી કયી સ્ત્રી પુરૂરવાને મળી તે જાણવાને કિસન સ્વાભાવિક રીતે ઉત્કંઠ થયો.

"શક્તિદા?"

"હા. કિસન! મને તે છોકરી ગઈ કાલેજ મળી. કોણ, તું સમજ્યો? નહી? યાદ છે, ગઇ કાલે રાતે હું તને મળ્યો, ત્યારે પેલી ભીખારીની છોકરી ગાયન ગાઈ રહી હતી? તે રાતે હું રાયચુરથી આવ્યો, ત્યારે તું ઘેર નહોતો, એટલે હુંય સામાન મૂકી ફરવા નીકળ્યો, અને અકસ્માત તે છોકરીને મળ્યો. તે છોકરીને જોતાંજ મને લાગ્યું કે જેવી છોકરીને હું શોધતો હતો, તે છોકરીને હું મળી શક્યો છું. જેને મળતાં, કે જેની સાથે વાત કરતાં, જેનું સંગીત સાંભળતાં,

વાની પણ શક્તિ ક્યાં છે? આરામ, વિશ્રામ, આરામ. પણ આરામ ક્યાં લેવો? ઉકળતા તડકામાં, કાંટાના બીછાના ઉપર, સળગતા દેવતા ઉપર?

"પણ આ શા માટે સહન કરવું? હું કેવોક છું કે મને કોઇ રીતે યે શાંતિ મળતી નથી. પુરૂરવા ખરેખર નસીબદાર છે. તેને મેં ક્યારેય દુઃખી જોયો નથી. શું તેને હૃદય નથી? તેનામાં લાગણી નથી, ? સ્નેહ નથી, પ્રેમ નથી? તેના તંતુ કદીયે ઝણઝણાટ મેળવતા નથી? શું તે પત્થર છે?

"ના. ના. તે પત્થર તો નથી. તેનામાં હૃદય છે, ઊર્મિ છે, લાગણી છે, પણ છતાંય તે દુઃખી થતો નથી. કશુંય તેને દુઃખી કરી શકતું નથી. કારણ? કારણ, મને તો સમજાતું નથી. પણ તે શોધી કાઢવું જોઈએ, એ ખરું કહે છે મારામાં સામાને સમજવાની, તેની વિચારસરણી ઓળખવાની તેના આચારવિચાર મનમાં ઉતારવાની શક્તિ નથી. એ મળશે? ક્યારે, કેવી રીતે મળશે? એ મેળવવાની જરૂર પણ છે? ક્યાં બધા માણસોમાં તે શક્તિ છે? અને તે છતાંય મારાથી એ સુખી છે. ઓ સુખ ઓ સુખ!" તે આરામ ખુરશીમાંજ સુઇ રહ્યો. ઘણી ઘણી વખતે માણસને નિશ્ચેતન અરીણભરી શાંતિ આપે છે,

# : ૫ :

પુરના આગલા દિવસની જગ્યાએ પહોંચ્યો, ત્યારે તેને ભીખા-રેણુને શોધતા વાર ન લાગી. તેનો મધુર કંઠ અને વેના ઘર્મોનીચમના સૂર શ્રોતાઓના મોટા ટોળાને આકર્ષી રહ્યા હતા. આગલે દિવસે મોડી રાતે જે સ્થળ નિર્જન જણાતુ હતુ, ત્યા અત્યારે માનવમેદની જામી હતી. એ માનવમેદની તે કંઠની અને સુરમી નાવટની કદર કરી શકતી હતી તે વાત સહેલાઈથી સમજાઈ શકતી હતી. દરેક માણસ તે ગાયનમા તલ્લીન થઈ ગયા હતા. દરેક માણસના હૃદયના તંતુ તે સુરના આંદોલને હચમચી રહ્યા હતા તે તેમના મોઢા ઉપરથી દેખાઈ રહ્યું હતુ.

'આ છોકરીમા ખરેખર અદ્ભુત શક્તિ છે. એના સુરમા સામાને આકર્ષવાનુ બળ છે, તેના કરતા યે વધુ બળ તેનામા છે, એમ દેખાઈ આવે છે. શી તેની આંખો! શા તેના હોઠ! એ આંખો

અને હોઠ વાતાવરણમાં આવા સંગીતના સુર ફેલાવવાને છે, એ તદ્દન યોગ્ય છે.'

તેણે ફરી ટોળાં તરફ દૃષ્ટિ કરી. ને તેમના ઉપર અદેખાઇ આવી. તે ઉતાવળ કરીને તે હાર્મોનીઅમ વગાડનારી સ્ત્રીને મળવા આવ્યો ત્યારે લોકોનું ટોળું તેનો અનુરોધ કરી રહ્યું હતું. તેઓ ક્યારે જશે તેય કહી શકાતું નહોતું. ત્યાં સુધી શું કરવું? તેને સંગીત નહોતું સાંભળવું, તે સંગીત પ્રકટાવનાર શક્તિને મળવું હતું. ત્યાં સુધી શું કરવું?

તેણે ટહેલવા માંડ્યું. લગભગ અડધોએક કલાક તેણે ટહેલ્યા કર્યું પણ લોકોની ભીડ હજી લગભગ તેવીને તેવીજ હતી. એક પાનવાળાની દુકાન પરની નાની ઘડીઆળમાં નવ વાગ્યા હતા. શું આ લોકોને ઘરબાર નથી? બૈરી છોકરાં નથી, કે આને સાંભળવાને ઉભા રહ્યા છે? કે આ સૌ તેના જેવાજ એકલવાયા છે? તેની માફક જ પોતાની નબળાઇ ટાળવા, અશક્તિ દૂર કરવા આ સ્ત્રીશક્તિ પાસે આવ્યા છે?

તેણે એક મ્યુનીસીપાલીટીનું ઝગઝગતું ફાનસ જોયું, અને તેને વખત ગાળવા માટે એક વિચાર સૂઝયો. તે ત્યાં ગયો અને ફુટપાથ ઉપર બેઠો. આજુબાજુ ચાલતા માણસોએ તેની સામે તીવ્ર દૃષ્ટિઓ ફેંકી; સારા કપડાં પહેરનાર માણસને ફુટપાથ ઉપર બેસવાનો હક્ક નથી, તે છતાંય બેસનાર આ માણસને તેમની આંખોએ તિરસ્કાર્યો, પણ પુરૂરવા આવી તિરસ્કાર ભરી આંખોથી ટેવાઇ ગયેલો હતો. તેને લોકોનો તિરસ્કાર હસવા જેવો લાગતો. તે તેમના તિરસ્કારને તિરસ્કારતો, તેમના તિરસ્કાર તરફ બેદરકારી બતાવી તેમને ઉશ્કેરતો, ગાંડા કહેતો, અને પછી તેમની દયાભરી સ્થિતિ જોઇને હસતો.

તેણે પોતાના ખીસ્સામાંથી હમેશાં રહેતી સ્કેચબુક કાઢી અને સ્મૃતિની સહાયથી હાર્મોનીઅમ પર ગાતી છોકરીની છબી દોરવા

માંડી તેનો હાથ કદીક ઝપાટામા ચાલતો તો કોઈ વખત નાનો શો ફેરફાર કરતી વખતે ધીરેથી ચાલતો, કદિક રેખાઓ પાતળી અને સ્પષ્ટ પડતી, તો કદિક તે અણગતી કે અસ્પષ્ટ પડતી

તેનું મન એટલુ બધુ પરોવાઈ ગયુ કે તેને ખબર ન રહી, કે જેમ જે છોકરીની છબી તે ચીતરી રહ્યો હતો, તેની કળાથી મુગ્ધ થઈ લોકોનુ ટોળુ તેની આજુબાજુ એકઠુ થયુ હતુ, તેવી રીતે, તેની આજુબાજુ પણ લોકો એકઠા થયા હતા પહેલા આવો વિચિત્ર માણસ શુ કરી રહ્યો હશે તે જોવાની એકને ઇન્તેજારી થઈ તે જોઈને તે વિસ્મય પામ્યો તે ઉભો રહ્યો

તેને ઉભો રહેલો જોઈને બીજો એક ચાલનારો વધારે જિજ્ઞાસિત થયો રખેને બીજો કઈ જાણી જાય, અને પોતે રહી જાય, એ બીકે તે પણ આવ્યો અને ઉભો રહ્યો પછી તો લોકો જલદી એકઠા થયા. બધાય શાંત થઈ, તે કોનુ, કેવુ, ચિત્ર ચીતરે છે, તે જોઈ રહ્યા

આખરે ચિત્ર લગભગ પુરૂ થયુ એકાદ જોનારો ભડભડીઓ હતો તે બોલી ઉઠ્યો, "આતો પેલી હાર્મોનીઅમ વગાડનારીનુ ચિત્ર છે"

આ અવાજે પુરૂરવાને જાગ્રત કર્યો તેણે ઉચુ જોયુ લોકોને જોઈ તે વિચારમા પડ્યો આમને આજુબાજુ વીટળાઈ વળ્યા સિવાય કઈ ધંધો જ નથી તેણે સ્કેચબુક ખીસ્સામા મુકી અને ઉભો થયોને લોકોના ટોળાને બાજુ ખસેડતો જે જગ્યાએ હાર્મોનીઅમ વગાડતી છોકરી હતી, તે તરફ તે ગયો

તે હજી ત્યાંજ બેઠી હતી પરતુ જવાની તૈયારી કરીને બેઠી હતી પુરૂરવાને આવતો જોઈ, તેના મોં ઉપર ઓળખાણ જોઈ, તે સહેજ હસી,

પુરૂરવા પાસે ગયો. "હું ધારતી હતી કે તમે વહેલા આવશો?"

"હા. હું વહેલોજ આવ્યો હતો, પરંતુ તારી આજુબાજુ એટલી ભીડ હતી કે મારાથી અંદર ન અવાયું."

"ધક્કા મારીને આવવું હતું ને?"

"હશે. જવાદે એ વાત. તારૂં નામ શું? મારે તારૂં ઘણું કામ છે."

"મારૂં કામ છે? તમારા જેવાં શ્રીમંતને મારૂં શું કામ પડયું?"

ગઇ કાલની બીક જતી રહી હતી. આજે તે છોકરી છુટથી વાત કરી રહી હતી.

'મારે તારૂં ચિત્ર ચીતરવું છે. મોડું, સરસ તું મારે ત્યાં આવશે કે હું તારે ત્યાં આવું?"

"તમે ચીતરો છો?" છોકરી અજાયબીમાં જોઇ રહી. તેણે ફોટોગ્રાફરો જોયા હતા. ચીતારા જોયા નહોતા. તે આંખો ફાડી તેને જોઇ રહી.

'હા જો." તેણે ખીસ્સામાંથી સ્કેચ બુક કાઢી, અને ચીતરેલું ચિત્ર બતાવ્યું.

"એ શું છે?" અંધારામાં તે કૈં જોઇ શકી નહીં.

"નથી દેખાતું?" પુરૂરવા સહેજ દીલગીર થયો. "ચાલ ત્યાં પેલા ફાનસ પાસે" તેણે કહ્યું અને તે તરફ ચાલવા માંડયું. પેલી છોકરી પણ તેની પાછળ ગઇ. તેનો ભય જતો રહયો હતો, તે પાછો આવ્યો. તે કોઇ ચિત્રકારના સંબંધમાં આવી નહોતી, અને ચિત્રકાર સાધારણ મનુષ્ય કરતાં જુદી જાતનો માણસ હોય છે, એવું તેનું માનવું હતું, આથી, તેનો આત્મવિશ્વાસ સહેજ ઓછો થયો હતો.

અભિપ્રાય ખાસ પુછાતો. તેમની વ્યવહાર કુશળતા એવી
કે તેઓ નહીં નહીં તોયે પચીશેક સગીરોના ટ્રસ્ટી હ.
પોતાના ધંધામાં તે એટલા કાર્યકુશળ હતા કે વૃદ્ધવય
હોવાં છતાં કાયદાકાનૂનની બારીકી તે જેટલી સમજી શક
તેમના ધંધામાં ઘણા થોડા જણ કરી શકતા અસીલો
ઉપર પુરેપુરો ઇતબાર હતો. અને તેમને ખાતર એટલું તો
જોઈએ કે તેમણે અપ્રમાણિકતાને પોતાના ધંધામાં માથું
દીધી નહોતી.

તેમની નિર્બળતા ફક્ત એકજ હતી, અને તે તેમ
પુત્રો: એ પુત્રોને મહાન બનાવવા, તેમની કીર્તિએ પોતાન
વધે એવા યશ:શાળી બનાવવા તે તેમની મોટી મહ
હતી. તેમને યોગ્ય શિક્ષણ આપી, પોતાની લાગવગથી
પોતાના ધંધામાં કે બીજા ધંધામાં જોડાવી, પોતાના પિતાએ
મુકયા હતા, તેનાથી સારી સ્થિતિમાં તેમને મુકવા એમ
વૃદ્ધવયની ઇચ્છા હતી.

"તમે કોઈને પણ હાજર રાખ્યા વિના ચીતરી શકો છો?"

"હા. પણ તે છેક આબેહુબ ન થાય. હવે આ જો, તારા હોઠ જરા જાડા થઈ ગયા. ને તારા હોઠ છે પાતળા." તે છોકરીએ અજાણતા પોતાના હાથથી હોઠની પાતળાઈ જોવા માંડી.

પુરૂરવાએ પાછા ફુટપથ ઉપર બેસી, પેલી છોકરીની છબીને સુધારવા માંડી છોકરી તેને જોઈને વિચારમાં પડી ગઈ. તેના મનમાંય બીજા માણસની માફક વિચાર આવ્યો કે આવા સારા માણસથી પણ ફુટપાથ ઉપર બેસી શકાય?

"મારી સામે સે'જ જો તો." છોકરીએ પુરૂરવાની સામે જોયું. "જરા ડાબી બાજુએ ડોકું ફેરવ...ના, એટલું બધું નહીં...હાં, બસ...એમ જોયા કર!" તેણે ચપચપ ચીતરવા માંડયું.

છોકરી તે તરફ જોઈને થાકી ગઈ. એક તરફ ઉંચુ ઘર હતું, અને તેમાં આંખને ગમે એવું કંઈ નહોતું. એક સરખી બારીઓનાં ચોકઠાંમાંથી એક સરખું અજવાળું આવ્યા કરતું હતું. "હું તો થાકી ગઈ." તેણે સહેજ ગુસ્સાથી કહ્યું.

"એક પળ જોયાં કર." તેણે તેના ગુસ્સા તરફ ધ્યાન આપ્યા વિના કહ્યું. તેની આંગળીઓ ચપચપ ચાલ્યાંજ કરતી હતી. "બસ!" તેણે ઉલ્લાસથી કહ્યું "જો."

તેણે ઉત્કંઠાથી નીચા વળીને ચિત્ર તરફ જોયું. "કેવું સરસ!" તેનાથી કહેવાઈ જવાયું.

"તું ખુશ થઈ?" પુરૂરવાએ કહ્યું, ને જાણે તેનાં વખાણ ઉપર આખી સૃષ્ટિનો આધાર રહ્યો હોય તેમ તેણે તેના તરફ જોયું.

"સરૂં. તેમ તો તેમ, ચાલ."

પુરૂરવાએ તે છોકરીની આનાકાની હોવા છતાં હાર્મોનીઅમ ઉચકી લીધું, અને બંન્ને જણ પુરૂરવાના ઘર તરફ ચાલવા લાગ્યા.

કેટલાક કામ વિનાના ચર્ચા જોઈ રહ્યા હતા, તેમણે વિચિત્ર અવાજો કાઢયા. તે શા માટે કાઢયા, તે સમજ્યા સીવાય તે બેય તો પુરૂરવાના ઘર તરફનો રસ્તો કાપવા માંડશે.

: ૬ :

"આ સ્તેથી આવને!" પુરુરવાએ પોતાની ઓરડી આગળ આવતા પેલી છોકરીને કહ્યું

"કેમ?"

"મારી જોડે મારો એક મિત્ર છે, તે ઊંઘી ગયો લાગે છે!"

"આ તમારી ઓરડી?" છોકરીએ પૂછ્યું તેના અવાજમાં નિરાશા હતી. તેણે તો આવા અદ્ભુત આગમનના વર વિષે કંઈ જુદોજ વિચાર બાંધ્યો હતો

"હા."

"તમે અહીં રહો છો?" તે છોકરીએ નવાઈથી પૂછ્યું

"ના, હું રહું છું તે જગ્યા તો ઘણી વિશાળ છે!" પુરુરવાએ મગરૂરીથી કહ્યું

"ત્યારે તે જગ્યાએ ચાલોને!" એ છોકરીએ ફરી આશા આણી

"ત્યાંથી તો આપણે આવ્યા!"

"હશે. હવે બુમ ના પાડતો. મને ઉંઘ આવે છે!"

"આખો દિવસને રાત ઉદ્યાજ કરે છે, તે કૈં ધંધો છે કે નહી ?" પુરૂરવાએ મશ્કરીમાં કિસનનો પગ ખેંચ્યો. કિસન એકદમ એઠો થયો. "હા, પુરૂરવા, હું તને તે પુછવાનું ભુલી ગયો. મારે શો ધંધો કરવો? હું તને પુછવાનો હતો, પણ પછી તારી આ છોકરીની વાતમાં હું તે તદ્દન વિસરી ગયો."

"ધંધો શાનો કરવાનો?" પુરૂરવાને ગમ ન પડી.

"ધંધો નહીં તો નોકરી, મારે કમાવું તો જોઇએજ ને! મારાથી તારે ત્યાં આમ કેમ રહેવાય?"

"કેમ ન રહેવાય? તારે રહેવું હોય ત્યાં સુધી તું રહી શકે છે!"

"છતાં મને ખરાબ લાગે છે!"

"તો ધંધો શોધી કાઢજે. પણ મને એવી વાતો કરીને પજવ નહીં તને ખબર છે ને કે પૈસા જેવી ચીજથી હું દૂરજ રહું છું."

"હા. હા." કિસન હસ્યો પુરૂરવા પોતાના સારાં સારાં ચીત્રો નહીં જેવી કિંમતે આપી દેતો, ત્યારે તે તેની સાથે લઢતો હતો તે તેને યાદ આવ્યું.

"હું કાલે કોટમાં જઇશ, અને કોઇને કોઇ નોકરી શોધી કાઢીશ."

"તે તું જાણે ને તારી વાત જાણે. હવે બધું રહેવા દે. તારી વાતોથી તો મને પણ ઉંઘ આવવા માંડી. પૈસા પૈસા, પૈસા! કેટલો ઉંઘ આણે તેવો વિષય છે!"

પુરૂરવાએ પોતાની ટોપી કાઢી, એક ખુણામાં લગાડેલા ખીલા તરફ ફેંકી. તે ત્યાં ન વળગી, પણ નીચે પડી, પણ પુરૂરવા તેવી વાત પર લક્ષ્ય આપતોજ નહીં. તેણે કોટ કાઢી તે ખુરશી સાથે ભેરવ્યો અને ખાટલા ઉપર ઓઢવાનું બાજુ કરી સુઇ ગયો.

"કેવો વિચિત્ર!" કિસન સહેજ અદેખાઇથી બબડયો. તેને પુરૂરવા જેવા થવાનું મન હતું, પણ તેવા થવાની, જગતથી બેદરકાર બનવાની તેનામાં હીંમત નહોતી.

# : ૭ :

પંદર દિવસમાં કિસનના જીવનમાં ઘણો ફેરફાર થઈ ગયો. કૉલેજને છોડી નોકરી લેવાના વિચાર માટે જો કે પુરૂરવા વિરુદ્ધ હતો છતાં પે, પુરૂરવાએ કિસનને નોકરી અપાવવાને માટે વળી મહેનત કરી પરંતુ પુરૂરવાના મિત્રો અને ઓળખીતાઓ એવા નહોતા કે જે પુરૂરવાને કે પુરૂરવાના કોઈ મિત્રને એવી મદદ કરી શકે પણ કિસનનું નસીબ સારૂ હતું તેને એક પારસી ગૃહસ્થને ત્યાં તેના છોકરાને ભણાવવાને અને તેમની જોડે હરવા ફરવા માટે રાખવામાં આવ્યો

કિસનને ભણાવવાનો જરાયે અનુભવ નહોતો સારા શિક્ષકમાં હોવી જોઈએ તેટલી ધીરજ પણ તેનામાં નહોતી, પરંતુ તે અંડર ગ્રેજ્યુએટ હતો, તેની રીતભાત સારી હતી, અને તેનું મોઢું દેખાવડું હતું, આ ત્રણ ગુણોએ તે પારસી ગૃહસ્થ ઉપર ઘણી સારી અસર કરી, નોકરીએ રાખવા ઉપરાંત તે ગૃહસ્થે બહોશ કરી કે કિસને

કોલેજનો બાકી રહેલો સમય પુરો કરવો અને ગમે તેમ કરી ગ્રેજ્યુએટ થવું.

"દીકરા, આ દહાડામાં તો એવી એકાદ ડીગ્રી હોય તો ઠીક પડે. અસલના દહાડા ગયા. જોની, હું નવસારીમાં ચાર ચોપડી શીખેલો, પછી મુંબઈ આવ્યો, અને સારે નસીબે ચાર પૈસા કમાયો; પણ હવે એ દિવસો ગયા. હવે તો તમે કોઈ પણ જગ્યાએ જાઓ, તો કહે કે ક્યાં સુધી ભણ્યા છો, કેટલી ડીગ્રીઓ મેળવી છે, વીલાયત જઈ આવ્યા છો, કે નહીં. માટે, દીકરા, ભણ. બપોરે ફલીને મેરી નીશાળે જાય, ત્યારે, દીકરા, તું પણ કોલેજમાં જઈ આવ. સમજ્યોની!" નસરવાનજી શેઠે કિસનને શીખામણ આપી.

નસરવાનજી શેઠ જુના જમાનાના માણસ હતા. ઓછું ભણેલા, સાધારણ કુટુંબમાંથી આવેલા અને અપ્રમાણિકતાનો છાંટો નહી, આથી તેમના શરૂઆતના જીવનમાં તેમણે ઘણી અગવડ ભોગવેલી, દુનીઆના ખુણે ખુણે ફરી તેમણે અમુલ્ય અનુભવ મેળવેલો, અનેક જાતના માણસોનાં સંબંધમાં આવી, તેમણે પોતાનાં જીવનને આદર્શ-રૂપ બનાવવામાં મહેનત કરેલી. "આ છોકરાંઓ સોળ સોળ વર્ષના થાય એટલે હું તેમને ત્રણ વર્ષ સુધી એક પૈ પણ આપ્યા વિના રખડવા દેવાનો છું. વીસ વર્ષે એમને ખબર પડવી જોઈએ કે પૈસા એ શું ચીજ છે, પૈસાની શક્તિ શી છે, પૈસા કેવી રીતે માણસને ઉંચે તેમજ નીચે લઈ જવાનું બળ ધરાવે છે. માટે દીકરા, તું એમને ભણાવે ત્યારે આ વસ્તુ ધ્યાનમાં રાખજે. તે લક્ષાધિપતિનાં છોકરાં છે માટે તેમને લાડ લડાવવાના વિચાર ન કરશો. તેમને રાબેતા રીતે ભણાવજે, તેમની પાસે સારી પેઠે લેસન લેવડાવજે. તેમની પાસે સારી સારી ચોપડીઓ વંચાવજે, કારણ કે ચોપડીઓ તો મોટા માણસોના અનુભવોનાં ખજાના છે. સમજ્યોની, દીકરા?" નસરવાનજીએ કિસનને ભળાવ્યું. "[illegible]

"કેમ માસ્તર, સોહવાઈ ગયું કે?" નસરવાનજીને દરેકને 'દીકરા' કહી સંબોધવાની ટેવ પડી હતી, પણ કિસનની બાબતમાં તેમણે પોતાનું સંબોધન ફેરવ્યું હતું, જો કે કદિક કદિક અસલ નામ પણ આવી જતું હતું.

"હાજી." કિસને નમ્રતાથી કહ્યું.

"ફ્રેની ને મેરી કેમ છે? ભણે છે કરે છે કે મઝા કર્યા કરે છે?"

"જી, ભણે છે ને."

"જો જો, માસ્તર, એ બરાબર ભણશે નહીં તો બધું તમારે માથે આવશે, હોં."

કિસન મનમાં હસ્યો. નસરવાનજી પોતેજ એ છોકરાંઓનાં શીક્ષણમાં એટલું ધ્યાન આપતા હતા કે તેમને ભણાવવાને માસ્તર ન હોય તો પણ તેઓ સારી રીતે ભણી શકે એમ હતા. એને કોઈકવાર લાગતું કે તે નકામો પગાર લે છે.

"અને માસ્તર, તમારી પરીક્ષા પણ ધ્યાનમાં રાખજો હોં!"

"સારૂજી."

"જલ્દી જલ્દી પાસ થઈ જાઓ તો અમને પેંડા ખાવાનાબી મળે! ચાલો, વાંચો, નહીં તો પછી તમે કહેશો કે નસરવાનજીએ મને ભણવામાં ખલેલ પહોંચાડી!" કહી નસરવાનજી કિસનની ઓરડીમાંથી ચાલી ગયા.

'કેવો અજબ માણસ છે! આટલા પૈસા હોવા છતાં તેનામાં નથી તુમાખ કે નથી ઘમંડ. બધાંની જોડે હરેફરે છે, હસે બોલે છે, અને તે છતાંયે દરેક જણ તેનું માન રાખે છે. પુરૂરવાને એમની સાથે ઓળખાણ કરાવવું જોઈએ. બન્ને જણને ઠીક ફાવશે. બન્ને જણા વાતોડીઆ છે, બન્નેએ દુનીઆ જોઈ છે. બન્ને ધુની છે, ને વળી એમને ચિત્રોનો પણ શોખ છે!

'પુરૂરવા કયા હશે? તેને યે ઘેલુ લાગ્યુ છે તો ! ભીખારણનુ ચિત્ર ચીતરે છે ! અને એ ભીખારણના વખાણ પણ કેટલા કરે છે ! તે કોઇ પ્રદર્શનમા મુકશે, અને કોઇક પુછશે કે તે ચિત્રમા પ્રતિક કાણ હતુ, ત્યારે એ શો જવાબ દેશે? પણ એ તો સીધો ને સટ જવાબ આપશે કે તે એક ભીખારણ હતી ! અને પછી એ વાતની લોકોમા ખબર પડશે, ત્યારે તેઓ પુરૂરવા ઉપર કેટલા હસશે ! પણ પુરૂરવાને એવા કથાયની દરકાર નથી, એટલુ સારૂ છે બીજો કેઇ કોમળ ચામડીને માણસ હોય તો એવો તિરસ્કાર થતા આપઘાત કરી મરી જાય ! પણ પુરૂરવાને તો કૈ થતુ જ નથી કોઇની વાતો, કે કોઇની માન્યતા, કોઇના અભિપ્રાયો કે કોઇના અનુભવ તેના ઉપર અસર કરતા નથી તે તો બસ એમજ માને છે કે દરેકે દરેક વસ્તુનો તે પહેલો અનુભવ કરીને પછીજ તે વસ્તુની વાસ્તવિકતા નક્કી કરે !

'ખરેખર તેનામા અહકાર ઘણો છે, પણ તે અહકાર કોણ જાણે કેમ ખુચતો નથી આપણને લાગતુ નથી કે તે અહકારમા બોલે છે કે મશ્કરીમા તે વિલક્ષણજ છે !'

## : ૮ :

પુરૂરવાનુ ચિત્ર ધીરેધીરે ચીતરાતુ હતું પાંચમે દિવસે જ્યારે ગભરાતી ગભરાતી સ ! પુરૂરવાને ત્યા આવી ત્યારે પુરૂરવા કેનવાસ તૈયાર કરીને બેઠો હતો મદાને તેણે એક ખુરશી ઉપર બેસવાનુ કહ્યું

“અઢેલીને ન બેસતી, સહેજ ટટ્ટાર, બસ, એમજ એમને એમ બેસી શકાશે ને?”

સ ાએ ડોકા વતી હા પાડી : “હવે આ લાકડી જમણા હાથમા પકડ. બસ, એમજ હોશિયાર છોકરી છે તુ હવે એ લાકડીને પણ હલાવતી નહી જાણે તુ તદ્દન લાકડાની હોય તેમ બેસી રહેજે. હમણાથી નહી હુ ચીતરવા માડુ પછી હમણા તુ ગમે તેમ બેસશે તો ચાલશે ”

પુરૂરવાએ પગ તરફ દૃષ્ટિ કરી. "પગ સહેજ ફેરવવા પડશે. જમણો પગ જરા આગળ લાવ. એટલો બધો નહીં, જરા પાછળ લે; અરે ઘણો પાછળ લઇ લીધો. બસ, એટલો. ઘુંટણ પરથી લુગડા જરા નીચે પગ ઉપર જવા દે, કે જેથી પગની ઘુંટી ન દેખાય. ન્હાની દેખાય તો કૈં વાંધો નહીં."

"અરે પણ તે આજે આવું કેમ પહેર્યું છે?" પુરૂરવાની દૃષ્ટિ પહેલવહેલી વખતજ સદાના લુગડાં ઉપર ગઇ. સદાએ ચમકીને પુરૂરવા તરફ જોયું. "કેમ! કેવું છે?"

"હાર્મોનીઅમ વગાડતી હતી, ત્યારે તું આવું લુગડું પહેરતી નહોતી!"

સદાએ શરમથી નીચું જોયું, થોડો વખત તેનાથી બોલી ન શકાયું. કયી રીતે સમજાવવું તેનો ઉકેલ તેનાથી સહેલાઇથી ન થયો. "હું હાર્મોનીઅમ વગાડું છું ત્યારે મારે એવાં કપડાં પહેરવા જરૂરનાં છે. કારણ કે હું આજે પહેરીને આવી છું, એવાં કપડાં પહેરીને ત્યાં જાઉં તો હું ભીખારણ જેવી કદી ન દેખાઉં"

"એટલે સાંભળનારાઓની સહાનુભૂતિ વધારે તીવ્ર બનાવવા ખાતર તું મેલાં ગંદા કપડાં પહેરે છે!" પુરૂરવાએ કટાક્ષથી કહ્યું.

"હા." સદાએ રોદાઇથી કહ્યું.

અસલ હતુ એને ન ગ્યુ કે એણે મુદાના સ્વભાવ વિષે ભુલ કરી હતી

સદાએ ઊંચે જોયુ, તેની આખના તેજમા ફક્ત પ્રસગ નહોતો, અદર અગારાનો તાપ પણ હતો પુરૂરવાની આખો એ આખો સાથે મળી, પુરૂરવાએ આખો બધ કરી સામી આખોનો તાપ એનાથી ન ખમયો, અને હવે સાચે તેને ખાત્રી થઈ કે મદાના સ્વભાવ વિષે એણે ભુલ કરી નહોતી "તમે ગરીમ રહ્યા છો? ગરીબાઈ થી ચીજ છે, તેની તમને ખબર છે? ભુખે કેમ પડી રહેવુ, તે તમે જાણ્યુ છે? એકાદ પૈ મળતા તમારી આખો હર્ષ ઘેલી થઈ છે? મુઠી ચણાકુરમુરા માટે તમારો જીવ કદિ તલ્યાયો છે?" એક પછી એક પ્રશ્ન સદાના મોઢામાથી નીકળતા ગયા, પુરૂરવા પાસે તે શબ્દશર પાછા વાળવાનો ઉપાય નહોતો સદાની આખો સાથે આખો મીલાવવાનુ જોર નહોતુ. તે કંઈ બોલ્યો નહી

"ખોટુ લાગ્યુ તમને? મને ગમે તેમ બોલવા દેવાની મારી બેને ટેવ પડવા દીધી છે, એટલે મારાથી બોલાઈ જવાયુ!" સદાએ ક્ષમા યાચતા સ્વરે કહ્યુ

"ના સદા મને શાનુ ખોટુ લાગે? તારૂ કહેવુ ખરૂ હતુ. પણ મારે તને એતો કહેવુ જોઇએ કે તુ તે સહેજ મેલા, મહેજ ર ટેલા કપડામા જેવી સુદર લાગે છે, તેવી આવા કપડામા નથી લાગતી. સ્વચ્છતામા નાત્ય હોય છે એવી વાત સૌદર્યજ્ઞો કહી ગયા છે, તે?"

"કોણ જાણે મને એવી બાબતની બહુ ખબર નથી." સદાએ કહ્યુ તેનો સહજ સ્વર સાભળી કોઈને લાગે નહી કે એજ હોઠમાથી થોડો વખત પહેલા એનથી ઉગ્રેજ સ્વર નીકળ્યો હતો

"ચલ, હવે આપણે ચીતરવા માડીએ આજે હુ ફક્ત રેખાઓ જ ચીતરવાનો છુ, એટલે વાધો નહી આવે પણ કાલથી તુ તારૂ

જોતો, અને સુધારવાની ઘટે તો સુધારતો ફરી જોતો, ફરી ચીતરતો

તેને ભાન ન હતું કે મદા જીવતી છે કે મરેલી તે ભુલી ગયો કે તે મુંબાઈની એક ચાલના ચોથા માળની એક ઓરડીમા છે સદાના શરીરની રેખાઓ અને તેના હાથમાના ચાકો સીવાય આખા જગતનુ તેને ભાન ન રહ્યુ, તો સ્થળ સમયનુ ભાન ક્યાથી રહે?

આજ પહેલા સુધી તેણે ચીતર્યા કર્યું ત્યાર પછી તે કદાચ ન અટકત પણ જ્યારે બારીમાથી સૂર્યના તડકાનુ એક ચાસુ સદાના શરીર પર પડ્યુ, ત્યારે તેને જગત યાદ આવ્યુ તે ચમક્યો તેને યાદ આવ્યુ કે તે મનુષ્ય છે, મદા પણ મનુષ્ય છે, અને બન્ને ઘણા કલાકોથી એકજ જાતના વ્યવસાયમા નિમગ્ન છે "મદા થાકી ગઈ?" તેણે સ્નેહથી પુછ્યુ "થાકી ગઈ હોય તો તારૂ શરીર હલાવજે તુ બરાબરી થાકી ગઈ હશે "

"ના" મદાએ કહ્યુ, અને તે હાથમાનો દંડ છોડી દઈ પગ લાંબા કર્યા, અને ખુરશીને અઢેલીને બેઠી "બહુ થાકી ગઈ? હુ તો ભુલીજ ગયો તારે કઈ ખાવુ છે? ચા પીશે?"

"ના હુ હવે મારે ઘેર જઈશ!"

"ને કપડા બદલીને પાછી હાર્મોનીઅમ વગાડવા જશે?" પુરૂરવાએ હસતા કહ્યુ

"હાસ્તો કે ફુરસદ છે?" સદાએ પણ હસતા કહ્યુ "કાલે આજને વખતે જ આવુ?"

"હા તારૂ ચિત્ર જોયુ?"

"હા" સદાએ સહેજ નિરાશાથી કહ્યુ

"કેમ, ન ગમ્યુ?" પુરૂરવાએ કહ્યુ ખરૂ કહેવુ કે નહી, તે વિષે મનમા સહેજ આનાકાની કર્યા પછી સદાએ કહ્યુ, "ના,"

"પણ હજુ તો આ સ્કેચ છે, અને તેયે પુરેપુરો નહીં. કાલે તે પુરેપુરો સ્કેચ થઇ જશે. પછી અંદર રંગ પુરાશે."

સન્નાએ કપડાંને સહેજ ઠીકઠાક કર્યાં, અને નીચે ગઇ. પુરૂરવા ઉપરના છજામાંથી તેને જતી જોઇ, વિચારી રહ્યો. "ખરેખર અજબ છોકરી છે. આપણા ઉચ્ચ લોકોના સમાજમાં આવી છોકરી કદીએ ન મળી શકે. તેનામાં સ્ત્રીનું ચાંચલ્ય છે છતાંય બાળકની નિર્દોષતા, અને યુવાનની ઉગ્રતા છે, સમય આને અડકયા વિના ચાલ્યો જાય તો કેવું સારૂં ! આ.વીતે આ:વી તે રહે તો જગત તેને હાથે જીલાવાને માટે તલપાપડ થશે. પણ ત્યારે અને એમ થશે તો કદાચ સમય તેને અડકશે, તેના ઉપર ખરાબ અસર કરશે, તેને દિવસમાં વર્ષોના અનુભવ આપશે, અને તે ઇવની માફક વ્યવહાર કુશળ અને સંસારસાવધાન થશે." તે અંદર આવ્યો, અને ચિત્રપટ તરફ જોઇ બબડયો, "અને ત્યારે તેની શકિતની કીંમત શુન્ય થઇ રહેશે."

"કિસન જેવો ન્યાતમાં વર ક્યાં છે !" મંદ સ્મિત કરતાં માધવરાયે એક પોઇન્ટ કાઢયું.

"તેની હું ક્યાં ના પાડું છું !" વરની માએ જવાબ આપ્યો. "પણ તેથી કિસનને શું ! તેનું વેશવાળ તો હજુ થયું જ નહીં ને ?"

"હું તેની તપાસમાં છું !" માધવરાય બોલ્યા.

"શાની તપાસ ?"

"કન્યાની."

"શેની તમે તપાસ ! હું કેટલા દિવસથી કહું છું કે મારી બેનની છોકરી કંચન છે સ્તો. પણ તમને તે પસંદ આવતી નથી."

"પણ—"

"ક્યાંથી આવે? તમે પડયા લક્ષાધિપતિ અને મારી બેનનો એક બીચારો કારકુન એટલે તમને એવા વેવાઇની શરમ આવે-સ્તો!" હરૂ બેને માધવરાયના મોઢામાં નાખ્યાં.

"તેથી હું ક્યાં ના પાડું છું ?"

"ત્યારે ? છે યે કેટલી શાણી ! જરા શામળી છે, પણ આપણો કિસન ક્યાં ગોરો ગબરૂ છે ? ને એવી ઘરરખુ છે !"

"વારૂ ત્યારે, આપણે કિસનને પુછી નકકી કરી લઇશું." માધવરાયે બહાનું કાઢયું.

"એમાં વળી કિસનને શું પુછવાનું ? એ બીચારો બાળક આમાં શું સમજે ?"

"મેરી એને પરણવાની છે કે કોઇ બીજાને?" માધવરાયને આ પોઇન્ટ સારૂં લાગ્યું ને એમની દલીલો તેના ઉપરજ કેંદ્રસ્થ થઇ.

"પણ ધારો કે એને ન ગમી તો?"

"તો તેનું વેશવાળ એ છોકરી સાથે નહીં થાય." માધવરાયે ચુકાદો આપ્યો



"હેમ પુકરવા, તારું ચિત્ર હજી પુરું થયું નથી?" ડિમને ઓરડીમાં દાખલ થતાં પુછ્યું, હજી તો તદ્દન રંગના ધાબા જેવું જ છે!'

"હા! માનવશાસ્ત્રીઓ કહે છે કે મનુષ્યને આજના મનુષ્ય જેવો થતાં કરોડો વર્ષ લાગ્યાં, ત્યારે હું એ જ મનુષ્ય જાતિમાંથી એની પ્રતિકૃતિ એક મહિનામાં પુરી કરું તો આખી માનવજાતિને અપમાન લાગે, એ તો જેમ મોડું થાય તેમ સારું!" ખાટલામાં પડી રહીને જ પુકરવાએ જવાબ આપ્યો "તું અત્યારે ક્યાંથી ચઢી આવ્યો? મારે જરા ઉંઘવું હતું!"

"અત્યારે ઉંઘવાનું?"

"મારે માટે પ્રભુએ કશું ય કરવાને માટે સમય નિર્માણ કર્યો નથી, તેની તને ખબર છે? મારી મા કહેતી હતી કે હું સાત મહીને

જન્મ્યો હતો, અને ત્યારથીજ હું અનીમિયત રહ્યો છું. મારા માબાપ હું દશ મહીનાનો થયો ત્યાં સુધી ચાલતાં શીખવવાનો પ્રયત્ન કરતાં હતાં, પણ હું બે વર્ષનો થયો ત્યાં સુધી ચાલતાં શીખ્યોજ નહી. ભણુવા ગણુવામાં પણ તેમજ! હું ફકત નીયમિત છું મારી અનીયમિતતામાં! બેસ ચહા પીવી છે? ચહા પીવી હોય તો તારે જાતે કરી લેવી પડશે; મારામાં ઉઠવાની શક્તિ નથી."

"કેમ એકદમ અશાકત આવી? સવારના ચાલવા તો માંડયું નથી?"

"ના, ના, એવી કુટેવ મને પડે એમ લાગતું નથી. મને તો રાત્રે ચાલવાનું મળે તો ઘણું છે. ગીતામાં લખ્યું છે ને, જ્યારે આખી દુનીઆની રાત હોય ત્યારે જે જાગે, તે યોગી કહેવાય તેમ હું યે એક યોગી છું."

"એમજ લાગે છે; ને અત્યારે એ યોગી એના વિરામાસન પર સુતેલા છે, અને જગત તરફ ઉંઘતી આંખે જોઇ રહ્યા છે, અને વિચારે છે કે ક્યારે આખું જગત ઉંઘી જાય કે એ જાગવા માંડે!"

"કિસન, તું બોલતાં શીખ્યો લાગે છે. કોણે શીખવ્યું? નસરવાનજી શેઠ કે એની મહોરદારે? એ ડોસા ડોસી કેમ છે? મારે એમને મળવું છે. તારા કહેવા પ્રમાણે તો શેઠ મોઝીઝના અવતાર છે. જોઇએ તો ખરા કે વીસમી સદીના મોઝીઝ કેવા છે."

"મારે તને એક દિવસ લઇજ જવો છે. મને એ વિચાર આવ્યો હતો પણ મને એક બીક લાગે છે."

"શી?"

"કે કદાચ તે તારા દોસ્તદાર થઇ જાય."

"તો હું તારો યે શેઠ થઇ જાઉં, નહીં?"

"ના, ના, તે બીક નહીં પણ જો તે તારા દોસ્તદાર થઇ જાય, તો તે બંગલો છોડીને તારી માફક કોઇ ચોથા માળની ઓરડીમાં રહેવાનો વિચાર કરે, અને મારે ઘરબાર વગરના થઇ જવું પડે."

"તારે તે વિષે ગભરાવું નહી. હુ એનો દોસ્તદાર થઈશ, તો હું તેની માફક બગનામા રહેવાનો વિચાર, કરીશ, અને તારા જેવાને રહેવા બોલાવીશ અરે, તેની સાથે મને ઠીક યાદ આવ્યુ રણછોડલાલ આવ્યા છે અને તે તને મળવા માગે છે."

"રણછોડલાલ ?" કિમનને એકદમ તે નામ યાદ ન આવ્યુ, પણ ને થોડી પળ માટે જ જ્યારે તે નામ બરાબર ખ્યાલમા આવ્યુ, ત્યારે તે નામ સાથે સકળાવી બધી વાતો યે યાદ આવી ગિરિગ્રામ સરોજ, માધવરાય, પ્રેમવિનિમયનુ એક વર્ષ, પ્રણય પાનના બે મહીના, સુખ, સતોષ, શાતિ, વિશ્રાતિ, આનદ વિનાશની ભોગવેલી ગુલાબી પળો, અને તેનો કાળો અંત પ્રણય ..પ્રણયકન્દ . પછી પ્રણયગધિ નહી, પણ પ્રણયધ્વસ દુખાન્ત પ્રણયકથા —જે ભુલી જવાનો તેણે છેલ્લા દોઢ મહીનાથી પ્રયત્ન કર્યો હતો, તે ગાઢ વ્યથા તેના તીવ્રતમ સ્વરૂપમા બહાર નીકળી આવી ધુમાડાથી આચ્છાદિત કરેલો અગ્નિ તેની નાગની જીભ જેવી વિષમયી જ્વાળાઓ સહીત ભભુકી નીકળ્યો, અને તેના ચિત્તને દઝાડી રહ્યો. રણછોડલાલના નામે તેના ઉપર જેમ તેમ ઢાકેલી ચાદર ઉરાડી મુકી, અને સરોજના મૃત્યુનુ કારુણ્ય તેના નગ્ન સ્વરૂપમા ઉભુ રહ્યુ.

પુરરવાને ય કિમનના દુખની ઝાય લાગી ગિરિગ્રામથી આવ્યા પછી જયારે પહેલી વખતે કિસન તેને ત્યા આવ્યો હતો ત્યારે એણે સરોજથી– એટલે કે કોઇ પણ સ્ત્રીથી–દૂર રહેવા શીખામણ આપેલી તે વાત યાદ અવી ત્યારે કિમન કેવો ઉત્સાહી તો યુવાન હતો! આજે તે અનુભવી વૃધ્ધ જેવો બની ગયો હતો. ત્યારે તેના જીવનમા આશા હતી, આજે જીવના ખાતર તે જીવતો હતો. 'બીચારો કિમન!' તેને કિમનની દયા આવી

કિસને ગળે બાઝેલુ ડીબકુ દૂર કરવા ખુખારો ખાધો, અને સહેજ સ્વસ્થતા મેળવી કહ્યુ "પુરરવા, મારાથી એને કેવી રીતે મળાય ! પોતાની પુત્રીની માફક તે સરોજને પાળતા હતા, એને વિષે લોકો

વાતો કરતા ત્યારે તે હસીને સરોજને હીંમત આપતા. જીવનના અનુભવોનું બ્યાન આપી, તેને તેનુ વ્યક્તિત્વ ખીલવવા માટે શીક્ષણ આપતા. તેના મૃત્યુ પછી, એને મળવા જેટલી મારામાં હીંમતજ નથી રહી."

"પણ તારે એને મળવું જોઈએ. કદાચ એ તારી જોડે સરોજ વિષે જ વાત કરવા ઇચ્છતા હોય તો ?"

" જો એવું હોય તો મારામાં તેની પાસે જવાની જરાયે હીંમત નથી. એને યે લાગ્યું હશે કે સરોજના આપઘાતનું મુખ્ય કારણ મારા પિતાનું વર્તન હતું. તેમનો પુત્ર થઈ, હું રણછોડલાલ પાસે કયે મોંઢે જાઉ.! "

"તું તેમની પાસે માધવરાયના પુત્ર તરીકે જતો નથી, કિસન તરીકે જાય છે, સરોજના પ્રણયી તરીકે તે તને બોલાવે છે. તારે જવું જ જોઈએ."

"તું મારી સાથે આવશે?" કિસને પુરૂરવાને વિનંતિ કરતાં કહ્યું "મારાથી એકલા તો નહીંજ જવાય !"

'ના, તારે એકલાજ જવું જોઈએ. ધાર કે સરોજ વિષે રણછોડલાલને તમારી સાથે કૈં વાત કરવી હોય, તો તે મારા દેખતાં તો નહીંજ કરી શકાય. અને વળી હું તો એમને મળી ચુકયો છું, એટલે મારે ફરી જવાની જરૂર નથી "

"સારૂ ત્યારે" નાતવાન અવાજે કિસને કહ્યું,

"એમ ડોસા જેવો શાનો થઈ જાય છે ? ચાલ, તારે ચ્હ પીવીજ હોય તો હું બનાવી આપું."

"ના, મહેનત કરવાની કૈં જરૂર નથી. હું જાઉં છું. નીચેથી પી લઈશ."

"ત્યારે તું કયારે રણછોડલાલને મળશે ?

"હું કાલે સાંજેજ જઈને મળીશ. મને સરનામું આપ."

પુરૂરવાએ તેને સરનામું આપ્યું, અને કિસન ગયો.

"ચીરંજીવી ભાઈ કિસન,

તું મઝામાં હશે. અમે સૌ મઝામાં છીએ.

બીજુ, પૂ. બાએ લખાવ્યુ છે કે તું કેટલા દિવસથી તેમને મળવા નથી આવ્યો તેથી તારે માટે ફીકર થાયછે મને હજી હમણાંજ ખબર મળી કે તું નસરવાનજી શેઠને ત્યાં માસ્તર તરીકે રહ્યો છે, અને એ વાત મેં બાને કહી. એટલે તેમણે મને આ પત્ર લખવાને કહ્યું છે.

આપણું આવું સારૂં ઘર હોવા છતાં, અને તને ઘરમાં કૈં પણ અડચણ ન હોવા છતાં તું આપણે ઘેર રહેતો નથી, એ સારૂં દેખાતું નથી કેટલાક્તો તો મોંઢે ચઢીને કહે છે કે તું અમારી સાથે લઢયો છે, આવી જાતના હડહડતાં જુઠાણાં ફેલાતાં અટકાવવાને માટે તું ફરી આપણે ત્યાં રહેવા માંડે તો ઘણું.

વળી અમે સાંભળ્યું છે કે તેં કોલેજ છોડી દીધી છે અમારા માનવા મુજબ તેં એ સારૂં કામ કર્યું નથી. આ દહાડામાં તો જે ભણે તેનાજ નામ અને કામ થાય છે, માટે અહીં સર્વની ઇચ્છા છે કે તારે ફરી કોલેજમાં દાખલ થવું વળી તેં કોલેજ છોડી, તેથી ઉપર જણાવેલા જુઠાણાંને ટેકો મળે છે.

બાએ ખાસ કરીને લખાવ્યું છે કે તારે તેમને મળી જવું. તેમણે એ પણ લખાવ્યું છે કે તેમણે તારા લગ્ન માટે એક ઘણીજ સારી છોકરી શોધી કાઢી છે, અને તે તેના ઉપર એટલાં ખુશ છે કે તે ઇચ્છે છે કે તું પણ એ છોકરીને જુએ તો તે ચોક્કસ માનછે કે તે ફુટડી છોકરીને જોતાંજ તું તેને પરણવાને તૈયાર થઇ જશે માટે તારે ખાસ બાને મળી જવું.

આ ઉપરાંત તું તારાં કપડાં જોડે મારાં બે ધોતીયાં પણ લઈ ગયો છે, તે તું, જેમ બને તેમ જલદી પાછાં મોકલી આપજે તારી સ્વાર્થબુદ્ધિથી મને કેટલી અડચણ વેઠવી પડે છે, એનો તને બીલકુલ ખ્યાલ આવી શકે એમ નથી.

લી. બળદેવના આશીર્વાદ.

કાગળ વાગી, કિસનને તેની બા ઉપર દયા આવી તે બીચારી રીતે તેના પિતાએ કહ્યુ પણ નહી હોય કે શા કારણથી! કિસન ઘર છોડીને ચાલી ગયો હશે તેને ખબર પણ નહી હોય કે પુત્રનુંને માટે તે આટલી બધી તલપાપડ છે, પણ તેને કારણેજ 'કિસને ઘર છોડ્યુ હતુ તેને ખ્યાલ ક્યાથી આવે કે તેનો કિસન તેણે શોધી મગેલી કોઈ કુટડી છોકરી જોવાને પણ તૈયાર નહોતો તો પછી પર-ણવાની તો વાતજ શી? અને બળદેવ—ભોળો, ભલો, મુગ્ધ, છતા યે માયાભર્યો તે પણ અધોગામાજ હોવો જોઈએ તેને યે કોણ કહે કે કિસન હવે એના ઘરમા—એના જાહોજલાલીભર્યા, પ્રતિષ્ઠિત ઘરમા—ફરીને પગ મુકવાનો નથી? એને કોણ કહે કે તેને તેના માત પિતા તરફથી મળતો પ્રેમ, વહાલ, માનમા મોટો ભાગ પડાવનાર નાનો ભાઈ ફરીથી તેમ કરવા આવનાર નથી?

કિસન ટ્રેનમા બેઠો ત્યારે યે તેની વિચારમાળા ચાલતી હતી કાગળે તેને રણછોડલાલ વિષે વિસ્મરણ કરાવ્યુ એની ભલી, ભોળી, ભાવભરી માતાનુ મોઢુ તેની નજર આગળ તરવર્યા કર્યું ગમે તેવી તોયે તે બા હતી તેનામા કપટ નહોતુ, છળ નહોતો, દંભ નહોતો તેમજ હોશિયારી, ચંચળ બુદ્ધિ કે ઊંડી કલ્પના પણ નહોતી છતાયે તેનુ માતાનુ હૃદય પોતાના લોકો વિના ઝુરતુ હોવુ જોઈએ, તે તેને જોવા તલપી રહ્યુ હોવુ જોઈએ પ્રેમથી ઉછરેલા તે પુત્રની પુનરાગમના આશા રાખે તેમા શી નવાઈ?

સાન્તાક્રુઝ આવ્યુ અને તે ઉતર્યો રણછોડલાલનો બંગલો શોધવા તેને ઘણી વાર ન લાગી તે બંગલો દૂરથી શિવલીંગ જેવો સીધો અને ઉપરથી ગોળ લાગતો હતો, પણ પાસે આવતા, તે આભાસ દૂર થતો તે વિશાળ હતો, અને તેની આજુબાજુનો બગીચો તેના પ્રમાણમા

હતો. કિસનને તે બગીચો અને બંગલો જોઇને પુરૂરવાની ઓરડીનો વિચાર આવ્યો. તે ઓરડીનું સ્વાતંત્ર્ય અને ધુન આ મોટા બંગલામાં હશે? તે ઓરડીની સંકુચિત જગામાં પ્રસરેલી કલાનો થોડો પણ અંશ તેનાથી અનેક ગણી મોટી આ જગામાં હશે?

પ્રશ્નનો જવાબ તેને તરતજ મળ્યો. બંગલાના ઉપરના માળમાંથી દીલરૂબાનો મધુર સ્વર આવતો હતો. 'કલાનો થોડો અંશ તો છે!' કિસનને કબુલ કરવું પડ્યું, કારણ કે સૂરનો સંયોજક કલામય સંગીત પ્રસરાવી રહ્યો હતો. તે સંગીતથી ઘણો દૂર રહ્યો હતો. તેના માતપિતા તો સંગીતવિહીન હતા. એટલુંજ નહીં પણ સંગીત તરફ બેદરકાર હતા. આથી સંગીત એ શી ચીજ છે, તેની કોલેજમાં આવ્યા પછી તેને ખબર પડી. પણ ત્યાં યે, કોઇ સંગીતકારની મૈત્રીને અભાવે તે થોડું ઘણુંજ સમજી શકતો. વધારે સમજવાની કે પોતે ગાઇ શકવાની એનામાં હજી શક્તિ નહોતી આવી. તેને પોતાના જ્ઞાનનો ગર્વ હતો, છતાંયે—અને તેથી જ્યારે સારૂં સંગીત સાંભળતો ત્યારે તેના કાન ફફડી ઉઠતા. મૃગની માફક સંગીતનાં સૂર સાંભળવા તે કશાની દરકાર ન કરતો, પણ તેને એવા સૂર સાંભળવાના પ્રસંગ ઘણા ઓછા મળ્યા હતા. તે જલસાઓમાં જતો, પરંતુ ઘણી વખતે શાસ્ત્રીય સંગીતની અજ્ઞાનતાને લીધે અને ગાનારાના કંઠના અભાવે, તે લાંબો વખત બેસી શકતો નહીં; અને આથી તેને સંગીતનું જ્ઞાન મળવાનો એક માર્ગ બંધ થઇ ગયો હતો.

તેની ઇચ્છા એકાદ વાદ્ય શીખવાની પણ હતી. પણ કોઇ પણ વાદ્ય શીખવાને માટે તે વાદ્ય પોતાની પાસે હોવું જોઇએ, અને તે ખરીદવાને માટે પૈસા જોઇએ, એટલે માધવરાય પાસે જવું પડે. માધવરાય સંગીતને અક્કલ વગરનાઓનો ધંધો સમજતા, બેકારોનું

# ભમતાં પંખી

એક સામાજિક નવલકથા




લેખક

સનત્કુમાર વીણ, બી. એ

આવૃત્તિ ૧ લી                    સને ૧૯૩૩

પ્રત ૬૦૦૦

કીમત રૂપીઆ ~~આઠ આના~~

પ્રકાશક

“બે ઘડી મોજ” કાર્યાલય

૭૪, ઓલ્ડ કસ્ટમ હાઉસ રોડ, કોટ,

મુંબઈ.

"મને તો હજુ સમજ નથી પડતી કે વેશવાળ કરવામાં કિસ-નને શું પુછવાનું આ તે કે એના કપાળના છે કે તેને પુછીને વેચાતા લેવાના હોય?"

"તને આજકાલના જમાનાની ખબર નથી લાગે છે વેશવાળ કર્યું અને કિસનને ન ગમી તો?"

'કિસનને કેમ ન ગમે' મને ગમે તે મા। કિસનને ન ગમે એવું કોઇ દિવસ બને નહી" ।

"એ તને નહી સમજ પડે" કહી મગનલાલે મોટરમાં મારું ચાલ્યું હરકોર બેનને લાગ્યું કે આજે એમની બેનની ભત્રીજી કસનની સીફારસ વધારે નહી કરી શકાય તેથી તેમણે મૌન પકડ્યું.

કેમ માનતા, રખડેલોના કલ્પનાહીન મનનું પરિણામ ગણતા, આથી તેમની પાસે કોઈ વાદ્યના પૈસા માગવા જવું એ કામ કિસનને શૂળી પર ચઢવા કરતા કરતા પણ દુષ્કર હતું આથી સંગીત શીખવાનો બીજો માર્ગ પણ બંધ થયો.

આ છતાયે તેના કાન હંમેશા કંઈ કે મૂરીનું વાદ્ય ગીત પીછાની રહતા, અને પીછાન્યા પછી ત્યાંજ રહેવા હઠ પકડતા આ વખતે પણ એમજ બન્યું દીલરૂબનો ઝણકાર તેના કાન ઉપર એવા આહ્વાનનો અથડાવતો ઉપના માળની જે બારી આગળથી સૂર આવતા હતા, તેના તરફ મીટમાંડી, તે ઉભો રહ્યો હૈ વિસરી ગયો કે તે કોઈ અણઓળખીતાના બાગમાં ઉભો રહી સાંભળે છે તે ભુલી ગયો કે કોઈક અજાણ્યાનું સંગીત છાનામાના અને વગાડનારની જાણ વગર સાંભળવું, તે શિષ્ટાચારની વિરૂદ્ધ છે તે તો બારી આગળ એકીનજરે તેની દીલરૂબાના સૂર પીતોજ રહ્યો

પણ એક તીણી ચીસની સાથે એ સંગીત બંધ રહ્યું, અને અવાજ આવ્યો "ઓહ, મીના! મેં તને કેટલી વખત કહ્યું કે જ્યારે હું વગાડતી હોઉં ત્યારે તારે ઓરડીમાં ન આવવું?" કિસન વિચારમાં પડ્યો તે અવાજ કોઈ સ્ત્રીનો હતો, તે નિસંશય વાત હતી પણ કોઈના આવવાથી તે સ્ત્રીના સંગીતમાં ખલેલ પહોંચે એ વાત એને વિચિત્ર લાગી એવી તે કોણ સ્ત્રી હશે કે જે એવી નાનકડી વાત ઉપર ખેદિત થાય?

"જા, ઓરડામાંથી અત્યારઘડી બહાર જા" તે તીણા અવાજે કહ્યું

"પણ બા—" કોઈક સ્ત્રીનો સહેજ જાડો, ઘોઘરો, કાકલુદીભર્યો અવાજ કિસને સાંભળ્યો

"સામે બોલે છે? મારા સંગીતને ખલેલ પહોંચાડીને હવે સામે બોલે છે? મારે બાઈજીને કહેવું પડશે હું જોઉં છું કે તારી ટેવ કેમ નથી જતી!" પહેલા અવાજે કહ્યું

કિસન થોડીવાર ત્યાં ઉભો રહ્યો, પણ ન તો સંગીતનો સુર આવ્યો કે ન તો ક્રોધી અવાજ આવ્યો, એટલે તેણે મુખદ્વાર આગળ જઇને ઘંટડી હાથી.

"ક્યાનું કામ છે?" એક નોકરે આવી તેને પુછયું.

"રણછોડલાલ છે?"

"હા આવો બેસો. હું હમણાં તેમને કહુ છું. તમારૂં નામ શું?"

"કિસનલાલ!" તે નોકર ગયો, અને કિસન એકલો બેઠો. તેનું મન હવે ઘણું વ્યગ્ર થયું. તેણે ત્યાંથી નાસી જવાનો પણ વિચાર કર્યો, પણ પગ ઉપડયા નહીં. હવે જ્યારે રણછોડલાલને તે થોડીક પળ પછી જોવાનો હતો; ત્યારે તેના હૃદયમાં ઉલ્કાપાત મચી રહ્યો: તેનું હૃદય અંકુશ વિનાનું થઇ અનીયમિત વેગે ધબકવા માડયું. દૂર થએલી વ્યગ્રતા ફરી આવી: એમને મોઢું કેમ બતાવાય?

આથી જ્યારે રણછોડલાલ તે ઓરડામાં આવ્યા ત્યારે એનું મન વ્યગ્રતાથી એટલું શુન્ય થઇ ગયું હતું કે કેટલીક વાર સુધી તો, તે આવ્યા છે, તેની તેને ખબર પણ ન પડી. જ્યારે રણછોડલાલે કહ્યું "કેમ કિસન, કેમ છે?" ત્યારે એણે ચમકીને તેમના તરફ જોયું.

"સારૂં છે!" તેણે પોતાની ગભરામણ ન દેખાડવાનો પ્રયત્ન કરતાં ટુંકોજ જવાબ આપ્યો.

થોડો વખત સુધી બન્ને જણાં ચુપ બેસી રહ્યા. બન્ને જણાને જોડતી, એકઠા કરતી વિભૂતિ અદૃશ્ય હોવાથી, તેઓને બોલવાનું સુઝયું નહી. ત્યાર પછી ઘણા પ્રયત્ન પછી કિસને પુછયું, "તમે કેમ છો?"

"મઝામાં" રણછોડલાલે પણ ટુંકો જવાબ આપ્યો ફરી તે ઓરડામાં શાન્તિ છવાઇ રહી. થોડીવારે રણછોડલાલે ઉંચુ જોયું. કિસન નીચું મોઢું કરી, જમીન ઉપર પાથરેલી જાજમની કરચલીઓ શોધતો

હોય એમ તેમને લાગ્યું હોવું જોઈએ, કારણ કે તેમણે પણ નીચે જોયું તેજ પળે કિસને ઉંચું જોયું, પણ રણછોડલાલને પોતાના તરફ ન જોતા જોઈને તે ચુપ રહ્યો બને જણા ગોડભર્યા મનવાળા હોવાથી ક્યા સુધી તેઓ આમને આમ બેસી રહેત, પણ તે ગમગીન વાતાવરણમા વિક્ષેપ પડયો.

અઢારેક વર્ષની એક યુવતી બુમ પાડતી, તે ઓરડામા દાખલ થઇ, ને પુછ્યું " રણછોડલાલ કાકા, તમે અહી કેમ બેઠા છો? હુ તમને આખા બગલામા ગોધી વળી"

તેણે વાક્ય પુરૂ કર્યું ન કર્યું એનામા તેણે કિસનને જોયો, અને સ્રીસુલભ લાલાશ તેના મોઢા ઉપર આવી કિસને પણ તેજ વખતે તેના સામે જોયુ તે યુવતિએ યૌવનમા હમણાજ પ્રવેશ કર્યો હતો, તે દેખાઈ આવતુ હતુ દુનીઆદારીની જાળથી, સુંદર ગોરું કુમાશભર્યું મોઢુ, લજ્જતની રતનણી ભાતથી ખીલી નીકળ્યુ હતુ અને હોઠની રતાશ સાથે હરીફાઈ કરતુ હતુ અર્ધ ઢળેલા પોપચાવાળી ઉંડી આંખો બીજી કોઈ સ્રીમા વિનાશ સૂચક પણ આયુવતિમા તે નિર્દોષ મસ્તી બતાવતી હતી કપાળમા કેટલોક ભાગ અને કાન ઢાંકતા તેના વાળ અમાવાસ્યાની રાત્રીના તારકમંડળની માફક ચમકતા હતા, અને તે આકાશગંગાની માફક તેના ગળા આગળથી આગળના ભાગમા વળી, કમ્મર સુધીના ભાગને તેજરેખા અર્પતા હતા આખુ ગળુ દેખાય એવી ફેશનનુ બ્લાઉઝ અને અવ્યવસ્થિત સાડી, તેની આધુનિકતા બતાવતી હતી તેણે કિસનને જોઈ સાડી ઠીક કરી, છેડો માથે ઓઢયો, અને પાછા જવા માડ્યુ, પણ રણછોડલાલે હસીને કહ્યું, "એવુ તે શું કામ હતુ કે આખો બગલો શોધવાની તકલીફ ઉઠાવવી પડી"

તે ઉભી રહી, અને કિસનને જોઈને જે ગંભીરતા ધારણ કરી હતી તે જોતજોતામા જતી રહી, અને લાડમા કહ્યું "તમે આજે

મને સીનેમા બતાવવાના હતા ને? તે ભુલી ગયા?"

"ના. પણ –" રણછોડલાલે કહ્યું.

"તમને જો જવું હોયતો હું પણ જાઉં !" કિસને વિકવેથી કહ્યું.

"ના. તમે શું કામ જાઓ? મોહિની! તું એમને ઓળખે છે? એમનું નામ કિસનલાલ!" રણછોડલાલે કહ્યું.

"કોણ, સરોજબેન–" મોહિનીએ કહેવા માંડયું, પણ એકદમ જીભ કરડી અટકી ગઇ. તેની બટક બોલી જીભે જે દુઃખદ વાત બે પુરૂષોને ચુપ કરી રહી હતી, તે કહી નાંખી; તે અટકી ગઇ પણ છતાંયે તેને લાગ્યું કે તેણે એ શબ્દો ઉચ્ચારવા જોઇતા નહોતા, કારણ કે બંન્નેના મ્હોં પડી ગયા હતા.

"મોહિની, તું એમની સાથે વાત કર. હું કપડાં પહેરીને આવું છું." રણછોડલાલે પોતાની આંખમાં આંસુને સંતાડવા મોઢું ફેરવી દેતાં કહ્યું

"તો તમે સીતાને બુમ પડતા જજો કે તે કિસનલાલ માટે ચહા લાવે !" મોહિનીએ મહેમાનગીરી કરવા માંડી.

"પણ મેં હમણાંજ ચહા–"કિસને કહેવા માંડયું, પણ તેને વચ્ચેથીજ અટકાવી મોહિનીએ કહ્યું, "દરેક કહે છે કે તે હમણાંજ ચહા પીને આવ્યો છે, પણ દરેક જણ જુઠું બોલે છે, એ હું ચોકકસ માનું છું. તમે સીતાને કહેજો હો !" છેલ્લુ વાક્ય તેણે ઓરડાની બહાર નીકળી ગએલા રણછોડલાલને બુમ મારતાં કહ્યું.

કિસનનું રડતુ હૃદય આ હજી હમણાંજ યૌવન સીમા ઉપર પહોંચેલી છોકરીને જોઇસહેજ હસ્યું. "મને રણછોડલાલ કાકા કહેતા હતા, કે તમે તેમને મળવા અવવાના હતા. મારે યે તમને મળવું હતું."

"મને મળવું હતું ? કેમ ?" કિસને વિસ્મય પામતાં પુછયું.

"વળી કોઈ દિવસ કહીશ. આજે તો તમે મળ્યા એટલે ઘણું થયું ને પાછું તે કારણ કહેતા ઘણી વાર લાગે, અને રણછોડલાલ કાકા હમણા કપડા પહેરીને આવશે એટલે હુ નીકળતેજ કહીશ" કિસન તેના જવાબમા કે કહેતા જતો હતો, ત્યા તો મોહિની ઉભી થઇ, અને બારણા આગળ ગઇ ને બુમ પાડી, "સીના ! સીના ! ઓ સીતા !"

દૂરથી અવાજ આવ્યો, "આવી, બાઇ !" મોહિનીએ ફરી બુમ પાડી, "અહી આવવાની જરૂર નથી તને રણછોડલાલ ને ચાહનુ કહ્યુ કે નહી ?"

દૂરથી ફરી સીતાનો અવાજ આવ્યો, "હમણા લાવી બાઈ !"

"જલ્દી કર !" મોહિનીએ ફરીથી બુમ પાડી, અને જવાબની આશા રાખ્યા વિના કિસનની સામેની ખુરશી ઉપર આવી બેઠી "હુ શાની વાત કરતી હતી ? હુ તો તેયે ભુલી ગઇ."

કિસનને લાગ્યુ કે વાર્તાલાપમા તેણે પણ ભાગ લેવો જોઇએ, આથી તેણે કહ્યુ "તમે સરસ ગાઓ છો, નહી ?"

"તમને કોણે કહ્યુ ?" મોહિનીએ ઉત્સુકતાથી કહ્યુ તેના વખાણથી તેની આખો ચમકી ઉઠી તે સ્ત્રી હતી અને યુવાન વયની હતી એટલે તારીફ સાભળવી તેને સ્વાભાવિક રીતે પ્રિય હતી

"મે સાભળ્યુ –"

"ક્યારે ? ક્યા ? કૉલેજના ગેધરી મા ?" મોહિનીની ઉત્સુકતા પળેપળે વધતી જતી હતી.

"ના, ના" કિસને આ યુવતિને પોતાના સગીતની પ્રશસા સાભળવાને તત્પર થયેલી જોઇને, સહેજ ક્ષોભ થયો.

"ત્યારે ક્યા ?" તેના હમેશા અર્ધઢળેલા રહેતા પોપચા આખા ઉઘડ્યા.

"અહીંજ હું આવ્યો ત્યારે. પણ મારે કમનશીબે મારાથી ઘણો વખત સાંભળી શકાયું નહીં."

"તમને સંગીતનો શોખ છે?" મોહિનીએ પુછયું. તેને વખાણ ગમતાં હતાં એ વાત તે છુપી રાખવાનો કદીયે પ્રયત્ન કરતી નહોતી, અને જો કોઇ તેની કળાનો જાણકાર મળે તો કૈ ને કૈં પુછી પુછી જીવ કાઢતી, ત્યારે જંપતી.

"હા, સહેજસાજ!"

"તમને કયું વાજીંત્ર ગમે છે? મને તો દીલરૂબા ગમે છે. સારંગી ગમે છે, પણ મને કોઇ તે લેવા દેતું નથી."

"સારંગી મનેય ગમે છે. પણ ખરૂં પુછાવો તો સંગીત વગાડનારાને હરેક વાજીંત્ર ઉપ્પર કાબુ હોય છતાંય તે એકાદ વાજીંત્ર પ્રત્યે વધારે પ્રેમ રાખે એ સ્વાભાવિક છે, નહીં?"

"હા."

"સીતા, તને ચહા કરતાં કેટલી વાર લાગે છે?" નોકરડી ચહા કરીને લાવી, એટલે તેની સામે મોહિની તડુકી.

"પણ બાઇ—"

"સામે ન બોલ. જા." સીતએ ચહાની કથરોટ ટેબલ પર મુકી અને ચાલી ગઇ. મોહિનીએ એક પ્યાલો કિસનને આપ્યો અને એક પોતે લીધો.

"હજી રણછોડલાલ કાકા કેમ નહીં આવ્યા? હમેંશા તો એમને કપડાં પહેરતાં વાર નથી લાગતી." પોતાના હાથ ઉપર પહેરેલી નાની ઘડીઆળ તરફ જોતાં મોહિનીએ કહ્યું, પણ એટલામાં તો તે આવ્યા. "તમારૂં આયુષ્ય બહુ લાંબુ છે. હું હમણાંજ કહેતી હતી કે તમે હજી કેમ આવ્યા નહીં!"

"કેમ એટલી બધી શી ઉતાવળ છે? ઘેર મેમાન આવ્યા છે ને! તું, તારી મેમાનગીરીમાં ચુકે એ મેં આજે જોયું!" રણછોડલાલે ટકોરથી કહ્યું.

આ બધો વખત મોહિની હાથની ઘડીઆળ તરફ જોયા કરતી હતી, તે કિસનની નજરે પડતાં, તે ઉભો થયો, અને કહ્યું, "તમને સીનેમામાં જવાનું મોડું થતું હશે. હું જાઉં છું."

"પણ એક શરતે કે તમારે અહીં ફરી આવવું પડશે!" મોહિનીએ ફરીથી એક વખત ઘડીઆળમાં જોતાં કહ્યું.

"મારે યે તમારી સાથે વાત કરવી છે." ગંભીર થતાં રણછોડલાલે કહ્યું. ફરી કિસનની અને રણછોડલાલની આંખો મળી. બન્નેયે નીચે જોયું. મોહિનીએ આ જોયું, પણ તેને તેમાં કૈં સમજ ન પડી.

"સારૂં." તદ્દન અસ્પષ્ટ સ્વરે કિસને કહ્યું.

"પણ ચોકકસ, હો!" મોહિનીએ ચાલવા માંડતા કહ્યું.

"બનાવટી આગ્રહ ના કર." રણછોડલાલનું ગંભીર સ્વરૂપ દૂર થયું અને મશ્કરૂં સ્વરૂપ બહાર આવ્યું. "ખરેખરૂં ઇચ્છતી હોય, તો તારે એમને સીનેમામાં આવવાનું કહેવું જોઇએ."

"હા, શા માટે નહીં?–" મોહિનીએ તરત કિસનને નિમંત્રણ આપ્યું પણ કિસને વચ્ચેજ કહ્યું. "ના, ના, મારે જુહુ ફરવા જવું છે. હું કેટલા દિવસથી ગયો નથી."

"ત્યારે ફરી આવવાનું ન ભુલતા." બંગલા બહાર છુટાં પડતાં મોહિનીએ કિસનને ફરી યાદ આપી.

"સારૂં સાહેબજી." કહી કિસને જુહુનો રસ્તો લીધો.

: ૧૧ :

કિમને જુદું જવાનું એ કારણે નક્કી કર્યું હતું એક તો એ સુંદર સ્થળ તરફ, તેને ખાસ પક્ષપાત હતો, અને બીજું કારણ એ કે તેને એકાંતમાં જઈ છેલ્લા થોડાક દિવસોમાં થઈ ગએલા પ્રસંગોની વાત સાગરને કહી આશ્વાસન મેળવવું હતું

સમુદ્ર અજબ વસ્તુ છે તે જ્યોત્સ્નાને ચાહતો હોય છતા, એની નિકટ જવા ઈચ્છા ધરાવતો હોવા છતા, તેનામાં એટલી અડગતા છે, કે તેનાથી તે દૂર રહી શકે છે જ્યોત્સ્ના એના ઉપર પોતાના શુભ્ર શીતળ અને મૃદુ કર ફેરવે છે, પણ સમુદ્ર તેનો તિરસ્કાર કર્યા વિના પોતાનું સ્થળ સેવી રહે છે, હા, કદિકદિ પ્રણયના ઉદ્‌ગારો તેના વિશાળ હૃદયમાં ઘુઘવાટ સાથે નીકળે છે, પણ તેનું સાંત્વન ત્યાં પુરું થાય છે

પરંતુ જ્યોત્સ્ના જતા તે નિષ્ફળ પ્રણયીની માફક હતાશ થઈ જાય છે જ્યોત્સ્નાને પોતાની ન કરી લેવા બદલ પશ્ચાત્તાપ કરે છે પણ જ્યોત્સ્નાને તેની ક્યાં દરકાર છે? તે તો જાય છે દૂરને દૂર

આ બધો વખત મોહિની હાથની ઘડીઆળ તરફ જોયા કરતી હતી, તે કિસનની નજરે પડતાં, તે ઉભો થયો, અને કહ્યું, "તમને સીનેમામાં જવાનું મોડું થતું હશે. હું જાઉં છું."

"પણ એક શરતે કે તમારે અહીં ફરી આવવું પડશે!" મોહિનીએ ફરીથી એક વખત ઘડીઆળમાં જોતાં કહ્યું.

"મારે યે તમારી સાથે વાત કરવી છે." ગંભીર થતાં રણછોડલાલે કહ્યું. ફરી કિસનની અને રણછોડલાલની આંખો મળી. બન્નેયે નીચે જોયું. મોહિનીએ આ જોયું, પણ તેને તેમાં કૈં સમજ ન પડી.

"સારૂં." તદ્દન અસ્પષ્ટ સ્વરે કિસને કહ્યું.

"પણ ચોક્કસ, હો!" મોહિનીએ ચાલવા માંડતા કહ્યું.

"બનાવટી આગ્રહ ના કર." રણછોડલાલનું ગંભીર સ્વરૂપ દૂર થયું અને મશ્કરૂં સ્વરૂપ બહાર આવ્યું. "ખરેખરૂં ઇચ્છતી હોય, તો તારે એમને સીનેમામાં આવવાનું કહેવું જોઇએ."

"હા, શા માટે નહીં ?–" મોહિનીએ તરત કિસનને નિમંત્રણ આપ્યું પણ કિસને વચ્ચેજ કહ્યું. "ના, ના, મારે જુહુ ફરવા જવું છે. હું કેટલા દિવસથી ગયો નથી."

"ત્યારે ફરી આવવાનું ન ભુલતા." બંગલા બહાર છુટાં પડતાં મોહિનીએ કિસનને ફરી યાદ આપી.

"સારૂં સાહેબજી." કહી કિસને જુહુનો રસ્તો લીધો.

માના સુખનોથી જેટલો આહ્લાદ મેળવતો તેટલોજ તેણે સમુદ્રના સુખનોથી મેળવ્યો

વર્ષો વહ્યા, પણ કિસનની અને સાગરની દોસ્તી કાયમ રહી મોટા થયા પછી કિસન મિત્રો સાથે સાગરતીરે ફરવા આવતો, અને ઘણી વખતે સાગરના આર્તનાદ સાભળતો, મિત્રોના વાર્તાલાપ તરફ ધ્યાન આપતા, સાગરનીહૈયુ ખડવા સુણતો મિત્રો કહેતા, 'શાનો વિચાર કરે છે ? કેઈ છોકરી યાદ આવી ? એકદમ આવો સુનમુન કેમ થઈ ગયા ? અમારી વાતોમા રસ નથી પડતો ? કોઈ રમમણીના રસના ચટકા યાદ અવે છે ?' ત્યારે કિસન એકદમ ચમકીને તેમના તરફ જોતો, અને પોતાનુ બેધ્યાનપણુ તેમને સમજાવાવની અશકતિ બતા વતો. બધા તેની આવી સ્થિતિ જોઈને હસી પડતા, કિસન છોભીલો પડી જતો, અને એમના તરફ ક્વારે ગુસ્સે થતો અને તેમ, તેમ તેઓ તેને વધારે ચીડવતા

આમ કિસન સાગરનુ હાર્દ સમજતો થયો, અને આજે સાજે તેણે જુહુને કિનારે સાગરને મળવાનુ નક્કી કર્યું હતુ તે જુહુ ઉપર આવ્યો, ત્યારે તે આખો કિનારો લગભગ નિર્જન હતો કિનારાની ઉડી ઉડી રેતીમા રમવા આવતા બાળકો, મધ્યાની લલી સાથે હરીફાઈ માડવા આવતી સુદરી અને તેમના સહચારીઓ હજી ત્યા આવ્યા નહોતા કિસન દૂર ગયેલા સાગરની પાછળ પાછળ ચાલવા માડયુ તેના પગને તેણે ભીજાવા દીધા ઓટના નાના નાના મોજાઓને તેણે પોતાના પગની આજુબાજુ વીટળાવા દીધા તેના શીશુને પોતાના પગની આજુબાજુ સતાકુકડી રમવા દીધા એ તો તેના બાળમિત્રના બાળકો હતા ને!

તે આગળને આગળ ચાલ્યો દૂર ક્ષિતિજ એનુ ધ્યેય હોય તેમ તે આગળને આગળ ચાલ્યો એક બાજુ સાગર અને બીજી બાજુએ તાડના ઝાડા તેની સાથેને સાથે આવતા હતા ધીરેધીરે મનુષ્યની

પછી, પોતાની પાસે આવીને દુઃખ રડનાર પાસે સાગર પોતાનું દુઃખ રડે છે, અને એમાંથી આશ્વાસન મેળવી જ્યોત્સ્નના પુનર્મીલનની વાટ જુએ છે.

કિસનને સાગર સાથે નાનપણથી દોસ્તી હતી. રાતના ઘરમાં દરેક જણ સુઈ જાય, ત્યારે નાનો કિસન પોતાના બંગલાની અગાશી ઉપર આવતો, અને પાસે ખડકો ઉપર દુઃખી, માથું કુટતાં સાગર તરફ દયાભરી દ્રષ્ટિએ જોતો. કદિક તેનું રૂદન ખુણામાં બેસી આંસુ રેડતી વિધવાના જેવું હોય, કદિક સારસીના વિયોગે ચીત્કારતા સારસના જેવું હોય, કદિક ગુમ થઈ ગએલી પાર્વતિની પાછળ ભમતા શંકર જેવું ભયંકર અને ઘુઘવાટ ભર્યું હોય. તેનું રૂદન સાંભળીને કિસનને દિવસમાં પોતે કેટલી વખત રડયો હતો, તે યાદ આવતું, અને તે સાથે હરૂબેન સ્નેહથી તેને સમજાવતાં, પટાવતા, પંપાળતા તેયે યાદ આવતું, અને વિચાર આવતો કે સાગરની મા કયાં હશે? કયારેક તેને લાગતું કે સાગરને તેની મા જડતી નહીં હોવાથી, પોતે જેવે તેવે વખતે રડતો હતો. તેમ તે પણ રડતો હશે, અને તેવે વખતે કિનારે જઈ સાગરને પટાવવાનું, માથે હાથ ફેરવવાનું મન થતું.

તેને સમુદ્રની જરાય બીક નહોતી, એક વખતે માધવરાયને તેમના ધંધામાંથી સહેજ ફુરસદ મળી, અને અજાણ્યે તેમને સૂચના કરી, કે આખા કુટુંબને પાલવા લઈ જઈ હોડીમાં બેસવું. હોડીમાં બેસતાં બળદેવે રોકકળ કરવા માંડી, પણ દશેક વર્ષના કિસનને તો પોતાના ગાઢમિત્રને મળવા માટે પાણીમાં હાથ નાંખવાનું મન થતું, બીજે એવે એક પ્રસંગે તેઓ સૌ ચોપાટી ગયા. એક મોટું મોજું આવતાં, બધા આઘા ખસી ગયા, પણ કિસનને એમ લાગ્યું કે તેને તેનો મિત્ર ભેટવા આવે છે. તે ત્યાંનો ત્યાંજ ઉભો રહ્યો. તેનાં કપડાં પલળી ગયાં, અને હરૂબેને, રખેને બાળક મોજાં સાથે ઘસડાઈ જાય, એ બીકે ચીસ પાડી, પણ કિસન તો પોતાની

જોઇ કિસને પુછ્યું. "હા." કહી તે જેમ તેમ કરતી ઉભી થઇ, પણ આગલું પગલું ભરતાંજ ફરી તેનો પગ દુખ્યો. તેણે પાસેના ઝાડ ઉપર હાથ ટેકવ્યો.

"તમારે ક્યાં જવું છે? થોડો વખત વિશ્રાંતિ લઇને પછી જાઓ તો?" કિસને સુચવ્યું.

"મારાં કપડાં મેં ત્યાં રાખ્યાં છે. તમે જો જરા હાથનો ટેકો આપો, તો હું ત્યાં સુધી પહોંચી શકીશ." પોતાના ભીનાં કપડાં તરફ જોતાં યાચનાભાવે તે યુવતિએ કહ્યું. કિસને હાથનો ટેકો આપ્યો, અને જ્યાં તેના કપડાં હતાં ત્યાં સુધી તેને લઇ ગયો; "હું કપડાં બદલી લઉં." થોડીવારે લજ્જાથી તે યુવતિએ કહ્યું. કિસનને પોતાના ઉપર શરમ આવી. પોતે બોઘા જેવો ત્યાં કેમ ઉભો રહ્યો? તે એકદમ ત્યાંથી પાછો ફર્યો, "હું બોલાવું ત્યારે આવજો!" તેણે પાછળથી તે યુવતિની બુમ સાંભળી.

તે દૂર ગયો, અને બેઠો. તેનું મન વ્યાકુળ થઇ ગયું હતું. બપોરથીજ તે વ્યાકુળ હતું અને આ નવા પ્રસંગથી તે વધારે વ્યાકુળ થયું હતું. તેણે પોતાના મનને સ્થિર કરવા પ્રયત્ન કર્યો, પણ તે તેમ ન કરી શક્યો. "હવે આવો!" તેણે મધુર અવાજ પાછળથી સાંભળ્યો, અને અસ્થિર મનને સ્થિર કરવાનું કામ ભુલી, તે સ્વર જ્યાંથી આવ્યો ત્યાં તે ગયો, અને આભો બન્યો. જે યુવતિને તેણે સુંદર ગણી હતી, તે ફક્ત સુંદર નહોતી, પરંતુ ખુબસુરત હતી. તેની શ્યામલ ચામડીને શોભી રહે એવું ટીપકીવાળું કાળુ લુગડું અને તેજ રંગની ચોળી, તેને તારાઓથી પ્રકાશિત એવી સુંદર રાત્રીની રાણી બનાવી રહ્યાં હતાં. સૌંદર્ય પીતો તે ત્યાંજ ઉભો રહ્યો.

# ૧૨

કિસનને માટે નવી પરિસ્થિતિ મુંઝવણ ભરેલી હતી તે યુવતિની પણ તેજ સ્થિતિ હતી બંને યુવાન હતા, બન્ને એકબીજાને ઓળખતા નહોતા, બાજુબાજુ કોઈ ઓળખાણ કરાવી શકે તેવું નહોતું છતાંય વિચિત્ર સંજોગોને લીધે તે યુવતિને અજાણ્યા યુવાનને ખભે હાથ ટેકવીને ચાલવું પડતું બે ત્રણ વખતે તેણે હાથનો ટેકો આપ્યા વિના ચાલવાનો પ્રયત્ન કર્યો, પણ બીજીજ પળે વેદનાથી તેને ફરીથી કિસનના ખભાનો આશ્રય લેવો પડ્યો. કિસન તે યુવતિની આ મુંઝવણથી અજાણ્યો નહોતો, છતાંય તેની પોતાની મુંઝવણ એટલી હતી કે તે યુવતિની દયા ખાવાનો પણ તેને વિચાર ન આવ્યો આખરે આ મુંઝવણથી બન્ને જણામાં વાતો કરવાની સાવધાનતા તો નહોતીજ.

"ના, પણ જે સ્થળે હુ પડી ગઇ, તે મારૂ અને મારી બેનનું પ્રિય સ્થળ છે કારણ કે મુબઇમા બીજુ તરવા જવાનુ કોઇ સ્થળ નથી અમે ઘણી વખત ત્યા તરવા આવીએ છીએ ગઇ કાલે અમે આવવાનુ નક્કી કર્યું, પણ આજે બપોરે બેને કહ્યુ કે તેનાથી નહી આવી શકાય પણ મને આવવાનુ એટલુ બધુ મન થયુ હતુ કે હુ એકલી આવી પણ હુ દરીઆમા પડી ન પડી, ત્યા તો મને લાગ્યુ કે કોઇક ત્યા છે, એટલે હુ ગભરાઇને બહાર નીકળી પણ મારા લુગડા જ્યા પડ્યા હતા ત્યા આવ્યુ ત્યાં પહેલા તો મને એક પથ્થરની ઠેશ વાગી, અને હુ પડી ગઇ જો તમે ન આવ્યા હોત, તો કોણ જાણે મારૂ શુ યે થાત ને તેથીજ મને લાગ્યા કરે છે કે મારે લીધે તમને નાહકની અડચણ વેઠવી પડે છે"

"નાહકની શાની? ખરી રીતે તો તમારા પડી જવાનુ મૂળ કારણ હુજ છુ. મનેજ જોઇને તમે પાણીમાથી બહાર નીકળ્યા એટલે મને લાગ્યા કરે છે કે મારે લીધે તમને નાહકની અડચણ વેઠવી પડે છે" કહી કિસન હસ્યો તે યુવતિ પહેલા શરમાઇ ગઇ, અત્યાર સુધી તેને ખબર નહોતી કે જે ભલા લાગતા યુવકની જોડે વગર ઓળખાણે બેઠી હતી, તેણે તેને અર્ધનગ્ન સ્થિતિમા પાણી સાથે રમતી જોઇ હતી

'તમારૂ નામ તો મે પુછ્યુંજ નહી" કિસને કહ્યું
"મારૂ નામ સદા ને તમારૂ?"
"કિસનલાલ"
"આપણે જઇશુ?"

"હા" બન્ને ઉભા થયા. "હુ ધારૂ છુ કે મારાથી એમને એમ ચાલી શકાશે" સદાએ પ્રયત્ન કરતા કહ્યું. આટલા વખતના આરામ પછી તેના પગની કળ ઉતરી ગઇ હતી. "તમે ક્યા જાઓ છો?"

તેઓ ધીરેધીરે ચાલતાં ચાલતાં જુહુના મુખ્ય ભાગ તરફ આવ્યા ત્યારે તેમની મુંઝવણ અસહ્ય થઇ પડી. સાંજ પડી ગઇ હોવાથી ફરવાં આવનારાના ટોળાં વળ્યાં હતાં, અને કેટલાકો તેમના તરફ ટીકી ટીકીને જોતા હતા. કોઇ યુવાનને ખભે હાથ મુકી કોઇ યુવતિ જતી જોઇ, કેટલાકોને તે અછકલું લાગ્યું. કોઇક બે ટીખલી છોકરાઓ એ તેમનાથી સંભળાય તેવી રીતે કહ્યું, "પેલા રોમીઓ જુલીઅટ ચાલ્યા!" કેટલાક લોકો તે સાંભળીને હસ્યા. કિસનને અને તે યુવતિને ભોંયમાં પેસી જવાનું મન થયું.

કિસને હીંમત એકઠી કરીને કહ્યું, "તમને થાક લાગ્યો હોય તો આપણે થોડીવાર બેસીએ, પછી જઇએ!" તેની સુચનાની મતલબ એવી હતી કે અંધારૂં થયા પછી જો તેઓ આમ જાય તો કોઇ જોઈ શકે નહીં, પણ તે સીધી રીતે તેનાથી કહી શકાયું નહીં પણ તે યુવતિ તેની સુચના સમજી. "સારૂં" અને બંન્ને જણાં લોકોના મુખ્ય ટોળાથી સહેજ દૂર જઇ બેઠાં.

પણ આપત્તિઓની માફક મુંઝવણો એકલી નથી આવતી; સામટીજ આવે છે. તેઓ લોકોની કુતુહલ ભરી નજરથી ખસ્યા, એથી એક મુંઝવણ ટળી; પણ કલાકેક સુધી બેસી રહી, દરીઆનાં મોજાં ચુપચાપ જોયાં કરવાં એ પણ એક મુંઝવણજ હતી. આખરે એ મુંઝવણમાંથી ક્રમે કરી છુટવાનો તે યુવતિ બોલી, "તમને મોડું થતું હોય તો તમે જાવ."

"ના, મને કંઈ મોડું થતું નથી." કિસને ટુંકોજ ઉત્તર આપ્યો.

"મારે લીધે તમને નકામું બેસવું પડે છે. હું આજે નહાવા ન આવી હોત તો ઠીક થાત. મને પહેલેથી લાગતું હતું કે આજે કંઈ થશે."

"કંઈ અપશુકન થયાં ?"

બહેન છે? લાગતી તો નથી ત્યારે એણે જે વાક્ય કહ્યું તે હું ઉંધું સમજયો? કે પછી–તે એ એવીજ કોઈ હોય, અને આવી નિર્દોષતા બતાવવી એ તેનું રોજનું કામ થઈ પડયું હોય, ઓહ, આ નિર્મળ દેખાતા મોં પાછળ, નિર્દોષ દેખાતી આંખોની ભીતર, અસત્યોની માળા રચતું મગજ હશે?”

“પણ–ના, તે વેશ્યા શી રીતે હોય? તેની બોલવાની રીત, તેનું વર્તન, તેનું શરીર, તેનાં લુગડાં તેની કે ચીજ એમ નથી કહેતી કે તે વેશ્યા હોય! ત્યારે–તે શું વિષમ વાતાવરણમાં ઉછરતી સદ્‌ગુણી યુવતિ હશે? કાદવમાં ઉગેલું કમળ હશે? નવલકથાઓમાં એવું બને છે સાચી જીંદગીમાં એવું કદીય બની શકે?”

“તમે શુકન અપશુકનમાં માનો છો?” સદાએ કિસનની વિચારમાળા તોડતાં કહ્યું

“કેમ?”

“હું તેમાં આજ સુધી ચોકકસ રીતે માનતી નહોતી, પણ આજથી તો મારી ખાત્રી થઈ છે કે તે ખોટા વહેમોજ છે” તેણે ભાર દઈ કહ્યું કિસનથી સ્મિત ન અટકાવી શકાયું શું પોતાની સાથેના મીલનને લીધે આ અપશુકનને વહેમ માનતી થઈ ગઈ છે?

“કેમ હસવું આવે છે?” સદાએ એકદમ પુછ્યું કિસન પળ વાર ડઘાઈ ગયો આવા સીધા પ્રશ્નની તેણે આશા રાખી નહોતી. “હું ખરેખર જ કહું છું” સદાએ ગંભીરતાથી ઉમેર્યું “હું આજે ઘરમાંથી નીકળી ત્યારે મારી ડાબી આંખ ફરકતી હતી, દાદર ઉતરતાં છીંક આવી અને રસ્તા ઉપર આવી એટલે તરતજ બીલાડી આડી ગઈ, મને તે વખતે બીક તો લાગી, કારણ કે હું પહેલીજ વખતે એકલી ફરવા જતી હતી પણ આજનોજ દિવસ છુટી હોવાથી મેં મારૂં મન ફેરવ્યું નહીં પરિણામે મને તમારા જેવા સદ્‌ગૃહસ્થ

"મુંબાઈ. તમેય ત્યાંજ જાઓ છોને?" કિસને પુછ્યું.

"હા." બંન્ને જણાં ટેક્સીમાં બેસી સ્ટેશન ઉપર ગયાં. "ક્યાં, ગ્રાંટરોડ જશોને?" કિસને ટીકીટ માટે પૈસા કાઢતાં કહ્યું. "હા, પણ મારી પાસે ટીકીટ છે. મેં રીટર્ન ટીકીટ લીધી હતી." કિસને પોતાને માટે ટીકીટ લીધી.

ટ્રેનમાં ફરી તેઓ ચુપ થઈ ગયાં 'કેવું વિચિત્ર નામ' કિસન વિચાર કરી રહ્યો 'સદા! શાશ્વત! કેવું સાદુ, સુંદર, છતાંય વિચિત્ર નામ! અને કેવો વિચિત્ર મેલાપ! મેં કદિ પણ વિચાર કર્યો નહોતો કે મુંબાઈમાં રહેતી કોઈ સ્ત્રી ખરેબપોરે દરીઆમાં તરવા છેક જુહુ સુધી એકલી આવતી હશે. આ રીતે તરવા પાછળ તે કેટલી ગાંડી હશે.

"તમને તરવાનો ઘણો શોખ લાગે છે." કિસને કહ્યું.

"હા. નાનપણમાં અમે અમારા બાપુ સાથે ગામડામાં રહેતા હતા, ત્યાં અમે રોજ તરવા જતા મુંબાઈ આવ્યા પછી દરીઆના વધારે પાણી જોઈ, તરવાનો શોખ વધતો ગયો; પણ ક્યાં સુધી અમારાથી તરવા જઈ શકાયું નહીં. એક વખતે હું, મારી બેન, અને તે જેથી સાથે રહેછે, તે એમ ત્રણે જણ જુહુ આખો દિવસ ગાળવા આવ્યા, ત્યારે આજવાળી જગ્યા અમે જોઈ. ત્યાર પછી. ઘણી વખત અમે ત્રણે જણાં ત્યાં તરવા આવતા. મારી બેનને પેલા માણસ સાથે લઢાઈ થઈ. તોયે અમે બે જણતો અહીં આવ્યાજ કરતાં. આજેજ હું એકલી આવી પહેલાં કોઈ દિવસ મને એકલાં આવવાનો પ્રસંગ પડયો નહોતો."

કોઈ પણ જાતની બનાવટી શબ્દ રચના વાપર્યા વિના, સ્વાભાવિક રીતે બોલી જતી આ યુવતિના શબ્દો સાંભળી કિસન વિચારમાં પડયો "આ યુવતિ કોણ છે? તેની બેન કોઈની સાથે રહે છે—એટલે? શું તે વેશ્યા છે? એટલે આ છોકરી કોઈક વેશ્યાની

મારૂંજ મન એવું દુષિત છે કે મને એવા વિચારો આવે છે! સરૂને માટે પણ મે એમજ ધાર્યું હતુ ને! અને તે બીચારી મારે ખાતર મરી ગઈ! મારૂ મન તદ્દન ખાસ્કોલી જેવુ છે જરા જરામા કુદ્યા કરે છે નાની સરખી બાબત પણ એને સમજાવી શકે છે સરૂ ખરે-ખર કહેતી હતી હુ તદ્દન બાળકજ છુ જગતમા રહેવાને નાલાયક છુ માણસની પરીક્ષા મારાથી થઈ શકતી નથી સરોજને મે યુવાનોને છટકામા સપડાવતી રાક્ષસી માની, આ યુવતિને મે વેશ્યા માની પણ એમા તો એનોજ વાક હતો. એણે જો એમ કહ્યુ ન હોત કે તેની બેન કોઈક સાથે રહે છે, તો હુ આવા વિચાર ન કરત."

"બસ, ઉભી રાખ!" સરોજે ગાડીવાળાને કહ્યુ અને ગાડીમાથી ઉતરી "ઉપકાર તમારો કિસનલાલ! કોઈ દિવસ વખત મળે તો આવજો અમે ત્રીજે માળે રહીએ છીએ બારી ઉપર લાલ પડદા છે, એ તેની નીશાની!"

"તમારાથી ત્રીજે માળે જવાશે? હુ ઉપર સુધી મુકવા આવુ?"

"ના, ના,-તમને વધુ તકલીફ આપી હવે તો વધારે આપી શકાયજ નહી, અને હવે મને દુખતુ પણ નથી." કહી સરોજ લીની માફક તે ઘરમા ચાલી ગઈ.

કિસન પણ ગાડીમાથી ઉતરી ગયો, અને ગાડીવાળાને પૈસા ચુકવી આપ્યા તેણે તે ઘર બરાબર જોયું અને મદાના વિચાર કરતો કરતો, તે નરસવાનજી રોડના નેપીઅનસી રોડના બગલા તરફ ધીરેધીરે ચાલવા લાગ્યો

સાથે ઓળખાણ થઈ!" સદાના મોઢામાંથી વાક્યો નીકળતાં જતાં હતાં, તેમતેમ કિસનના મનની સ્થિતિ પણ ફરતી જતી હતી. તેની શંકા વધતી ગઇ "મારી સાથના મીલનને તે સારી વાત ગણે છે-હું ધારૂં છું કે તે એમ માને છે કે હું શ્રીમંત છું—એથીજ મને સદ્‌ગૃહસ્થ કહે છે—ખરેખર તે વેશ્યાજ હોવી જોઈએ પણ તેણે કહ્યું કે તે આજનો દિવસજ છુટી છે—ત્યારે શું તે કોઇ નોકરી કરે છે?"

"તમને આજનો દિવસ છુટી હતી? તમે કોઇ ઠેકાણે નોકરી કરો છો?" કિસને તેની વધતી જતી શંકા સમાવવા માટે તેને પુછયું. સદા જવાબ આપે ત્યાર પહેલાં ગ્રાંટરોડ આવ્યું, ને સદા ઉભી થઇ કિસનને લાગ્યું કે તેણે સ્ટેશન આવવાનું બહાનું કાઢી વાત ઉડાવી કાઢી તેને સહેજ ખોટું લાગ્યું.

સ્ટેશન બહાર આવતાં. કિસને નક્કી કરી નાંખ્યું કે સદા સાથે વધારે વ્યવહાર રાખવો ઉચિત નથી, પણ તેણે કહેવાને ખાતર કહ્યું. "તમારાથી એકલાં જવાશે? તમે કહોતો હું તમારા ઘર સુધી તમને મુકી જાઉં!" તેણે ધાર્યું હતું કે જો કેં આનાકાની કરે, તો પીડામાંથી તે છૂટી જશે, પણ સદાએ તેના તરફ જોયું તેની આંખે.માં એક વિપળ કિસને પહેલાં જોયો હતો તેવો ભય અને અવિશ્વાસ દેખાયો, પણ બીજીજ વિપળે તે દૂર જતો રહ્યો અને સદાએ કહ્યું. "તમને મોડું ન થતું હોય તો. જો મોડું થતું હોય તો તમને વધારે તકલીફ આપવાની શી જરૂર?"

"નારેના, એમાં શી તકલીફ!" કિસને ન છુટકે કહ્યું. પોતાની સભ્યતામાં પોતેજ ફસાઇ પડયો હતો.

કિસન અને સદા એક વીકટોરીઆમાં બેઠા. સદાએ તેને સેન્ડહર્સ્ટ રોડ ઉપર લેવા કહ્યું. કિસન ચમકયો. 'સેન્ડહર્સ્ટ' રોડ ઉપર? ત્યાં તો સારાં કુટુંબો રહેછે. તો મેં મુરખની માફક ખોટાજ વિચાર કર્યા ને! ખરેખર

## : ૧૩ :

તે દિવસે પુરૂરવા આખો દિવસ ઘરમાંજ પડી રહ્યો. સદા આવવાની નહોતી, અને ઘરની બહાર તેને આકર્ષી શકે એવું ન હોવાથી, તેણે દિવસનો મોટો ભાગ તો ઉંઘવામાંજ કાઢ્યો. બપોરે તે સદાના લગભગ પુરા થયેલા ચિત્રને સમારવા બેઠો. પણ તેનું ચિત્ત ચોંટયું નહીં. થોડીક ચહા પીધા પછી તેનું મન ઠેકાણે આવશે, એમ વિચાર કરી તેણે ચહા કરીને પીધી, પરંતુ તેનું ચિત્ત હજી અસ્થિરજ રહ્યું. તે પીંછી વતી સદાનું મોઢું સમારવા જતો તો તેનો હાથ અટકી જતો. કારણ કે મન આગળ સદાનું મોઢું રમ્યા કરતું હતું. તે તેના વાળ ઉપર છાયા અને તેજ પુરવા જતો હોય તેને તો સદાનું આખું મોઢુંજ દેખાતું તોફાની, હસતું, મસ્તી કરતું.

આખરે તે કંટાળ્યો. તેણે પીંછી નીચે નાખી, અને આરામ ખુરશી ઉપર જઇને બેઠો, સા !, હવે આવ—હવે મારા મનને તારે

ભાન ન હોય મારામાં સારા નરસાનું ભાન જોઇએ તેનાથી વધારે છે અને તેથીજ હું ઘેલો બન્યો છું—લોકો મને ઘેલો માને છે, એ સારા નરસાના ભાનને લીધે આજે હું મારી નજરે સારો રહ્યો છું. જગતની નજરે નરસો બન્યો છું

"તારાથી એમ નથી માની શકાતુ? તું ઘણી જીદ્દી ને હઠીલી લાગે છે તો સાંભળ મારી જીવનકથા તને એમા રસ પડે કે ન પડે, પણ એટલું તો ચોક્કસ થશે કે તારી આંખોમાથી આ દયા નીકળે છે તે બંધ થશે—કારણ કે મારે દયા જોઇતી નથી દયા ઉપર જીવના માટે દયાવાનના ભક્ત થઇ રહેવુ પડે, દયાળુ કરૂણામય માણસોની ભક્તિ કરવી જોઇએ, તેમના સ્તુતિસ્ત્રોત્રો રચવા પડે, તેમને આપણું સર્વસ્વ આપી દેવુ પડે, અને તેના બદલામા તમને મળે દયાના થોડા ટીપા તેવો ધંધો કરતા પુરૂરવા શીખ્યો નથી તેણે પોતના સ્વતંત્ર્ય માટે સઘળુ સમર્પી દીધુ છે-હવે તે દયા માટે પોતાનું સ્વાતંત્ર્ય ખોશે?

'તારે મારી જીવનકથની સુણવી છે? શા માટે? સ્ત્રીસહજ કુતુહલતા? સહાનુભુતિ? ના, તેને માટે મારે તે સાંભળાવવી નથી તારે સાંભળવી હોય તો સાંભળ, પણ એક શરતે તારે ફરીથી આ રીતે મને ઘેલો ન કરવાનો, ફરીથી આજની માફક મને ન પજવવાનો, છે કબુલ?

'ત્યારે સાંભળ! એક બાળક હતો, આદર્શોથી ભરપુર, આદર્શમય જીવન બનાવવાને તલસતો અનેક રંગી કલ્પનાઓ તેના મગજમા આવી, જીવનને શતરંગથી રંગી નાખવા ઉશ્કેરતી તેના હૃદયમા ઊર્મિઓ અને લાગણીઓના જુથ ફરી વળતા, અને જીવનમા તેમના તંતુ તંતુ વણી નાખવાને સમજાવતા એવો હતો એ બાળક, આશાભર્યો અને ભાવના ભર્યો.

પજવવું હોય તેટલું પજવ. "તે બબડયો. આજે જીવનમાં પહેલીજ વખતે એવું બન્યું હતું કે તે પોતાનું ધાર્યું કરી શકયો નહોતો. પહેલીજ વખતે પોતાની બહારના બળે તેને પરાજીત કર્યો હતો. પહેલીજ વખતે તેને હાર કબુલ કરવી પડી હતી, અને તેથી તે ઘણો કચવાયો હતો." સદાની શકિતનો અમલ પહેલા મારા ઉપરજ ચાલ્યો! પહેલો હુંજ તેના બળનો ભોગ બન્યો! મનેજ તેણે ઘેલો બનાવ્યો–

"અરે, હું શું વિચારી રહ્યો છું.? શું મને સદાએ ઘેલો કર્યો? મને–મને!" તેને સદાનું મોઢું ડોકું ધુણાવી હા પાડતું દેખાયું. 'સદા, તું મારી મશ્કરી કરે છે. તું મને ઘેલો શી રીતે કરી શકે? જે માણસની નસેનસમાં, રગેરગમાં લોહી સાથે ઘેલછાનો અર્ક વહી રહ્યો હોય તેને કોઇ પણ વધારે ઘેલો શી રીતે કરી શકે? તને હસવું આવે છે, સદા? શા માટે? તું માનતી નથી કે મારામાં ફકત ઘેલછાજ છે?

'હા, પણ તને મારા જીવનનો કયાંથી ખ્યાલ હોય? તું કયાંથી માની શકે કે પુરૂરવાને પોતાની ધૂન અને ઘેલછા કેળવવા પડયાં હતાં? તું કયાંથી જાણી શકે કે પુરૂવાનું જીવન એક પછી એક હાર ખમીને એવું બળવાન બન્યું છે, કે તેને તારા આવ્યાં પહેલાં કશુંજ સ્પર્શી શકાતું નહોતું?

'તું કેમ ગંભીર બની ગઇ? તને મારા ઉપર દયા આવે છે?

"શા માટે? મારે દયા નથી જોઇતી. મારાથી જો દયા ઉપર જીવી શકાતું હોત તો આજે હું અહીં ન હોત, કોઇ બંગલામાં લક્ષાધિપતિ થઇ હજારો નોકર ચાકરોને હુકમ કરતો હોત.

'તારાથી માની નથી શકાતું? તું મને ગાંડો સમજે છે? હુ ગાંડો નથી, ઘેલો હઇશ પણ ગાંડો નથી. ગાંડામાં સારા નરસાનું

ભાન ન હોય ભાગમાં સારા નરસાનું ભાન જોઈએ તેનાથી વધારે છે અને તેથીજ હું ઘેલો બન્યો છું-લોકો મને ઘેલો માને છે, એ સારા નરસાના ભાનને લીધે આજે હું મારી નજરે સારો રહ્યો છું. જગતની નજરે નરસો બન્યો છું

"તારાથી એમ નથી માની શકાતું? તું ઘણી જીદ્દી ને હઠીલી લાગે છે તો સાભળ મારી જીવનકથા તને એમા રસ પડે કે ન પડે, પણ એટલું તો ચોક્કસ થશે કે તારી આંખોમાથી આ દયા નીકળે છે તે બંધ થશે-કારણ કે મારે દયા જોતી નથી દયા ઉપર જીવવા માટે દયાવાનના ભક્ત થઈ રહેવું પડે, દયાળુ કરૂ ખાખ માણસોની ભક્તિ કરવી જોઈએ, તેમના સ્તુતિસ્તોત્રો રચવા પડે, તેમને આપણું સ્વત્વ આપી દેવું પડે, અને તેના બદલામા તમને મળે દયાના થોડા ટીપા તેવો ધંધો કરતા પુરવા શીખ્યો નથી તેણે પોતના સ્વતંત્ર્ય માટે સરણું સમર્પી દીધું છે-હવે તે દયા માટે પોતાનું સ્વાતંત્ર્ય ખોશે?

'તારે મારી જીવનકથની સુણવી છે? શા માટે? શું સહજ કુતુહલતા? સહાનુભુતિ? ના, તેને માટે મારે તો સાભળાવવી નથી તારે સાભળવી હોય તો સાભળ, પણ એક શરતે તારે ફરીથી આ રીતે મને ઘેલો ન કરવાનો, ફરીથી આજની માફક મને ન પજવવાનો, છે કબુલ?

'ત્યારે સાભળ! એક બાળક હતો, આદર્શોથી ભરપુર, આદર્શમય જીવન બનાવવાને તલસતો અનેક રંગી કલ્પનાઓ તેના મગજમા આવી, જીવનને શતરંગથી રંગી નાખતા ઉછરતી તેના હૃદયમા ઊર્મિઓ અને લાગણીઓના જુથ ફરી વળતા, અને જીવનમા તેમના તંતુ તંતુ વણી નાખવાને સમજાવતા એવો હતો એ બાળક, આશાભર્યો અને ભાવના ભર્યો.

'પણ જેમ જીવતાં જગત જોઉં તે તાદાત્મ્ય સાધી શકતો નહીં, તેમ જડ જગતને તેને નવી સૃષ્ટિ બનાવી એક બીજાથી સ્વતંત્ર છતાંય ડાળો પ્રસરાવી ભેટતા વૃક્ષો, એકલા અટુલા. છતાં અડગ અને દુર્ધર્ષ પર્વતો, તેજસ્વી, પ્રતાપવંતો છતાંય પ્રકાશ આપતો સૂર્ય, અનીલલહરીઓમાં સ્વછંદે વિહરતાં પુષ્પો! અને ભમતા પંખીઓ, ચીત્રકારોને અવનવા રંગો દેખાડી વિહ્વલ બનાવતી સંધ્યા સમય અને રૂપેરી રસે જગને નવડાવતી જયોત્સ્ના; ઘોંઘાટ કરી ગભરાવી, પછી અટ્ટહાસ્ય કરતો સાગર અને સૌને ગંભીર તાથી જોતું વિશાળ વ્યોમ— આ સૌએ તેના આત્મને જાગ્રત કર્યો તેનાં નેત્રો ઉઘડયાં તેણે નવાં દ્રશ્યો જોયાં, નવા સ્વરો સાંભળ્યા નવી ઉર્મિઓ અનુભવી. તે કુદરતનો બાળક બની રહ્યો, અને તેમ છતાંજ તેણે નવો પ્રેમ જોયો, નવું સહજીવન જોયું નવી સ્વતંત્રતા, જોઇ. તેનો બદલાએલો દૃષ્ટિ કોણ આ સૌ સુખથી અને સંતોષથી ગ્રહી રહ્યો!

'ત્યાર પછી તે ઘણું આથડયો, ઘણું ભમ્યો, પણ તે આથડામણમાં, તે ભ્રમણમાં દુઃખ નહોતું. આત્મસંતોષ હતો. તેમાં શકિતના વ્યયનો ભય નહોતો પણ આત્મશકિતના આવિર્ભાવને જોવાનો આનંદ હતો. યુયુત્સુને યુધ્ધ જોઇએ, જીત નહીં.

'તે અનેક લોકોના પરિચયમાં આવ્યો; કેટલાકોએ તેના ઉપર ઉપકારો કર્યા. કેટલાકોએ અપકારો કર્યા, કેટલાકોએ કૈં ન કર્યું છતાં દરેકે તેને કૈં ને કૈં શીખવ્યું. કેટલાકોએ તેને એકલવાયો જાણી સહાય આપી. કેટલાકોએ તેને સ્વાર્થી ગણી હડધુત કર્યો, કેટલાકો એ તેને મુરખ સમજી તેની સામે પણ ન જોયું; પણ તે તો પળેપળ શીક્ષણ મેળવતો હતો દરેકે દરેક અનુભવ તેનો રસ્તો સીધો અને અકંટક કરતો હતો.

'તું કેમ હસે છે? તારી આંખો કેમ લુચ્ચાઇથી બંધ થાય છે? તારે હવે શું જાણવું છે? ઓહ, એ યુવાનના પ્રણય

સંબંધો? હાસ્તો તમારે સ્ત્રીઓને બીજું જાણવાનું શું હોય? બીજી કયી ખબર તમને આકર્ષે?

'સારૂ, સાંભળ તે વાત પણ ગમ્મતભરી છે કેટલાકો તેને દુઃખભરી માને છે, કેટલાકો તેને રમકાવ્ય ગણે છે તું તેને કેવી ગણુંગે તે હું જાણું પણ તને રસ તો જરૂર પડશે

'તે બાળક હતો, ત્યારથી તેના પ્રણય સંબંધો શરૂ થયા હસતું આવે છે? ભાવનામય બાળકને સાથે રમતી દરેક બાળકીમાં કૈં અવનવું દેખાતું અને તે અવનવું શું છે, તે શોધવાને તેની પાછળ ભમતો. પણ જેમ જેમ તે મોટો થયો, તેમ પોતાની ઉંમરની બાળકીઓ સાથે હરવું ફરવું મુશ્કેલ થઈ પડ્યું. તેમની સાથે રમાય, નહી તેમની જોડે વાત પણ ન કરાય, તેમની સાથે ધમ્માધમ્મી પણ ન કરી શકાય

'તે આવા બંધનોથી ચીડાતો, પણ ચીડ કોના પર કાઢે? પોતાને આમ કરતા અટકાવનાર પર? પણ તેઓ તો તેના શીરછત્ર વડીલો હતા, પૂજ્ય હતા, તેનું ભલું ઈચ્છનારા હતા તેમના ઉપર ચીડ કાઢે? ન, તે તો અશક્ય હતું? ત્યારે તેને આકર્ષનાર બાળકીઓ ઉપર કાઢે? ના, ના, તેમને સહેજ વાગતા તેનું હૃદય તડપી ઉઠતું, તેમને સહેજ દુઃખ થતા હૃદય ધબકતું અટકી જતું તેમના ઉપર ચીડ કેમ કાઢી શકાય? તે તો પૂજ્યોના પણ પૂજ્ય, પ્રીયોમાંય પ્રીયતમ અત્યારે તે ચીડ પોતાના ઉપર કાઢતો,

'ધીરે ધીરે તે કંટાળ્યો, તેનો દીમાગ વારવાર બગડી જવા લાગ્યો, આત્મસંરક્ષણ વૃત્તિએ બળવો ઉઠાવ્યો. તેનું વિકસતું હૃદય બીડાઈ ગયું પોતાના ઉપર વારવાર ચીડ ચઢાવનારનું મુખ્ય કારણ છોકરીઓજ હોવાથી તેણે તેમના તરફ તિરસ્કાર કેળવવા માંડ્યો જેને દેવી ગણતો તેમને ક્રૂર ગણવી માનવાનો પ્રયત્ન કરવા માંડ્યો

'પણ યુવાનીમાં પ્રવેશતા જ તેના ચાલી ગયેલી લાગણીઓએ બેવડા બળથી તેના ઉપર હુમલો કર્યો તે એક સુંદર સુશિક્ષિત યુવતીના

'પણ જેમ જીવતાં જગત જોઉં તે તાદાત્મ્ય સાધી શકતો નહીં, તેમ જડ જગતને તેને નવી સૃષ્ટિ બનાવી એક બીજાથી સ્વતંત્ર છતાંય ડાળો પ્રસરાવી ભેટતા વૃક્ષો, એકલા અટુલા. છતાં અડગ અને દુર્ધર્ષ પર્વતો, તેજસ્વી, પ્રતાપવંતો છતાંય પ્રકાશ આપતો સૂર્ય, અનીલલહરીઓમાં સ્વછંદે વિહરતાં પુષ્પો! અને ભમતા પંખીઓ, ચીત્રકારોને અવનવા રંગો દેખાડી વિહ્વલ બનાવની સંધ્યા સમય અને રૂપેરી રસે જગતને નવડાવતી જ્યોત્સ્ના; ઘોંઘાટ કરી ગભરાવી, પછી અટ્ટહાસ્ય કરતો સાગર અને સૌને ગંભીર તાથી જોતું વિશાળ વ્યોમ—આ સૌએ તેના આત્મને જાગ્રત કર્યો તેનાં નેત્રો ઉઘડ્યાં તેણે નવાં દ્રશ્યો જોયાં, નવા સ્વરો સાંભળ્યા નવી ઉર્મિઓ અનુભવી. તે કુદરતનો બાળક બની રહ્યો, અને તેમ છતાંજ તેણે નવો પ્રેમ જોયો, નવું સહજીવન જોયું નવી સ્વતંત્રતા, જોઇ. તેનો બદલાએલો દૃષ્ટિ કોણ આ સૌ સુખથી અને સંતોષથી ગ્રહી રહ્યો

'ત્યાર પછી તે ઘણું આથડયો, ઘણું ભમ્યો, પણ તે અથડામણમાં, તે ભ્રમણમાં દુઃખ નહોતું. આત્મસંતોષ હતો. તેમાં શકિતના વ્યયનો ભય નહોતો પણ આત્મશકિતના આવિર્ભાવને જોવાનો આનંદ હતો. યુયુત્સુને યુધ્ધ જોઇએ, જીત નહીં.

'તે અનેક લોકોના પરિચયમાં આવ્યો; કેટલાકોએ તેના ઉપર ઉપકારો કર્યા. કેટલાકોએ અપકારો કર્યા, કેટલાકોએ કંઇ ન કર્યું છતાં દરેકે તેને કંઇ ને કંઇ શીખવ્યું. કેટલાકોએ તેને એકલવાયો જાણી સહાય આપી. કેટલાકોએ તેને સ્વાર્થી ગણી હડધુત કર્યો, કેટલાકોએ તેને મુરખ સમજી તેની સામે પણ ન જોયું; પણ તે તો પળેપળ શીક્ષણ મેળવતો હતો દરેકે દરેક અનુભવ તેનો રસ્તો સીધો અને અકંટક કરતો હતો.

'તું કેમ હસે છે? તારી આંખો કેમ લુચ્ચાઇથી બંધ થાય છે? તારે હવે શું જાણવું છે? ઓહ, એ યુવાનના પ્રણય

કિસન અને સરોજ ઘણાં સાથે ફરે છે એ વાત જનકરાયે પણ સાંભળી. તે ઘરની બહાર ન નીકળી શકતા હોવાથી તેમને જે જે વાતો પોતાની ઉમરના મિત્રો કહેતા, તેજ સાંભળીને તેમનો નિર્ણય બાંધવાનો રહેતો.

ગિરિગ્રામની વૃદ્ધ વસ્તીનો અભિપ્રાય સરોજની વિરુદ્ધ હોય એ સ્વાભવિક હતું કોઇ પણ છોકરી કોઇ પણ વિધુર કે જે એનો સગો ન હોય તેને ત્યાં રહે એ પહેલોજ મુદ્દો સરોજની સામે હતો અલબત્ત એ વૃદ્ધ વસ્તી પણ કબુલ કરતી કે રણછોડલાલ નિસ્વાર્થી, શુદ્ધ અને પવિત્ર છે, એનામાં છળકપટ નથી; પણ તેથી તેમનો સરોજ વિષેનો અભિપ્રાય એથી પણ ખરાબ થતો. તેઓ માનતા કે આવા સિધા રસ્તાના માણસને ફસાવવાના હેતુથી જ દર છ મહીને સરોજ રણછોડલાલને ત્યાં રહેવા આવે છે.

વળી સીઝનમાં એકઠા થતા ગામના બધા જુવાનીઆનું ટોળું સરોજની આજુબાજુ ભમરાની માફક ફરી વળતું, તેથી યે તેઓનો અભિપ્રાય તેના તરફ ખરાબ થતો, કારણ કે આ જુવાનીઆઓ કોઇ પણ રીતે એ વૃદ્ધોનાં જ સગાં હતાં, અને તેઓના માન્યતા પ્રમાણે તેઓ સરોજ જેવી છોકરીની જાળમાં ફસાયા હતા.

જનકરાય આગળ ઘણી વખતે વાત નીકળતી. તેમાનો કોઇક કહેતો, “ એ છોકરીમા એવું છે શું? નથી રૂપ-નાક કેવું ચીબું છે ! ને આંખતે તદ્દન બાઘાના જેવી છે.” “ ને નથી રંગ! ” બીજો કહેતો. “ તદ્દન ફીક્કી. આવી સરસ જગ્યામાં રહે છે, તોયે મોં ઉપર લાલી આવતી નથી. કોણ જાણે શાયે રોગોથી ભરેલી હશે !”

“ જરા ભણેલી છે, પણ તેને શું કરવાનું ? પણ આજ કાલના જુવાનીઆ તો કોઇ જરા હસીને વાત કરે કે તરત “ મોં તરી ગયાં.”

સંબંધો? હાસ્તો તમારે સ્ત્રીઓને બીજું જાણવાનું શું હોય? બીજી કશી ખબર તમને આવડે?

'સારૂ, સાંભળ તે વાત પણ રમભગી છે કેટલાકો તેને દુઃખ ભરી માને છે, કેટલાકો તેને રસકાવ્ય ગણે છે તું તેને કેવી ગણશે તે હું જાણું પણ તને રસ તો જરૂર પડશે

'તે બાળક હતો, ત્યારથી તેના પ્રણય સંબંધો થરૂ થયા હસવું આવે છે? ભાવનામય બાળકને સાથે રમતી દરેક બાળકીમાં કૈં અવનવું દેખાતું અને તે અવનવું શું છે, તે શોધવાને તેની પાછળ ભમતો પણ જેમ જેમ તે મોટો થયો, તેમ પોતાની ઉમ્મરની બાળકીઓ સાથે હરવું ફરવું મુશ્કેલ થઇ પડ્યું તેમની સાથે રમાય, નહી તેમની જોડે વાત પણ ન કરાય, તેમની સાથે ધબ્બાધબ્બી પણ ન કરી શકાય.

'તે આવા બંધનોથી ચીઢાતો, પણ ચીઢ કોના પર કાઢે? પોતાને આમ કરતા અટકાવનાર પર? પણ તેઓ તો તેના શીરછત્ર વડીલો હતા, પૂજ્ય હતા, તેનું ભલું ઇચ્છનારા હતા તેમના ઉપર ચીઢ કાઢે? ના, તે તો અશક્ય હતું? ત્યારે તેને આકર્ષનાર બાળકીઓ ઉપર કાઢે? ના, ના, તેમને સહેજ વાગતા તેનું હૃદય તડપી ઉઠતું, તેમને સહેજ દુઃખ થતા હૃદય ધબકતું અટકી જતું તેમના ઉપર ચીઢ કેમ કાઢી શકાય? તે તો પૂજ્યોના પણ પૂજ્ય, પ્રીયેમાય પ્રીયતમ અંબરે તે ચીઢ પોતાના ઉપર કાઢતો,

'ધીરે ધીરે તે કંટાળ્યો, તેનો દીમાગ વારવાર બગડી જવા લાગ્યો, આત્મસરક્ષક વૃત્તિએ બળવો ઉઠાવ્યો તેનું વિકસતું હૃદય બીડાઇ ગયું પોતાના ઉપર વારવાર ચીઢ ચઢાવનારનું મુળ કારણ છોકરીઓજ હોવાથી તેણે તેમના તરફ તિરસ્કાર કેળવવા માંડ્યો જેને દેવી ગણતો તેમને ક્રૂર રાક્ષસી માનવાનો પ્રયત્ન કરવા માંડ્યો

'પણ યુવાનીમાં પ્રવેશતા જ તે માં ચાલી ગયેલી લાગણીઓએ બેવડાબળથી તેના ઉપર હલ્લો કર્યો તે એક સુંદર સુશિક્ષિત યુવતીના

સહવાસમાં આવ્યો. તેના પ્રેમમાં ગાંડો બન્યો. આખું જગત વીસરી જઇ, તેને પૂજવા લાગ્યો. પ્રેમની ગાયત્રીઓ ગાતાં, યૌવનને અને પ્રેમને અંજલીઓ આપવા માંડી.

'એક વર્ષ સુધી તેણે જગતમાં એકજ જ્યોતિ, એકજ પ્રકાશ એકજ તેજ, એકજ રોશની, એકજ ચીરાગ જોયો. બાકીનું સૌ નિષ્પ્રાણ, ચેતનહીન હતું. યુવતિને જોતાં તેની આંખોમાં નુર આવતું, તેને જોતાં તેના હૃદયમાં ધબકાર આવતો, નાડીઓમાં વેગ આવતો તેના જતાં તેનું જીવન રાહુગ્રહિત ચંદ્ર જેવું થઇ રહેતું.

'પરંતુ પ્રણય સમજનાર યુવકને લગ્નની જોખમદારીઓનું જ્ઞાન નહોતું, તે સંભાળવાને શક્તિ પણ નહોતી, આથી તે યુવતીના વડીલોએ તેને તે યુવતીના સહવાસ અને સહયોગ માટે અનિચ્છનીય ગણ્યો તે યુવતીના કોઇક બીજાજ જોડે લગ્ન થયાં

'માનવીઓના ક્રુર નીયમ સામે બંડ ઉઠાવવાનું આ મુખ્ય કારણ હતુ, ઘેલછામાં શરૂ થએલા એ યુદ્ધનું પરિણામ તે યુવક માટે બેદરકારી લાવ્યું. મંથન કાળ પુરો થતાં તે યુવક રંગબેરંગી સાડીઓ પહેરી એકબીજાના યૌવનની સ્પર્ધા કરતી યુવતિઓ તરફ બેપરવાહીથી જોઇ રહ્યો સ્ત્રીત્વ કે યૌવન તેને સ્પર્શી શકતું નહીં લઠીલઠી પત્થર થએલા હૃદયને કોઇ કુમાશ આપી શકતું નહીં. સુકાઇ ગએલા વૃક્ષને કોઇ પલ્લવવંતુ કરી શકતું નહીં. કારણ કે તેણે જ્યાં સુધી જગતઉપર જીત મેળવી નહોતી, ત્યાં સુધી યુદ્ધ તેનો સહચર હતો, વિલાસ નહીં. જ્યાં સુધી તે સૌને સ્વાતંત્ર્ય આપી ન શકે ત્યાં સુધી તેને પોતાનું સ્વાતંત્ર્ય ભોગવવાનો હક્ક શો હતો? કયાં સુધી રહ્યો તે એકલવાયો, અને અટુલો, પ્રેમવિહીન અને લાગણી હીન.

## : ૧૪ :

"તપશ્ચર્યા વિના જીવન નથી, મઝા નથી, સુખ નથી તેમ એકલો અટુલો, તપ આદરી રહ્યો. સમાજ સામે એકલે હાથે ઝઝુમવુ, એ નાની સુની વાત નહોતી. ઘણી વખતે થાક લાગતો, ને કોઈ મદદગાર માટે તલસતો, અને તે ન મળતા ઘણી વખતે તે નાસીપાસ થતો. શા માટે ભાવનાઓ માટે, આદર્શો માટે જીવવુ? શા માટે સમાજના ચીલાઓમા ચાલી, પરિમિત સુખ ન મેળવવુ? શા માટે એ ચીલાઓ તોડવા, તેને પહોળા કરવા તેને વ્યવસ્થિત કરવા તેણે મહેનત કરવી?

"ક્યારેક કટાળી તે થોડીક વખત પડી રહેતો જ્યારે બીજાઓ કૂવાના દેડકાના જેવા સુખથી સંતોષ માની બેસી રહેતા હોય, ત્યારે તમને વધારે સુખ, વધારે આનંદ આપવાની તેણે ભોળાએ શા માટે મહેનત કરી?

"પણ તે મહેનત ન કરે તો જીવનમાં રહ્યું શું? નાના ખાબોચીઆની આજુબાજુ સોનેરી કીનાર હોય, તેને કાંઠે રંગબેરંગી ફુલ હોય, તેના ઉપર શીતળ લહેરીઓ આવ્યાં કરતી હોય છતાંય એવા નાના સરખા ખાબોચીઆંમાં શી રીતે જીવાય? શી રીતે આખુ જીવન પસાર કરી શકાય?

"સ્થળકાળની સીમા ઓળંગવી, ને પોતાની માફક બીજાઓને પણ તેમ કરવાને શીખવાડવું તે તેનું જીવન કાર્ય થઇ રહ્યું.

"પણ સોક્રેટીસને પણ એક દિવસમાં શીષ્યો મળ્યા નહોતા. જીવનમાં ટાપટીપ વાળા, ચેતનવિહીન સૌન્દર્ય ઉપરાંત આત્માવાળું સૌન્દર્ય પણ છે, જે શીખવતાં તેને દશબાર સહચરો અને શીષ્યો મળ્યા, પણ આખો દેશ શત્રુ થયો—અને તે દેશ પણ એવો કે જેમાં મનુષ્ય ગણાતો મોટો ભાગ સૌન્દર્યને સમજનારો હતો. છતાંય સોક્રેટીસને ઝેર પીવું પડયું, કારણ કે કલાને સમજી શકવાની બડાશ મારતા તે દેશના રહેવાસીઓને કલાનું ઉંડું સ્વરૂપ સમજાવવાની સોક્રેટીસે ધૃષ્ટતા કરી.

"તે યુવાનની તેનાથીય કફોડી સ્થિતિ થઇ. સોક્રેટીસની માફક ધૃષ્ટતા સમજી શકનાર પણ ઘણા થોડા હતા. રેંટની ડોળની માફક ઉંચેથી નીચે અને નીચેથી ઉંચે જવા આવવામાં આખું જીવન ગાળનારા લોકોને જ્યાં સુધી તે યુવાન અડચણકર્તા ન થઇ પડે ત્યાં સુધી તેની દરકાર નહોતી. તેઓ તો એને મૂરખ, ધુની, ગાંડો અક્કલ વગરનો, સંસાર વ્યવહાર ન સમજનારો કહી, તેમને રસ્તે ચાલ્યા જતાં.

"તેને બે સહચરો મળતા. તેના જીવનનો ધ્યેય સમજી, તેની માફક બંડખોર થવાનું નકકી કરતાં. પણ ખાબોચીઆંની સોનેરી કીનાર, રંગબેરંગી ફુલો અને શીતળ લહેરીનું સુખ છોડી અજાણી જગ્યાએ નવા પ્રદેશોની શોધવાની હાડમારી મેળવવાની તેઓ

હીમત ધારી શક્તા નહી કેટલાકો અરધે આવતાં, પણ પછી ધૈર્ય ખોઈ બેસતા રણમા ભભુકતા તાપમા સળગ્યા પછી નદનવનમા પહોચવાની આશાને બદલે તેઓને છાયો આપી રહેતુ માથા ઉપરનુ એક ઝાડ તેઓ પ્રસદ કરતા. તેઓ સતોષી હતા, તે યુવાનની માફક અસતોષી, મહત્વાકાક્ષી, આદર્શવાન નહોતા

"આથી સહચર વિનાનુ એકલવાયુ જીવન જીવતા તે કટાળતો કદિક કોઈકને મળતા તેનામા હીમત આવતી તેને લાગતુ કે એ નવીન સહચર તેની સાથે રહીને યુદ્ધમા ઝઝુમશે.

"સાભળી સાભળીને કટાળી ગઈ? ના? તુ ખરેખર ઘણીજ વિચિત્ર છે, હા, તારૂ ધારવુ ખરૂ છે. તુ વિચિત્ર છે, તેથીજ મને તારા તરફ આકર્ષણ થયુ છે તેથી મને બીક લાગી હતી કે હુ તારી પાછળ ગાડો થયો હતો પણ હવે-હવે નથી.

"ખોટુ લાગ્યુ? તુ ય વખાણોની લાલચુ છે? બીજી સ્ત્રીઓની માફક તને યે તારી પ્રશંશા સાભળવી ગમે છે? નહી ને?

"શાબશ, શાબશ!" પુરૂરવા ખડખડાટ હસ્યો, એણે પોતાનુ હાસ્ય સાભળ્યુ, અને તુટી ગયેલા સ્વપ્નની માફક સદાનુ મોઢુ અદશ્ય થયુ તે ઉઘમાથી જાગી ઉઠયો.

'શુ હુ બકતો હતો? કે મને સ્વપ્નુ આવ્યુ હતુ? સદા! સદા! મને તો જાણે એમજ લાગતુ હતુ કે હુ સદાને મારી જીવન-કથની કહી રહ્યો છુ ખરેખર સદાએ મને ગાડો કર્યો છે! પણ સદા, સદા રહેશે, હમેશા સદા રહેશે કે યૌવનની માફક તેયે ક્ષણભગુરતાના લેપ લગાવશે?-

'કોને ખબર! ચાચલ્યના આકર્ષક તત્વવાળી સદા, એનાજ ચાચલ્યની ભોગ થઈ બીજી સ્ત્રીઓના જેવી સાદી, સરળ, આકર્ષણ વિનાની, સાધારણ સ્ત્રી થઈ રહેશે?

'કોને ખબર!'

# : ૧૫ :

કિસને આખી રાત પથારીમાં તરફડીઆ માર્યા કર્યા તેણે ઉંઘવાના પ્રયત્નો કર્યા પણ સહેજ ઉંઘ આવતા જ તે જાગી ઉઠતો

તેના જીવનમાં બે નવી સ્ત્રીઓ અદ્ભુત અને અચાનક રીતે આવી હતી. બન્ને જુદી હતી, છતાં બન્ને જુદી જુદી રીતે આકર્ષક હતી મોહિની મોહક હતી તેનામાં શ્રીમંતાઈનો ઠસ્સો અને રુઆબ હતો, છતાંય વર્તનમાં બાલિશતા હતી સદામાં મનની સરલતા દેખાતી હતી, છતાંય વર્તનમાં ઠરેલપણું સ્પષ્ટ દેખાતું હતું બન્ને જાણે એક બીજાના પૂરક હતા.

મોહિની અને સદા બન્ને રૂપવાન હતા મોહિનીનું શરીર કોઈને પણ અસર કરે, દરેકની વાસના ઉત્તેજીત કરે, દરેકનું મન વિહ્વલ કરે એવું હતું તેની ઉગતી જુવાની, ખીલતા પુષ્પની માફક ચારેબાજુ એના પરાગ પ્રસારી રહી હતી એના યૌવનમાં ખીલતા કુસુમના રંગ અને સૌરભના ફુવારા છૂટી રહ્યા હતા. તેનું અંગ અંગ, તેનું

હલન ચલન, તેના શબ્દો, વાક્યો, ગતિ, છટા, સૌ કળીમાંથી ફુટયા જતા ફુલનો વિકાસ સૂચવી રહ્યા હતા.

સદાનું રૂપ જુદું છતાં એટલુંજ મોહક હતું. તેને જોતાં જુદીજ અસર થતી. મનુષ્યની વાસના ઉત્તેજીત ન કરે છતાંય તેને આકર્ષે એવું તેનું શરીર હતું. તેની નિર્મળ આંખોમાં શાંતિનું તેજ દેખાતું હતું માન અને આદર ઉત્પન્ન કરે એવું તેનું વર્તન અનુભવ અને ડહાપણ બતાવે તેવા તેના શબ્દો, શાંત છતાંય આંતરિક શક્તિના તણખા બતાવતું તેનું વ્યક્તિત્વ મનુષ્ય ઉપર જુદીજ અસર કરતું–નિર્બળને તે ગભરાવતું, તેની નિર્બળતા અને નાનપ સમજાવતું; બળવાનને સ્પર્ધાની ઈચ્છા કરાવતું. છતાંય તેથી નિર્બળને પોતાની નિર્બળતાની શરમ ન લાગતી, પણ બળવાન થવા ઇચ્છા થતી. બળવાનને સ્પર્ધાની ઇચ્છા થતી, પણ તેને હરાવવાનું મન ન થતું, તેની પાસે હાર ખાવાની ઇચ્છા થતી.

તે બન્નેની કિસન ઉપર એટલી તો છાપ પડી હતી કે તેમનું, તેમના સ્વભાવનું પૃથ્થકકરણ કરવું, તે તેને માટે અશકય હતું, એટલુંજ નહીં પણ તેમને વિસરી જવાનું પણ સહેલું નહોતું. આખી રાત મોહિની, સરોજ, સદા તેનાં મોંઢા આગળ આવતાં, તેની સામે જોતાં, તેની મશ્કરી કરતાં, તેના ચાળા પાડતાં, તેની દયા ખાતાં, તેની તરફ સહાનુભુતિ બતાવતાં, તેને ખીજવાવતાં.

કિસનની આખી રાત તેવી ગઇ. સવારે તે ઉઠયો ત્યારે તેની આંખોમાંથી સુસ્તી ગઇ નહોતી.

"કાંય માસ્તર, હજુ તમારી સવાર નથી પડી ?" નસરવાનજી શેઠે નાસ્તા વખતે કિસનને બગાસું ખાતાં જોયો, અને એમના ટીખળી અવાજે કહ્યું.

કિસનને નસરવાનજીના ટીખળથી પોતાનું ભાન થયું. તેનું મોંઢું પડી ગયું. નસરવાનજીએ તે જોયું. તે હસ્યા, "માસ્તર, તેમાં

"ને જનકભાઈ, તમને તો બહારની ખબર નથી, પણ તમને ખબર નહીં હોય કે તમારો કિસન એની સાથેજ હમેશાં હોય છે. જરા એને બે શબ્દો કહો તો સારુ"

"ને સરોજ સાથે એનુ પણ નામ નકામુ બગડે છે."

"એ છોકરીની લત છેજ એવી એને જરૂર કહેજો."

જનકરાયે આવી વાતો ઘણી સાંભળી હતી એમણે પોતે સરોજને જોઈ નહોતી, છતા પણ જ્યારે કિસનનો ઘુંટણ ઉતરી ગયો હતો ત્યારે સારવાર કરી તેણેજ સાજો કર્યો હતો, એ પણ તે ભુલી શક્યા નહોતા એણે કિસનને ઘણી વખત કહ્યુ હતુ કે સરોજને પોતાને ત્યા લઈ આવે કે જેથી તે પોતાના પ્રિય ભત્રીજાની સારવાર કરનારનુ મુખ જુએ પણ હજુ સુધી તે પ્રસંગ બન્યો નહોતો.

પરંતુ પોતાને બહારની દુનીઆમા શુ શુ બને છે, તેની ઓછી ખબર છે, તે વાત તે પુરેપુરી સમજતા હતા, આથી પોતાની ઉપકારની લાગણી સીવાય સરોજ માટે ટીકા કરી શકે એવી કોઈ વસ્તુ નહોતી આથી તેમણે કિસનને તે વિષે કહેવાનુ નક્કી કર્યું

આજે તેમના મિત્રને એક વર્ષ થયુ, તેથી લાગણી વિવશ થએલા કિસન સરોજને તેને ત્યા તેડી પાછો ફર્યો ત્યારે જનકરાય પોતાના હૃદયમા ગડમથલ અનુભવી રહ્યા હતા તેમણે કિસનમા કોઈ પણ દિવસ કંઈ વાંક જોયો નહોતો, અને તેથી કોઈપણ પ્રકારની સલાહ આપવાનો સમય પણ તેમને મળ્યો નહોતો આજે તેમણે કિસનને સરોજ વિષે કહેવાનુ નક્કી કર્યું હોવાથી, એ પ્રસંગ જો હજી કોઈ રીતે કે ઉપાયે ટળી જાય તો સારૂ એમ તે ઇચ્છતા હતા

કયી રીતે એ વાત શરૂ કરવી તેનો વિચાર જનકરાય કરી રહ્યા હતા, એટલામા કપડા બદલી સ્વસ્થ થએલા કિસને પુછ્યુ:

"કાકા, તમે જ્ઞાતિબહાર લગ્ન થાય એમા વાંધો જુઓ છો?"

ગભરાઓ છો શાના ? તમગ જેવા કૉલેજના ભણનાના મોડી રાત સુધી નહી વાચે તો ૫ છી ઇલેક્ટ્રીક કપનીને ખોટ નહી જાય !"

કિસ ાને નિરાત થઇ નસરવાનજી શેઠની તેને કદિક બીક લાગતી તેમના ઉ ડા અનુભવને લિધે, માણસોના મન વિચા ગે વાચવાની તેમનામા શક્તિ આ ાિ હતી પણ અત્યારે તેમને ખોટા પડેલાજોઈ, તેને શાતિ થ ે રાત્રે ઉ ર ન આ વાનુ કારણ અભ્યાસ ગણાવાથી કિસનમા માથુ ઉંચુ-કરવાની હીમત આવી

"માસ્તર, પરીક્ષા કયારે આવશે ?"

"દોઢ મહીના રહ્યા"

"ત્યારે તો વાચો કલી, મેરી, હવે માસ્તર વગર થોડા દિવસ ચલાવવુ પડશે સમજ્યાને ?"

"હા" કલીએ કહ્યુ

"પણ અમારી પરીક્ષા આવીને !" લાડકી મેરીએ કહ્યુ.

"પરીક્ષા આવી તેથી શુ થયુ ? તમારાથી તમારુ લેસન ન કરાય ? મ સ્તરની પરીક્ષા આ ી, તો એ તે કોઇની પાસે શીખવા બેસે છે ? માસ્તરના જેવા થતા શીખો "

"નહી, હુ એમને શીખવી શકીશ. એમની જોડે હુ કલાક બેસુ તોયે એમને તો ઘણુ શીખવી શકુ એમનામા જલદી સમજી લેવાની શક્તિ ઘણી સારી ખીલી છે !" કિસને કહ્યુ

"માસ્તર, તેમના દેખતા તેમના વખાણ ન કરો નહી તો એ બે જણા એવા છે, કે તમારાજ માથા ઉપર ચઢી બેસશે" કહી તે હસ્યા.

કિસનને આ પ્રૌઢ પુરુષ માટે ઘણુ માન હતુ, અને દિવસે દિવસે તે વધતુ જતુ હતુ ઘણી વખતે તેને જ્યારે પોતાનો વિચાર આવતો, પોતે ભોગવી રહેલા કષ્ટ માટે દુ ખ થતુ, ત્યારે તેને આ પારસી નજર સામે આવતો આ માણસે ગરીબાઇથી શરુ થતા

જીવનને ઉંચે આણુતાં-આણુતાં સ્વતંત્ર વાનપ્રસ્થ સુધી ચઢાવ્યું છે. તેને ય લઢવું પડ્યું હશે, કૈં કૈં, જતું કરવું પડ્યું હશે, કેટલીય આશાઓ છોડી દેવી પડી હશે, નિરાશાએ તેને ઘેર્યો હશે, પ્રલોભને એ લલચાવ્યો હશે; છતાંય તે સૌ ઓળંગીને તેણે આજે પોતાને માટે સુખ અને સ્વતંત્રતા એકઠાં કર્યાં છે; તેના ધ્યેયને તે પહોંચી શકયા છે, આ ઉમરે પણ મઝા માંણી રહ્યા છે.

તેને તરત પુરૂરવા યાદ આવ્યો. પુરૂરવાના જીવનની તેને ઘણી ખબર નહોતી, છતાંય તેને જેટલી ખબર હતી, તેટલા ઉપરથી તે પુરૂરવાની હીંમતને ધન્યવાદ આપતો. એક જણે એને કહ્યું હતું, કે પુરૂરવા પણ એક વખત કોઈ શ્રીમંત માતપિતાના પુત્ર હતો પણ કૈં કારણથી તે તેમને સૌને છોડી, તેના ચોથા માળની ઓરડીમાં રહ્યા છે.

શું કારણ હશે? તેની માફક કોઈ સ્ત્રી? ના, પુરૂરવા કોઇ સ્ત્રીને માટે કોઇ પણ જોખમદારી વહોરી લે એવો નહોતો. જેને એ રમકડાં ગણતો, કે ગુલામો ગણતો, તેને માટે તે કોઇ દિવસે પણ કોઇની સાથે લઢે એવો નહોતો:

ત્યારે? પણ તે એવો ધુની હતો કે તેનો અણજાણ્યો ભુતકાળ કે છુપાઇ રહેલું ભવિષ્ય કલ્પનાથી ઉપજાવી કાઢવું એ મુર્ખાઇ ભરેલું કામ હતું.

"માસ્તર, શાના વિચારમાં પડી ગયા? ફ્લીને મેરીની પરીક્ષાના વિચારો કે તમારી પરીક્ષાના?"

ક્રિસને ફ્લી ને મેરી સામે જોયું. બીચારાં નિર્દોષ બાળકો! તેઓ સુખી હતાં, તેમનો પિતા એવો હતો, કે દરેકનું માનસ સમજી શકતો, અને તે પ્રમાણે તેમની સાથે વર્તતો. એટલી વાત તો ચોક્કસ હતી કે આ બે જણાને પોતાની કે પુરૂરવાની માફક પિતાની સાથે મતભેદ પડવાનો વખત નહીં આવે.

"આખો દિવસ પરીક્ષાના વિચાર કર્યા કરશો, તો ગાંડા થઈ જશો હો !"

"નહીજી, તેના વિચાર નથી કરતો પણ મારે તમને એક વાત પુછવી છે'

"તે ગભરાઓ છો શાના? કહી દોને, આમ નવી વહુની માફક શરમાયા શાના કરો છો?"

"નાજી, એવી શરમાવાની વાત નથી, મારે એક મિત્ર છે, તેને મળી શકશો?"

'કેમ, એને નોકરી જોઈએ છે? કે કોઈ ચીજ વેચવા માટે મુડીવાળો ભાગીઓ જોઈએ છે?" નશરવાનજીએ રમુજથી કહ્યું

"નાજી, પણ–'

"જઈ આવજોને વળી તમારો દોસ્ત હશે તો કોઈ દિવસ કામ લાગશે!" નશરવાનજીએ કહ્યું

# ??? પ્રભુને રીઝવવાનો રસ્તો ???

જ્યારે આપણાં બચ્ચાંના હાથમાં માત્ર એક પતાસુ
મુકવાથી આપણે ખુશી થઈએ છીએ ત્યારે
માબાપ વિનાના અનાથ નિર્દોષ હસતાં
ભુલકાંઓ

## જે અનાથો હોઃ પ્રભુનાંજ
## બાળકો છે;

## તેમના આશિષ મેળવવાથી તે
## નહિ રીઝે?

**જરૂર રીઝશે; તો દયા લાવી તેમના
પ્રાણ બચાવો.**

**પ્રભુ પ્રિત્યાર્થે** ફુલ નહિ તો ફુલની પાંખડી રૂપે
કુદરત પ્રેરે તે આપો.

**રૂ. ૧) ને તેથી વધુ દાન આપનારનાં નામ
વાર્ષિક રિપોર્ટમાં છપાય છે. રિપોર્ટ મફત.**

લખોઃ-

**મંત્રી, હિંદુ અનાથાશ્રમ-** નડિયાદ
(ગુજરાત.)

: ૧૬ :

કિસનમા એક દુર્ગુણ હતો એમ પુરૂરવા માનતો હતો કિસન કોઈને પણ મળતો અને એ મનુષ્યમા જો કોઈ ખાસ અસર કરે એવો ગુણ તેની નજરે પડે, તો કિસન તેની પુજા કરે ઘણી વખતે કિસન પુરૂરવાના વખાણ કરતો, ત્યારે પુરૂરવા તેના ઉપર ગુસ્સે થતો

"કિસન, તારામા કે અસ્મિતા છે કે નહી? તું મારા વખાણ શા માટે કરે છે? હું એમ નથી કહેવા માગતો કે મને મારા વખાણ સાભળવા ગમતાં નથી, પણ જે કોઈ વખાણ કરે તેને વિષે મારો અભિપ્રાય તો ઘણોજ ખરાબ થઈ જાય છે"

'શા માટે?"

"એટલા માટે કે તે તેના વખાણથી પ્રસશક બની રહે . અને તે પ્રશસા કરવા લાયક ગુણ પોતાનામા નથી તે પણ સાથે કહી દે છે."

"પણ તેમાં ખોટું શું છે? તારામાં જેટલું સારૂં છે તેનાં હું વખાણ કરૂં તેમાં ખરાબ શું? સાચી વાત કહેવી, એ પણ ખરાબ ટેવ?"

"તું સમજ્યો નહીં. મારામાં અમુક વસ્તુ હોવાથી તું મારાં વખાણ કરે. શા માટે? પહેલાં તો તારા પોતાનામાં એ વસ્તુ હોવી જોઈએ નહી–નહીં તો તું મારાં વખાણ કરવાને બદલે તારાંજ વખાણ કરે. બીજું, મારામાં તું તે ગુણ કયાં તો વધારે પડતો અને અપવાદ રૂપ જુએ છે, અથવાતો બીજાના કરતાં વધારે જુએ છે. આથી બીજાના વખાણ કરતા, બીજાના ગુણપુજક થવા જતાં, તું અન્યમય થઇ જાય છે, ને પોતને ભુલી જાય છે!"

"હજુ મને સમજ નથી પડતી કે એમાં ખોટું શું છે!" કિસને જીદથી કહ્યું.

"અરે રામ! તારામાં પરમેશ્વરે ભુસુંજ ભર્યું લાગે છે!" કંટાળતા પુરૂરવાએ કહ્યું.

"અને તારામાં એ બળી જતાં રહેલી રાખોડી ભરી છે!" કિસને કહ્યું. "એક તો તુ ખોટાં સિદ્ધાંતો અને અવળી માન્યતાઓ બાંધે છે, અને બીજાની આગળ તે સિદ્ધ કરી શકતો નથી, ત્યારે કંટાળી જઇ ગુસ્સે થઇ જાય છે!"

"ત્યારે બીજુ શું કરૂં? જો માણુસ ગુણપુજક હોય–સામા માણુસના ગુણો જોઇ તેના પુજારી બની રહે ત્યારે મને એ માણુસમાં આત્મ લાઘવાભાસ સીવાય બીજું કૈં નજરે પડતું નથી. દેવની પુજા કરનાર પુજારી જેમ દેવની ઓથે જીવે છે, દેવના ગુણકીર્તન ગાઈ ખાય પીએ છે, તેમ આ માણુસ પણ તેવોજ થાય છે."

"મારા ગળામાં એ વાત ઉતરતી નથી!" કિસને ભાર દઇને કહ્યું.

"નશીબ તારા ત્યારે! તું રહેજે આખી જીંદગી ગુણપુજક અને આખરે પસ્તાજે!"

આમ કિસન ગુણપુજક જ રહ્યો. પુરુરવાની સૌ પ્રત્યે બેદરકારી, ગાડી ધુન, શક્તિનુ અહોનિશ ધ્યાન, બળવો અને બડંનુ ગત સૌ કિસનને હમેશા આકર્ષતું. પોતાનામા તે નહોતુ તેથી તેને દીલગીરી થતી પણ તેથી પુરુરવા ઉપર અદેખાઇ આવતી નહી. ગુણપુજક હોવાથી તેનામા તેજોદ્વેષ આવતો નહી.

તે પુરુરવાને આદર્શ માનતો તેના જેવા થવાના વિચારો કરતો પણ તે મથે તેને તે પણ ખ્યાલ રહેતો કે પુરુરવા જેવા તેનાથી થઇ શકાશે નહીં. "ખરેખર પુરુરવા તુ અદ્ભુત છે" તે કદિક કહેતો.

"એ કહેવાની કે જરૂર? તારે મારા જેવા થવુ હોય તુ યે થા કોણ તને ના પાડે?"

"પણ થઈ શકાતુ નથી ને! મારાથી એ'રકાર નથી થઇ શકાતું. દરેક જણ મને આકર્ષી શકે છે"

"હુ પણ તેજ કહુ છુ પાચ લાખ લોહચુબકોની વચ્ચે પડેલા લોખંડના કકડા જેવો તુ છે, અને આથી તારૂ વ્યક્તિત્વ નષ્ટ થઇ જાય છે."

"પણ તે ટેવ જાય શી રીતે?"

"લોકોના વખાણ કરવા કરતા લોકોને ગાળો દેતા શીખ તેમની સારી બાજુ જોવાને બદલે ખરાબ બાજુ જો. તેમના સદ્ગુણો ને બદલે અવગુણો જો તેમની શક્તિ તરફ લક્ષ આપવાને બદલે તેમની નિર્બળતા પર ધ્યાન આપ ટુકામા, તુ આત્મગૌરવ વધાર તુ બીજાઓથી ઘણો સારો છે, એમ નક્કી કરી, તે દૃષ્ટિકોણથી બીજાઓને જો"

"પણ તેમ કરવાથી તો આપણે પક્ષપાતી અને અન્યાયી થઇ જઇએ"

"એમાં તું એવી વાત કરે છે કે જાણે તારા નિષ્પક્ષપાતી અને ન્યાયી સ્વભાવથીજ પૃથ્વી ટકી રહી છે!"

આવી રીતે જેમ જેમ કિસન પુરૂરવા સાથે વધારે વાતો કરતો, તેમ તેમ પુરૂરવા અને તેના વિચારો l ઉચ્છૃંખલતા માટે વધારે ને વધારે માન ઉત્પન્ન થતુ ગયું. નસરવાનજી શેઠની જોડે તેનું ઓળખાણ કરાવવાનું મુખ્ય કારણ પણ એજ હતું. નસરવાનજીએ પોતાના આદર્શો સિદ્ધ કર્યા હતા પુરૂરવામાં પોતાના આદર્શો સિદ્ધ કરવા માટે સંપુર્ણ આત્મશ્રદ્ધા હતી.

આથી નસરવાનજીની જોડે સવારે વાત કર્યા પછી, બપોરે કોલેજ પુરી થતાંજ તે પુરૂરવાને ત્યાં ગયો. પુરૂરવા તેની ઓરડીમાં હશે કે નહીં, તેનો વિચાર કરતો તે ધીરે ધીરે એક પછી એક દાદર ચઢયો. આગલા દિવસના બનાવો પુરૂરવાને કહેવા કે નહીં તેની ઘડભાંગ કરતાં તે ચાર દાદર ચઢી રહ્યો.

પણ ઓરડીમાં પેસતાં જ તેણે આઘાત અનુભવ્યો. પુરૂરવા નાના સ્ટુલ ઉપર બેસી, મોટા કેનવાસ ઉપર ચીત્ર ચીતરી રહયો હતો. જેટલી ઝડપથી તેના વિચારો ચાલતા, તેટલીજ ઝડપથી તેની પીંછી ચાલતી હતી.

અને પાસે, બીજા સ્ટુલ ઉપર બેઠેલી હતી–સદા. આગલે દિવસે જેના સાથે તેનો પરિચય થયો હતો, તે સ્ત્રીને આજે પુરૂરવાની ઓરડીમાં જોઇ, પળવાર તેનું હૃદય ધબકતું અટકી ગયું. તે જ સ્ત્રી પરંતુ તેના કરતાં ઉંમરમાં નાની, તેજ યુવતિ પરંતુ આગલા દિવસ કરતાં જુદાં કપડાં: તેને મળેલી યુવતિ બાવીશેક વર્ષની લાગતી તેનાં કપડાં સ્વચ્છ અને ઠરેલ લાગતાં : આ છોકરી સત્તર વર્ષની લાગતી, અને કપડાં મેલાં અને ફાટેલાં હતાં. તેને જોઈને તેને એકજ પ્રશ્ન થયો. ગઇ કાલની યુવતિ અને આ છોકરી એકજ છે? કે બંન્નેના ચહેરાનું મળતાપણું બાદ કરતાં બંનેને કંઇ સંબંધ નથી?

પણ તેના એ પ્રશ્નનો ઉત્તર તરત મળ્યો તે છોકરીએ પણ તેની સામે જોયુ, અને જોતાની વાર તેના ગાલ ઉપર લોહી ચઢી આવ્યું, હાથમાનો દંડ પડી ગયો, આંખોમા ઓળખાણ દર્શાવતુ અનેરૂં તેજ આવ્યુ.

"સદા, દંડ કેમ પડી ગયો ?" પુરૂરવાની પીઠ બારણા તરફ હોવાથી, તેને કિસન દેખાઈ શક્યો નહી સદાએ નીચે પડેલો દંડ ફરી હાથમા-લીધો, પણ તેની આંખો તો કિસનની આંખો સાથે ચોંટેલીજ રહી

કિસન કૈ બોલી ન શક્યો. સદાને પુરૂરવાની ઓરડીમા જોતા તેના મનમા અનેક વિચારો આવ્યા આ સદા! આ પુરૂરવા કહેતો હતો તે ભીખારણ! આ છોકરીનુ ચિત્ર તે ચીતરી રહ્યો છે? અને આજ છોકરી મને ક્યે મળી હતી? આ છોકરીને પગે કાલે વાગ્યુ હતુ? આજ છોકરી બીક અને ભયથી મને જોતા પાણીમાથી નાસી ગઈ હતી? અને આ જ છોકરીએ તેના ઠરેલપણા અને-ઠાવ-પણુથી પોતાના ઉપર અસર કરી હતી?

સદાની આંખે કે દેખાતુ નહોતું તે તો કિસનનો ઓળો સમજી તેના તરફ ભયથીજ જોઈ રહી હતી "સદા!" સહેજ ગુસ્સે થઈ પુરૂરવાએ કહ્યુ, "તારા મોઢાના ભાવ આવા કેમ રાખ્યા છે? સહેજ ઓછા તીવ્ર કર! આમ તો તુ કોઈથી બીતી હોય તેમ લાગે છે!"

સદાએ આ સાભળતા પુરૂરવા સામે જોયુ અને ફરી કિસન સામે જોયુ, અને થોડુ હસવાનો પ્રયત્ન કર્યો તે જોઈને પુરૂરવાએ પણ સદા જે તરફ જોતી હતી તે તરફ જોયુ. "કેમ કિસન! તુ અત્યારે ક્યાથી?" પુરૂરવાએ ઉભા થતા કહ્યુ "અંદર આવને! આ છોકરી સદા, મારા નવા ચિત્રની પ્રતિકૃતિ અને આ મારો દોસ્ત કિસન-એક દોસ્ત."

કિસન આગળ આવ્યો, અને ખાટલા ઉપર બેઠો. "સદા, આજે આપણે ઘણું કામ કર્યું. નહીં ?" સદાએ ડોકું ધુણાવ્યું. "ત્યારે હવે આ કિસન આવ્યો છે. તેના માનમાં રજા પાળીશું, તારે જવું હોય તો જા."

સદાએ કિસનની સામે જોયું, અને એક ખુણામાં એનાં કપડાં પડ્યાં હતાં, તે લીધાં અને અંદરની ઓરડીમાં ગઈ. સદાની દૃષ્ટિએ શું સૂચવ્યું હશે, તે ન સમજતાં કિસન તેના તરફ બાઘાની માફક જોઈ રહ્યો. "કિસન, હવે હું તને થોડી ચહા પીવડાવું. હું ગઈ કાલે એવી ફાંકડી ચહા લઈ આવ્યો છું."

"હંમેશાં તું કહે છે કે તું ફાંકડી ચહા લઈ આવ્યો છે, પણ જ્યારે હું પીઉં છું, ત્યારે મને તો કૈં ફરક દેખાતો નથી."

"બરાબર: જેમ તું માણસનો સ્વભાવ ઓળખી શકતો નથી તેમ ચહાનો સ્વાભાવ પણ ઓળખી શકતો નથી. તેમ કરવ ને વિષય સાથે તાદાત્મ્ય સાધવું જોઈએ. ચહા પીતાં ચહામય થઈ જતાં, ચહાનો સ્વાદ એકદમ સમજાશે. માણસને મળતાં, માણસની સાથે વાત કરતાં, તેના દૃષ્ટિબીંદુથી જોતાં માણસના સ્વભાવની તરત ખબર પડશે. સદા, તું ચહા પીશેને ?" સદા કપડાં બદલી બહાર આવી, તેને પુરૂરવાએ પુછ્યું.

"હા." સદાએ કહ્યું, અને પુરૂરવા ચહા કરવા અંદરના ઓરડામાં ગયો. કિસન અને સદા તે ઓરડામાં એકલાં પડ્યાં. મને ખબર નહીં કે તમે પુરૂરવાભાઈના મિત્ર હશો."

"અને મને ખબર નહીં કે એક સાંજે મેં જોએલી ભીખારેણ અને તમે એક હશો ! હું આવ્યો ત્યારે તમને જોઈને હું વિચારમાં પડી ગયો. પોશાક સ્વરૂપમાં કેટલો ફેરફાર કરી નાંખે છે !"

"ઓહ !" ચીડાએલા પુરૂરવાનો અવાજ આવ્યો. સ્ટવમાંથી ઘાસલેટ વધારે નીકળી જવાથી ભડકો થયો હતો, એમ તે ઓરડીના પ્રકાશથી દેખાતું હતું.

"પુરૂરવા સરસ માણસ છે, નહી !" કિસનની આખમાં માન ચળકતુ હતુ

"અને કેવો વિચિત્ર છે !" કિમને વખાણ આગળ ચલાવ્યા. "એનામા નથી અભિમાન કે નથી તુડાઇ એના કામમા કોઈ ન આવે તો એ કેઇના કામમા વચ્ચે આવે એવો નથી."

"તમે બે જણા બેસી ન રહેતા. જરા વાત કરજો હો." સ્ટવના અવાજ સાથે ભેળાઇને પુરૂરવાનો અવાજ આવ્યો બન્ને જણા હસ્યા "તેમને ખબર નથી કે આપણે બે જણા લગભગ ચાર કલાક સાથે હતા !" બન્ને જણા ફરી હસ્યા; તે વખતેજ પુરૂરવા બહાર આવ્યો 'તમે બન્ને જણ વાત કરો છો ને? તો બસ હું એજ જોવા આવ્યો હતો ચાલો, મુગા મગર જેના બેસી ના રહેતા હુ હમણા ચહા કરી લાવ્યો." ફરી તે પાછો અદર ગયો, અને સદા અને કિસન પાછા એકલા પડ્યા "તમારા બેન ગુસ્સે થયા હતા ?" કિસને વાત કાઢી

"ના, મે એમને કઇ કહ્યુ જ નહી તેમનુ મન ઠેકાણે નહોતુ, કારણ કે—" એક શબ્દ વધારે પડતો કહેવાઈ ગયો હોય તેમ સદા અટકી, અને ચુપ થઇ ગઈ. કિમને આ સાભળીને તેની સામે જોયુ, પણ તેનાથી અડધુ રહેતુ વાક્ય પુરૂ કરવાનુ કહી શકાયુ નહી. બે દિવસની ઓળખાણે તેને તે હક્ક આપ્યો નહોતો

જ્યા સુધી પુરૂરવા ચહા કરીને આવ્યો નહી ત્યા સુધી તેમની ચુપકીદી પહોચી "કેમ, કઇ વાત નહોતા કરતા ને ! હુ જાણતો હતો જ બન્ને જણ મુગા મગર જેવા છો તો. સદા ચહા પી તુ મહુ થાકી ગઇ છે, તે હુ જાણુ છુ"

"કિમન, અત્યારે બપોરી વેળાએ કેમ આવ્યો? નગરવાનની નોકરી તો નથી આપીને ?'

"ના ઉલટો હું તને તેડવા આવ્યો છું. નસરવાનજીને મેં તારી વાત કહી હતી, અને તે તને મળવા તૈયાર છે."

"કિસન, તું ખરેખર ગાંડો છે. અમને બેને એકઠા કરીને તું શું કરવા માંગે છે?-મને તો તારા કહેવાથી બીક લાગે છે."

"શાની?"

"અમે બે લઢી પડીએ તેની."

"ના, ના. તેમ કદિ નહીં બને."

"સારૂં ત્યારે. કેમ, સદા ચાલી?" સદા ચહા પી ઉભી થઇ, એટલે પુરૂરવાએ પુછયું.

"હા."

"હવ આપણે એકાદ અઠવાડીઆમાં ચીત્ર પુરૂં કરી નાંખીશું, હોં!" પુરૂરવાએ ગર્વથી ચીત્ર તરફ જોતાં કહ્યું. સદાએ પણ તે તરફ જોયું, અને પોતાનું પ્રત્તિબીંબ—અને તે યે સુંદરમાં સુંદર ઉતરેલું-જોઇને દરેક સ્ત્રીને પોતાના શરીર માટે અભિમાન આવે દાના મોંઢા ઉપર પણ જણાયું. આભારની નજરથી પુરૂરવા જોઇ તે એકદમ ચાલી ગઇ.

કિસનને તે જોઇ અદેખાઇ આવી. 'સરસ છોકરી છે, નહીં?" રવાએ કહ્યું.

"હું." કિસને બારણાં તરફ જોઇ કહ્યું.

: ૧૭ :

સાંજે બન્ને જણ નસરવાનજીને ત્યાં ગયા. નસરવાનજીએ પુરૂરવાને આવકાર આપ્યો, અને દીવાનખાનામાં બેસાડ્યો.

"માસ્તર તમારી બહુ વાત કરતા હતા," તેમણે શરૂઆત કરી.

" અને મને એ તમારી પણ ઘણી વાત કરતો હતો "

"કે ગાળો તો નહોતા દેતાને?" કહી નસરવાનજી ખડખડાટ હસ્યા. "હા, ભાઇ, આ દિવસોમાં તો જે ન થાય તે ઓછું."

" કેમ આ દિવસો કેવા છે?" પુરૂરવાએ કહ્યું

"બીજું, તો શું, પણ આ દિવસમાં કોઇનું કાંઇ કહેવાય નહી. આપણે કોઇને મદદ કરીએ, તો તે આપણો ઉપકાર તો ન માને પણ ઉલટા આપણી સામે મોરચા માંડે"

"હા, આ દિવસોમાં લોકોની કૃતજ્ઞતા ઘણી ઓછી થઇ છે.–"

તે સહેજ મોડો પડયો હતો, સીનેમા શરૂ થઇ ગયો હતો જલ્દીથી ટીકીટ લઇ તે અંદર ગયો, સારે નશીબે મુખ્ય પટચીત્ર હજી શરૂ થયુ નહોતુ.

પટચિત્ર શરૂ થતા તે પોતાનો બધો કંટાળો વિસરી ગયો, એક પછી એક આવતા ચિત્રોએ તેના મનને પોતાના વર્તુલમા ઘેરી લીધુ.

વસ્તુ સાદુ છતા મનુષ્યના હૃદયના ઉંડા મર્મોને અડકતુ હતું. એક સુંદર સ્ત્રી વર્ષોથી વેશ્યાનુ જીવન ગાળતી હતી. પેશાગથી શેઘાઇ જતી ટ્રેનમા તે શેઘાઇ જવા બેઠી. ત્યા તેને એક ડોકટર મળ્યો તેના આગલા જીવનમા તે વેશ્યા હોવા છતાય ડોકટરને ચહાતી હતી. ડોકટર તેને ચહાતો હતો.

પણ ડોકટર લશ્કરી નોકરીમા હતો.

તેને પોતાની નોકરી ઉપર જવુ પડયું. તે સ્રીની જીવનનૌકાને એકાએક જડેલો ધ્રુવ–તારક દૂર થયો. તેનું જીવન એક ઉન્માદ થઇ રહ્યુ. દીનરાત ભોગરાગમા જવા લાગ્યા, વિનાસ તેનો જીવનમંત્ર થઇ રહ્યો, આદર્શ અને ભાવના એ શબ્દો તેના શબ્દકોષમા ન રહ્યા તે ડોકટરને ફરી મળતા વાસના અને વિલાસના લેપમા દબાઇ ગએલો પ્રેમ જવલંત થયો,

વર્ષોથી જુદા પડેલા બે હૈયાઓને કંઇ કંઇ વાતો કરવાની હતી. ટ્રેનના નાના ડબ્બામા બેઠા હતા છતા તેઓ વિશાળવ્યોમમા ઉડી રહ્યા. જીવનના અનેક અનુભવ પામી ચુકેલા તે બે જણ ફરી યુવાન પ્રણયી બની રહ્યા ફરી સાથે જીવનયાત્રા કરવાના સ્વપ્નાં તેઓ રચી રહ્યાં

પણ સ્વપ્ના તુટવાને માટેજ સરજાયા હોય છે. ટ્રેન એકાએક ઉભી રહી, અને ચારે બાજુએ ચાઇનીઝ લશ્કર વીંટાઇ વળ્યુ. એક

"કેમ તારે જવું નથી?" સેનાપતિએ ખંધાઇથી હસતાં કહ્યું. "મારી સાથે રહેવું છે? એક રાત."

થોડી પળ તે સ્ત્રીએ હૃદયમાં તુમુલ યુદ્ધ અનુભવ્યું. "હું રહું તો તું તેને સહીસલામત છોડી દેશે?" તેણે ઉત્સુકતાથી પુછ્યું.

"હા, હા, હા, આખરે ઠેકાણે આવી ખરી?" હસતાં હસતાં તેણે કહ્યું. "સારૂં" ધાર્યું તારૂં કર. મારા સાથીદારો મને સોંપાશે કે તરત હું તેને સહીસલામત છોડી દઇશ."

"ચોક્કસ? સોગંદ ખા."

"મારી શુરવીરતાના સોગંદ." તેણે કહ્યું અને એક સૈનિકને બોલાવી તેને બીજા ઓરડામાં મોકલાવી આપી.

આ વખતે દશ મીનીટ માટે સીનેમા વિરામ માટે બંધ થયો. અજવાળું યતાં કિસને આજુબાજુ જોયું. પાસેનીજ ખુરશી ઉપર સદા બેઠી હતી. તેણે પણ તેજ પળે, તેની સામે જોયું.

"તમે?"

"કોણ, સદા?"

બન્ને જણ બોલી ઉઠયાં. "આપણે હમેશાં અચાનક જ મળીએ છીએ નહીં?" કિસને કહ્યું. કોણ જાણે કેમ તેનાથી સદા જોડે છુટથી બોલી શકાયું.

"હા, તદ્દન અણધારી જગ્યાએ, અને અણધારી રીતે."

"હું એક વખત તમારી બેનને ત્યાં આવ્યો હતો, પણ તેમણે તો ઘર છોડી દીધું હતું." સદા કે પણ કહે, ત્યાર પહેલાં કિસને પોતાનો બચાવ કર્યો. સદાના મોંઢા ઉપર એક પળ માટે કાળું વાદળું આવ્યું અને ચાલી ગયું; "હા, તે મુંબઇમાં નથી."

"ત્યારે તમે કયાં રહો છો?"

"ત્યાંથી થોડેકજ દૂર, હું એકલી રહું છું!"

"ને તમે હવે ચોપાટી પર પણ નથી આવતા."

"ના, ત્યાં આવવું મારાથી બની શકતું નથી"

"કેમ?"

તે પળે અંધારું થયું, અને પટચિત્ર પાછું શરૂ થયું

લડવૈયાઓથી ભરેલી ટ્રેન આવી સેનાપતિએ ડાક્ટરને સોંપ્યો. સૌ માણસો પાછા ટ્રેનમાં બેસી ગયા

ડાક્ટર પોતાની પ્રણયિનીને શોધી રહ્યો હતો "તે ક્યાં છે?" "કોઈએ તેને જોઈ છે?" "છેલ્લી ક્યાં હતી?" એવા અનેક પ્રશ્નો પુછયા પછી તેને પત્તો મળ્યો કે શરૂઆતમાં સેનાપતિ પાસે લઈ જવામાં આવ્યા પછી તે પાછી આવીજ નથી "એ તો મઝા કરતી હશે ચાઈનીઝ લશ્કરના સેનાપતિ જેવો આશક તેને ફરી ક્યાં મળવાનો હતો!" એકે કહ્યું

ડાક્ટરને તે માણસને પોતાનો હાથ ચખાડવાનું મન થયું પણ તે કરવાનો વખત નહોતો સેનાપતિ જે ઘરમાં હતો, તે તરફ ગયો તેને કાને શબ્દો સંભળાયા, "બીચારો જેગ્યા પાછળ ગાંડો થયો છે" તેણે પાછું જોયું, ફરી કોન બોલ્યો, પણ તે ચોકીને સીધો દોડયો.

"પેલી સ્ત્રી ક્યાં છે?" તેણે સેનાપતિને પુછયું,

"કયી સ્ત્રી?" સેનાપતિએ હસતા પુછયું

"કયી સ્ત્રી? જે સ્ત્રી સાથે સભ્યતાપૂર્વક બોલવાનું મારે તને શીખવવું પડયું હતું તે ક્યાં છે?"

"ઓહ તે? તે તો અહીંજ રહેવાની છે" ઠઠ્ઠા મશ્કરીના જેવા ઢબે સેનાપતિએ કહ્યું

"તું જુઠું બોલે છે"

"જાઈએ તો તમારા દેખતાં તેમ કહેશે. કોણ છે?" તેણે એક સૈનિકને બોલાવ્યો, અને તે સ્ત્રીને બોલાવી મંગાવવાનો હુકમ કર્યો

થોડા વખતમાં તે આવી. "આ ડાકટર હું કહું છું તે માનતો નથી. એને તું કહેશે કે આજે તું મારી સાથે રહેવાની છે?"

"આ કહે છે તે ખોટી વાત છે ને?" આતુરતાથી ડાકટરે કહ્યું તેનું આખું ભવિષ્ય તે સ્ત્રીના શબ્દો ઉપર લટકી રહ્યું હતું.

"ના હું અહીં રહેવાની છું." નિચેષ્ટ પુતળું જેમ બોલતું હોય તેમ તે બોલી

ડૉકટર અવાક થઇ ગયો. તેને અવાક થઇ ગયેલો જોઇ, ખડખડાટ હસતા સેનાપતિ અને ધોળી પુણી જેવી થઇ ગએલી તે સ્ત્રી તરફ જોયું. તેના હૃદયમાં ઉલ્કાપાત થઇ ગયો. છુટતાંની વાર જે સ્ત્રીને મળવાને ઉત્સાહથી ટ્રેનમાં ગયો, તે સ્ત્રી તેને મોંઢે પોતાનો પાપકાર્યનો બચાવ પણ કરતી નથી?

તે સ્ત્રી કેમ કહી શકે કે તે પ્રેમને ખાતર, તેની આંખોના પ્રકાશ ખાતર તે પોતાના પ્રેમને જ ગુમાવી રહી હતી, હમેશાને માટે ગુમાવી રહી હતી! તે તેને કેમ કહી શકે કે વેશ્યાના જીવનમાંથી નીકળવાનો નિશ્ચય કર્યા પછી તે પ્રેમીને ખાતર જ પાછી ધકેલાઇ હતી!

તે સ્ત્રીના હૃદયમાં થતા કોલાહલનો આવિર્ભાવ તેના મુખ ઉપર જોતાં, કિસનની આંખમાં આંસુ ઉભરાઇ આવ્યાં. તેજ પળે તેણે સદાનું ડુસકું સાંભળ્યું. અજાણતાં તેનો હાથ સદાના હાથ સાંથે અથડાયો. તેણે સદાના હાથને પંપાળ્યો.

પટચિત્ર આગળ ચાલતું હતું. ડાકટર લથડતે પગે બહાર નીકળ્યો. તે સ્ત્રી વિષે ટીકા કરનાર પેલા માણસો તદ્દન સાચા હતા. વેશ્યાને શુદ્ધ પ્રેમની કયાં દરકાર હોય છે! તેમને હૃદય કયાં જોઇએ છે! તેમને તો ધન જોઇએ છે, વિલાસ જોઇએ છે:

સદાએ ફરી ડુસકુ ખાધું. તેણે કિસનનો હાથ જોરથી જ કડયો. કિસનને બીક લાગી કે સદાને આંકડી થઇ આવી કે શું! પણ

તેમ નહોતુ તે ભાનમા હતી એ।। નાનકડા રૂમાનથી, તેની આંખોના આસુ લુછતી હતી

કિસને પટચિત્ર તરફ જોયુ તે ઘણુ આગળ વધી ગયુ હતુ તે સ્ત્રી ગોડતી હતી તે સેનાપતિના ઘરમાથી નીકળી ટ્રેન તરફ ગઇ ટ્રેન ઉપડવાની તૈયારી હતી તે તેની અદર ચઢી બેઠી. ડાક્ટર ત્યા જ બેઠો હતો તેણે તેના તરફ બેદરકારીથી જોયુ બીજાએ તેના તરફ ધૃષ્ટતાથી નેનપલ્લવી કરી

તે ગુસ્સે થઇ, પોતાના કમ્પાર્ટમેન્ટમા ગઇ અને ઉશીકા પર માથુ નાખી રડી તે શુ કરી શકે? તે ડાક્ટરને કેમ સમજાવી શકે કે તે તેને ચહાય છે, અને તેના પ્રેમને ખાતરજ તેણે સેનાપતિની માગણી કબુલ કરી હતી? તેનુ—એક વેશ્યાનુ કોણ કહ્યુ માને? તેનો શબ્દ કોણ કબુલ કરી શકે?

કિસનની આંખમા ફરી આસુ આવ્યા કેવુ દયા ઉપજાવે એવુ જીવન! એવા જીવનમા હૃદયના તનમનાટોને દાબી દેવા પડે, લાગણીઓને દૂર કરવી પડે, લાગણીઓ હોયજ નહી, એવો ઢોંગ કરવો પડે!

પટચિત્ર આગળ ચાલ્યુ એક પાદરી તે ટ્રેનમા હતો તે ડોક્ટરની સાથે લડ્યો, અને સાબીત કરી આપ્યુ કે તે સ્ત્રી ડોક્ટર ધારતો હતો તેવી ખરાબ ન હોતી તે સ્ત્રી પાસે ગયો, અને એની પાસેથી બધી વાત કઢાવી, અને ડોક્ટરને કહી—ડાક્ટરને તે માનવાની ફરજ પાડી

ઓહ! સુખી અત! પટચિત્ર પુરૂ થયુ અજવાળુ થયુ. કિસને સના તરફ જોયુ તેની આંખો રુદનથી સહેજ લાલ થઇ હતી

કિસન તેની આંખો સામે જુએ છે એમ સનાને લાગતા તેણે સ્મિત કર્યું "તમે ક્યા જાઓ છો?" કિસને પુછ્યુ

"ખાસ ક્યા નહી" સનાએ કહ્યુ

"તો આપણે કોઇ જગ્યાએ ફરવા જઇએ, હજી સારા પાયજ

વાગ્યા છે." કિસને સૂચવ્યું.

સદાને તે સૂચના ગમી. બન્ને જણા પાલવા પર જઈ, છેડા ઉપરની એક બેંચ પર બેઠા.

"પટચિત્ર કેવું લાગ્યું ?" કિસને પુછયું.

"સરસ. સારૂં થયું કે હું આવી."

"મને તો બે લાભ થયા. સારૂં પટચિત્ર જોવાનું મળ્યું અને તમે મળ્યાં. મને લાગ્યાં કરતું હતું કે તમે કયા ગુમ થઇ ગયા હશો ?"

સદાએ કિસન તરફ થોડો વખત ધારી ધારીને જોયું "કિસનલાલ, હું ખરેખર ગુમ થઇ ગઇ હતી, અથવા તો મારે ગુમ થઇ જવું પડયું હતું. એક માણસ મને પજવતો હતો." સદાએ કિસન સામે જોયું. કિસન તેની સામેજ જોતો હતો. તે સ્ત્રીની નિર્મળ અને વિશુદ્ધ આંખો તેને આકર્પી રહી હતી.

સદાએ તેને આખી વાત કહી તે પોતાના મન ઉપરનો ભાર ખાલી કરવા ઇચ્છતી હતી, તે કિસને જોયું, અને તેણે આખી વાત સાંભળી.

સદા અને તેની મોટી બેન કાઠીઆવાડના એક ગામડામાં તેમના પિતા સાથે રહેતા હતા. તેમનો પિતા સાધારણ વર્ગનો હોવા છતાં તેમને સારૂં શિક્ષણ આપી શકયો હતો. તેની મોટી બેન વિધવા હોવાથી આખું ઘર તેને પજવતું હતું, આથી તે કંટાળી ગઇ હતી. તેને ગામડાંમાં નહોતું રહેવું. તેને જીવન જોવું હતું. તે બંન્ને બહેનો દરરોજ રાતે સ્વપ્નાં ઘડતી. છાપાઓમાં આવતા પ્રદેશો જોવાની તેમની આશાઓ તીવ્ર થતી ગઇ.

પણ માતાપિતાને એવી ઘેલછા ભરી વાતો શી રીતે કહી શકાય? બે છોકરીઓની આવી ઇચ્છા કયો અર્ધશિક્ષિત પીતા પુરી કરે? તે બંન્ને તે સારી રીતે સમજતાં હતાં.

બન્નેએ પરદેશની છોકરીઓનાં વર્ય અને હીમતને લગતી ચોપડીઓ વાચી હતી તેમના સાહસો વાચી, તેઓના હૃદય ધબક્યા હતા.

એક દિવસે તેમની માએ મોટી બેનને ઘણી ગાળો દીધી તે રાત્રે બન્ને બેનોએ નક્કી કર્યું બીજે દિવસે પરોઢીઆમા બન્ને મુંબાઈ આવવા નીકળ્યા

મોટી બેનમા અજબ હીમત હતી મુબાઈની વિચિત્રતાઓ સમજી તેમાથી રસ્તો કાઢવો તે એને મન સહેલી વાત હતી તેણેજ સદાને ભીખારણના કપડા પહેરી હાર્મોનીઅમ વગાડવાનુ સુચવ્યુ હતુ મોટી બેને નીશાળમા ભણાવવા જવા માડ્યુ

તેની બેનને એનામા એક પુરૂષ સાથે મિત્રતા થઈ તેમણે તેની સાથે રહેવા માડ્યું નિશાળમા કોઈકે વાત ઉગાડી કે તેની બેનની ચાલચલગત સારી નથી, તેની બેને સત્તાવાળા સાથે લઢી નિશાળના વખત પછી ગમે તે કરવા છુટી છે, તે સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ તે નકામો ગયો તેને રજા અપવામા અવી

તેજ સમયે, સદાને એક માણસે પજવવા માડ્યું પહેલા તો તે તેની પાછળ પાછળ ચક્કર કરતો તે જ્યા જતી, ત્યા તેય જતો પછી તે આખો દિવસ તેના ઘરની બારી આગળ ઉભો રહતો એક વખતે તે જતી હતી, ત્યા તેની પાસે આવ્યો, અને તેનો હાથ પકડવા યત્ન કર્યો તે નાસી છુટી ઘેર આવી પોતાની બેનને કહ્યુ,

તેની બેને ઘર બદલવા નક્કી કર્યું, ભીખારણ બનવાનું પણ પણ બધ કરવુ પડ્યુ પણ સારે નશીબે તે વખતે તે પુરૂષવાનો ત્યા કામ કરતી હોવાથી પૈસા સબધી-તેને તગી નહોતી

પણ તે કામ પુરૂ થયા પછી મહીનો એક તેને અડચણ પડી પણ હવે તેને એક હોસ્પીટાલમા નર્સની જગ્યા મળી હતી, એટલે

નીરાંત હતી. તેને તેમાં મઝા નહોતી પડતી છતાં તે ફરી ભીખારણ બની ગાવાનુ મળે તેવી તકની વાટ જોતી હતી.

કિસનને આખા વાત સાંભળતાં ઘણું આશ્ચર્ય થયું. એક વાત તો તેને ઘણીજ વિચિત્ર લાગી. પુરૂરવાએ પોતાના પિતાનું ઘર છોડયું,. પોતે પોતાના મિત્રનું ઘર છોડયું, અને આટલી નાની દેખાતી છોકરીએ પણ પોતાના પિતાનું ઘર છોડયું ! શું પિતાઓ અને તેમનાં સંતાનો વચ્ચે ન બનવાનો આ કાળ છે?

"ખરેખર, તમે બે જણાં અદ્‌ભુત છો !" કિસને કહ્યું. પોતાના કરતાં એ આ બે બેનોમાં વધારે હીંમત હતી, તે વાત તેણે કબુલ કરી. "સદા, પુરૂરવા કહેતો હતો, તે વાત ખરી છે."

"તે શું કહેતા હતા?"

"કે તારામાં અદ્દભુત હીંમત અને ધૈર્ય છે. એણે તને અનેક લફંગાઓની વચ્ચે હાર્મોનીઅમ વગાડતી જોઈ ત્યારેજ તેણે આમ કહ્યું. તેનામાં મનુષ્યનો સ્વભાવ પારખવાની શકિત અજબ છે!" કિસને પુરૂરવાનાં વખાણ કરતાં કહ્યું.

"આપણે જઇશું? મારે આજે રાતના કામ કરવાનું છે" સદાએ કંટાળતાં કહ્યું."

"ફરી કયારે મળશો? હું તો હમણાં તદન નવરોજ છું. આખો દિવસ એવો કંટાળો આવે છે!" કિસને આળસ મરડતાં કહ્યું,

"એક કામ કરીએ. મને કાલે રજા છે. આપણે બે જણાં કોઇ જગ્યાએ જઇએ, પીકનીક કરીશું." સદાએ ઉત્સાહમાં આવતાં કહ્યું.

"હા, સરસ !"

"કાલે બપોરે જઇએ!"

અને બને જણા ઉઠયા ગાડીમા બેઠા પછી, સદા ક્યાં સુધી કૈ બોલી નહી. સીનેમાએ સદાના મગજને ગેલુ કરી નાખ્યુ હતુ. વેશ્યાઓને મળતા આવેક ઓછા, બદનામા સમાજ તેમની પાસેથી કેટી સખ્ત કિમત લે છે, તેનો વિચાર કરતા તેને કમનમા આવ્યા

"કેમ શુ થયુ ?" કિસને સચિત પુછ્યુ સદાના મૃદુ હૃદયની પ્રતીતિ તેને સીનેમામા થઇ હતી, એટલે તેની ચિતા સ્વાભાવિક હતી.

"કૈ નહી."

"ત્યારે કમનમા કેમ આવ્યા ?"

"હુ વિચાર કરતી હતી સીનેમોનો. બીચારીને કેટલુ સહન કરવુ પડયુ ! જો પૈસો પાદરી ન હોત તો તેનુ આખુ જીવન લાગણીઓને દબાવી રાખવાના વ્યર્થ પ્રયત્નોમાજ જાત",

"વેશ્યામાં હૃદય હોય એ અપવાદ રૂપ માનવામા આવ્યુ છે." કિસને કહ્યુ

"આજ પુરૂષોની, સ્ત્રીઓની, સમાજની ભુલ થાય છે. માદેવ એ સ્ત્રીઓને મળેલી અણમોલ બક્ષીસ છે દરેક સ્ત્રીને હૃદય હોય છે અને તેપ નવનીતથી નરમ હતાય, વસત ઋતુના તાપ જેવુ ઉષ્ણ હોય છે દરેક સ્ત્રીને હૃદય હોય છે—અને પુરૂષો કરતા વધારે લાગણીવાળુ, વધારે પ્રેમભર્યુ હોય છે. હા, તે હૃદયને જીતવુ સહેલુ નથી, પણ તે હૃદય જેને મળે છે, તેને તદન મફત મળે છે, જેને નથી મળતુ, તેને પૈસા ખરચવાથી પણ નથી મળતુ" તે બોલતી એકદમ અટકી ગઇ, અને કિસન સામે તેણે જોયુ કિસન તેનુ કહેવુ એકચિતે સાભળતો હતો તે જોઇ, તેણે કહ્યુ, "મને લાગ્યુ કે હુ ઘેના જેવી બબડયા કરૂ છુ, અને તમે મારી મશ્કરી કરતા હશો, એટલે હુ બોલતી અટકી ગઇ"

કિસને સદામા આવો ફેરફાર ઘણી વખતે જોયો હતો. વાત

કરતાં કરતાં તે ઉશ્કેરાઇ જતી, અને પછી એકદમ અટકી જતી. "મશ્કરી શા માટે કરૂં ? તોયે મને એક વિચાર તો આવે છે. આવી હોત તમારા વિચારોમાં અને વર્તનમાં ફેરફાર શા માટે છે ? તમારી જોડે વાત કરતાં કોઇનેય લાગે કે તમે કશાકથી બીએ છો, ગભરાઓ છો. તેનું કારણું ?"

"ફરી ક્યારેક કહીશ. મારી હોસ્પીટલ આવી." કહી સદા ઉતરી ગઇ.

"કાલે ક્યાં મળશો?" કિસને બુમ પાડી. સદા પાછી આવી. "હા, તે તો હું ભુલીજ ગઈ ! ક્યાં મળીશું? તમને મારૂં ઘર તો ખબર નથી."

"અહીં આવું ?" કિસને સુચવ્યું.

"ના, ના, હું અહીં ત્યાં સુધી નહીં હોઉં. હા, એક કામ કરીએ. તમે પુરૂરવાભાઇને ત્યાં આવશો ? હું ત્યાં હઇશ."

"પુરૂરવા પાછો આવ્યો ?" કિસને આતુરતાથી પુછ્યું.

"નાં, પણ એ મને એમની ઓરડીની કુંચી આપી ગયા છે."

કિસનના હૃદયે એક ધબકારો ગુમાવ્યો. પુરૂરવા ઉપર તેને પળવાર અદેખાઈ આવી. પણ પુરૂરવાનો પૂજક તેને ફરી પુજી રહ્યો.

"સારૂં." કિસને કહ્યું, અને સદા જલ્દીથી હોસ્પીટલમાં ચાલી ગઇ.

## : ૩ :

રસ્તે જતા ઓસરી ગયેલી અદેખાઈએ કિસનના હૃદયમા ફરીથી પુર આણ્યા, પુરૂરવા સદાને પોતાની ઓરડીની કુંચી શા માટે આપી જાય? સદાનુ એક મિત્ર ચીતરાયું તે માટે પુરૂરવાની નજરમા સદા મારા કરતા વધી ગઈ? ના, પુરૂરવા એવી ખોટી કીમત તો ન કરે પણ તેયે આખરે પુરૂષ છે ને! સદા જેવી સ્વરૂપવાન અને તેના જેવા સ્વતંત્ર વિચારની છોકરી માટે કોઈ કે પણ કરવા તૈયાર થાય. પણ પુરૂરવાને તેમ કરવાનો શો હક્ક? તેણે તો સમાજનુ પુનરૂત્થાપન કરવાના વ્રતો લીધા છે, તેમ ન થાય ત્યા સુધી તેણે ભોગવિનાસો વર્જ્ય ગણ્યા છે, ત્યારે?

પણ વિશ્વામિત્ર જેવા તપ ઉપરથી લપસી પડ્યા, તો પુરૂરવા કેમ નહી? અને સદા—પુરૂરવા જેવા પુરૂષને મેળવવાને મેનકાથી વધુ વિનાસોની લાલચ બતાવે કેમ ન બતાવે? તે આજે જ કહેતી હતી કે તેની બેન તેના કોઈ મિત્ર સાથે રહેતી હતી. એવા શિથિલ

વાતાવરણમાં રહેતી સદાના નીતિ નીયમો પણ શા માટે શિથિલ ન બને?

'પણ નીતિ અનીતિ એમને શી? બન્ને જણાં તેમાં માનતા નથી. પુરૂરવા નીતિના ખોટા ખ્યાલોને તોડી પાડવા તલપાપડ થઇ રહ્યો છે; સદા—ભીખારણનું જીવન પણ ગાળી ચુકેલી, હમણાં નર્સનો ધંધો કરતી સદા, પોતાને આવા નીયમોથી પર માને છે.

'અને શા માટે નહીં? બંને યોગ્ય છે. બંને સમજુ છે, બંને જો એક બીજાને ચાહતા હોય તો ખરેખર આદર્શ યુગલ બની શકે. પુરૂરવા જાણીતો ચિત્રકાર છે; સદા સંગીત કુશળ છે......'

બીજે દિવસે વખતસર તે પુરૂરવાને ત્યાં ગયો ત્યારે સદા ત્યાં આવી ગઇ હતી; તે બારણામાં પેઠો ત્યારે સદા પોતાના ચિત્ર તરફ જોતી હતી. કિસન આવ્યો એટલે તે શરમાઈ, અને ચિત્રને ઢાંકી દીધું.

"તમારા ચિત્રને જોતાં હતાં?" કિસને મજાકમાં કહ્યું.

"હં. કેમ ન જોઇએ?"

"ના, જુઓને; પણ બહુ ન જોતા. નહીતો તેની શીક્ષા ખમવી પડશે!"

"શાની શીક્ષા?"

"એક ગ્રીક વાર્તા છે. એક રૂપવાન યુવક હતો. જંગલમાં ઉછરેલો, અને જંગલમાં ભટકેલો. એક દિવસે તે એક તળાવને કાંઠે આવ્યો, પાણી પીવા જતાં તેણે માથું નીચું કર્યું, ત્યાં તેણે તેનું મુખ જોયું. એવું સ્વરૂપવાન મુખ તેણે કોઇનું જોયું નહોતું."

"હા, મને એ વાત ખબર છે. પુરૂરવા ભાઇએ કહી હતી. પછી તે પાણી પીવાનું ભુલી ગયો, અને રાત દિવસ સૌ ભુલી તેનું મોઢું જ

જોયા કરતો ને આખરે તે મરી ગયો, અને તેનું શરીર એક કુવામાં ફેંકવામાં આવ્યું. એ-એને?" સદાએ આખી વાત કહી નાખી.

"હા." કિસને કહ્યું, પણ તે કહેવામાં ઉત્સાહ નહોતો. પુરૂરવાએ સદાને બધીજ વાતો કહી નાખી હોય, તેમ તેને લાગ્યું, અને તેને ફરી તેના ઉપર અદેખાઈ આવી. ખરેખર સદા તેને ચાહતી હોવી જોઈએ અને તેણે કબુલ કર્યું કે પુરૂરવા જેવો પુરૂષ કોઈ પણ સ્ત્રીને ચાહવા યોગ્ય છે.

"આપણે ક્યાં જઈશું?" સદાએ પુછ્યું.

"તમે કહો ત્યાં." કિસને કહ્યું. એને હવે લાગતું હતું કે તે ન આવ્યો હોત તો સારૂં.

"મને એક સરસ જગ્યાની ખબર છે" સદાએ કહ્યું. સદા ઉત્સાહથી એટલી પુલકિત હતી, કે કિસનને બીક લાગી કે તેનો ઉત્સાહ તોડી નાખશે. તેણે ઉત્સાહનો ડોળ કરતાં કહ્યું, "બહુ આગળ?"

"ના, એથીએ સારી જગ્યા છે. તમે તે જોઈને ખુશ થઈ જશો."

"એમ? ત્યારે તો બહુ સારૂં."

બન્ને જણ નીકળ્યા, પણ કિસનની મઝા રહી નહોતી. રસ્તે વાત કરતાં, ફરી એકવાર પુરૂરવાનું નામ આવ્યું ત્યારે તો કિસન લગભગ લાલ પીળો થઈ ગયો. પણ શિષ્ટતા ખાતર તેણે સદા ઉપર રોષ ન કાઢ્યો. પણ તેનું મન તો ચણચણી રહ્યું.

સદાએ જે સ્થળ શોધી કાઢ્યું હતું તે ખરેખર રમણીય હતું. મુંબઈની આજુબાજુ આવી સરસ જગ્યા છે, એનો, ધોધાટમાં વસતા મુંબઈગરાઓને સ્વપ્ને પણ ખ્યાલ ન આવે. વડાદાર વૃક્ષોના ઝુંડોનો છાયો, એક નાના સરખા ટેકરા ઉપર પડી રહ્યો હતો તેના ઉપર બન્ને જણ ગયા. ભર ઉનાળામાંય ત્યાં તાપ નહોતો. તેને બદલે ઠંડી લહેરીઓ આવતી હતી.

કિસન પોતાની અદેખાઈ ભુલી ગયો. આ સ્થળનો પ્રભાવજ

એવો હતો કે કોઇના પણ મનની અશાંતિ થોડા વખત માટે તો દૂર કરી નાંખે.

"ઘણીજ સરસ જગ્યા છે!" કિસને કહ્યું.

"એમને!" સદાએ કહ્યું: તે તો ખુશ ખુશ થઇ હતી. "હવે આપણે શું કરીશું?" તેણે જમીન ઉપર લેટતાં કહ્યું.

"તમે ઉંઘી જાઓ. હું સંભાળ રાખીશ." હસતાં હસતાં કિસને કહ્યું.

"આવી જગ્યાએ આંખો મીંચી પડી રહેવું એ આ જગ્યાનું અપમાન કરવા બરાબર છે." તેનું મોંઢું આનંદથી હસી હસી રહ્યું હતું. તેની આંખો જાણે આખી સૃષ્ટિ પોતાનામાં સમાવી દેવાને વિશાળ થઇ હતી.

"અને તે છતાંય તમે પડી રહ્યા છો?" કિસને કહ્યું.

સદા એકદમ બેઠી થઇ. "થયું? હું બેઠી થઇ."

"છતાંય હજી પડી તો રહ્યાંજ છોને!"

આ સાંભળતાં સદા ઉભી થઈ. "હવે તો નાચવાનું બાકી છે.' તેણે જોરથી ફેર ખાધા, અને ધબ્બ લઇને પડી.

કિસન સફાળો ઉઠયો, અને સદા પાસે ગયો સદા સફેદ પુણી જેવી થઇ ગઇ હતી. "સદા શું થયું?"

સદાએ ધીરેથી આંખો ઉઘાડી, અને હસી. "કંઇ નહી, ચક્કર આવ્યાં, અને પડી."

"ત્યારે ફેર ખાધા શા માટે?"

"ફેર ખાવા માટે. આ જગ્યામાં હું તેમ ન કરું તો મુંબઇમાં મને કોઇ કરવા દેવાનું હતું?" તેણે બેઠાં થતાં કહ્યું, પણ તેને ફરી ચક્કર આવ્યા અને પડવા જેવી થઇ રહી. કિસને તેની કમર પાછળ હાથ મુકી તરત પકડી લીધી, અને ધીરેથી જમીન પર સુવાડી, હાથ લઇ લીધો.

સદાએ તે હાથ પોતાના હાથમા લીધો અને પોતાના માથા ઉપર મુકયો કિસન ચમકયો માથા ઉપર મુકેલો હાથ પપુ ધ્રુજયો.

સદાએ તેના તરફ જોયુ, અને સ્મિત કર્યું તેની હમેશા શાંતિ દેખાડતી આખોમા મસ્તી આવી હતી. તેના અર્ધા બીડેલા હોઠ પ્રેમ ઉચ્ચારી રહ્યા હતા.

કિસને માથા ઉપર હાથ ફેરવ્યા કર્યો સદા જાણે સ્વર્ગનુ સુખ મહાલી રહી હોય તેમ અર્ધી આખો મીચી પડી રહી. કિસનનુ હૈયુ ધડકતું હતું તેનો હાથ પત્રનતજ ચાલતો લોહીની ત્વરિત ગતિથી તેનુ મગજ બહેર મારી ગયુ હતુ તેણે સદાનુ માથું બે હાથે ઉચકી પોતાના ખોળામા મુકયુ

સદાએ આખો પુરી ઉઘાડી, અને ક્ષણભર કિસન તરફ જોઈ ફરી બધ કરી દીધી, અને કિસનના હાથો ઉપર પોતાનો હાથ મુકી દાબ્યો તેના હોઠમાથી સુખનો એક નીશ્વાસ નાખ્યો

કિસનનુ હૈયુ હાથ ન રહ્યુ તેણે તે પોતાની બાથમા લીધી, અને તેના ઓઠ ઉપર ઉન્માદ ભર્યું ચુબન લીધુ

ઝાડની છાયા તેમના ઉન્માદભર્યા વર્તન તરફ ક્ષમાશીલતા દાખતી, તેમને ઢાકી રહી

: ૪ :

થોડી મીનીટમાં જાણે તેમનુ નવજીવન થયુ હોય, શ્વાસ લેતાયે ફરી શીખ્યા હોય નવાજ જગતમાં જન્મ્યા હોય તેમ તેમને લાગ્યું એક બીજાના હાથોમા હાથ રાખી, એક બીજાના ખભા સાથે ખભા અડાડી, માથા સાથે માથા ઢાળી તેઓ ક્યાં સુધી બેસી રહ્યા.

બન્ને જણાએ સાથે સુખ અને નિરાતનો નિશ્વાસ નાખ્યો, તે નિશ્વાસ સાભળતા બન્ને ચમકી ઉઠ્યા, ઉન્માદનિદ્રા પુરી થતા, તેઓ ફરી સાવધ બની રહ્યા. સરા ઉભી થઇ, અને પોતાના કપડા ઠીક કર્યા, કિસન ન સમજાય ગડ એવી વિચિત્ર લાગણી અનુભવી રહ્યો

ફરીથી એક નિશ્વાસ નાખતા સરાએ કહ્યુ, "કેટલો તાપ પડે છે! હુ ધારતી હતી, તેટલી આ જગ્યા ઠંડી નથી", તેણે થોડે દૂર આવેલા નિર્જન ઝરણા તરફ આંખો ફેરવી. તેના પાણીની ઠંડક

તેને આકર્ષી; તે તરફ તે ચાલવા લાગી.

"સદા, તું કયાં ચાલી?" કિસને બુમ પાડી. કોણ જાણે શી રીતે તેના મ્હોમાં એકવચન આવી ગયું.

"આ ઝરણાંમાં જરા હાથ મ્હોં ધોવા." તેણે ફરી જોતાં કહ્યું.

કિસન ત્યાંજ પડી રહ્યો તેણે કર્યું હતું તેનું તેના મનમાં ધીરે ધીરે જ્ઞાન થવા લાગ્યું. 'સદાને હું કેટલી વખત મળ્યો? પાંચ છ વખત: અને તેટલા વખતમાં આવી નિકટતા સંભવે!' તેનું મન માનતું નહોતું. તેને હજી ખાત્રી થઇ ન હોતી કે સદાને તેણે હૃદય સાથે ચાંપી છે, તેના હોઠને, ગાલને, આંખોને વાળોને ચુમ્યાં છે.

રોમે રોમને સદાના શરીરનો સ્પર્શ સ્મરણમાં હતો. હજી તેઓ તેને સ્પર્શે વિકસિત થવા વ્યાકુલ હતા. સદાની આંગળીઓ સાથે ગુંકળાએલી તેની આંગળીઓ તે સંબંધ અનુભવવા આતુર હતી. તેના હાથો તે મુલાયમ શરીરને આલીંગવા, જકડવા તલપી રહ્યા હતા.

"ઝરણામાં હાથ મોં ધોવા ગઈ છે! તે યે ઝરણાં જેવીજ છે. ઘડીકમાં શાંત, મધુર અવાજ કરતી, રણકતી ઠણકતી; ઘડીકમાં વેગવતિ, ઉલ્લસિત, નૃત્ય કરતી, ચલતીના ઠેકા સાથે વહેતી: કદિ તેનો રવ વાંસળી જેવો શુદ્ધ, કદિક સારંગી જેવો તીવ્ર, કદિક કલેરીઆનેટ જેવો ઘેરો: પળેપળ જુદો વેગ, જુદો ધ્વનિ, જુદી ક્રિયા: શું પુરૂરવા આને શક્તિનું સ્વરૂપ કહેતો હશે?

"પુરૂરવા! એ નામ મને હમણાં કયાંથી યાદ આવ્યું. પુરૂરવા! એ કયાં હશે? એ સદાને ચાહતો હશે? સદા એને ચાહતી હશે? અને જો તેમ હોય તો મારૂં સ્થાન ક્યાં? શું હું બેને જુદાં પાડતો હઇશ?

"સદાને મારે પહેલી તકે પુછવું જોઇએ. પુરૂરવાની પ્રિયતમાના ચરણ સીવાય હું ક્યાંય સ્પર્શ ન કરી શકું.

"અને તે છતાય સદા વિના કેમ રહેવાય? સદા વિના, સદાના સાહચર્ય વિના, તેની ગેરહાજરીમા કેમ જીવાય?" થોડા કલાકમા સદા એના જીવનનો, શરીરનો, આત્માનો એક ઉપયોગી ભાગ થઈ ગઇ હતી, તેનો તેને હમણાજ ખ્યાલ આવ્યો

"સદા! સદા!" તેનુ નામ બોલવાનુ સુખ અનુભવવાને માટે તે બોલ્યો

સદા જ્યારે ઝરણા પાસે આવી, ત્યારે તેનું આખુ શરીર ધ્રુજતું હતુ. નવી લાગણીઓ, અણજાણી, ગભરાવી નાંખતી ઊર્મિઓ તેના શરીરના લોહીને જુદોજ વેગ આપતી હતી તેની નાડીઓ જુદીજ રીતે ફરકતી હતી તેના અવયવોમા નવુ જ જોમ આવ્યું હતુ તેના હાથ પગની આંગળીઓ કોઇ મહાતાડવ માટે સળવળતી હતી

તેણે ધાર્યું હતુ તેનાથી ઉ ડુ પાણી હતુ તેણે પગ મુક્યો, અને તે છેક ઘુ ટણ સુધી પાણીમા પેસી ગયો તેણે જલદીથી તે લઇ લીધો, અનેબીજી છીછરી જગ્યા શોધવા માંડી. થોડે દુર જતાજ તેને એવી જગ્યા મળી

જે પાણીમા પગ મુકવા જતી હતી, ત્યા થભી ત્યાનુ પાણી આયના કરતાયે વધારે સ્વચ્છ હતુ. લગભગ પાણીમા મુકાએલા પગનુ પ્રતિબીબ તેમા તેને સ્વચ્છ દેખાયુ તેને નાર્સીસસની-ગ્રીક યુવાનની વાર્તા યાદ આવી. પોતાનુ શરીર નવા અનુભવો અનુભવી રહ્યુ હતુ, તે જોવાની તેને કુતુહલતા થઇ. તેણે આજુબાજુ જોયું, કોઇ હતુ નહી, ફકત એક ખીસકોલી એક ઝાડ ઉપર ચડઉતર કર્યા કરતી હતી

જમીન ઉપર સુઈ જઇ, તેણે તકતા જેવા પાણીમા પોતાનુ મોઢું જોયું, અને એક આઘાત અનુભવ્યો, તેના માથાના વાળ વીખરાએલા હતા તેનુ મોઢુ સુજી ગયુ હતું, તેના ગાલ ફુલી ગયા હતા, તેણે

પોતાનું માથું ખેંચી લીધું, અને મોઢા ઉપર હાથ ફેરવ્યો. તેને તો મોઢામાં કંઈ ફેરફાર ન લાગ્યો.

પોતાને ઠગવા માટે તેને પાણી ઉપર ગુસ્સો ચઢયો. પાસે પડેલો એક પત્થર લઈ તેણે પાણીમાં નાંખ્યો. પણ તે પાણીમાં પડવાને બદલે ત્યાં એકઠા થએલા કાદવમાં પડયો; અને તે કાદવના છાંટાએ પાણીને ડહોળી નાંખ્યું, એટલુંજ નહીં, પણ તેના શરીર ઉપર પણ ખાસ્સા ડાઘા પાડયા. તેણે આજુબાજુ જોયું, અને તે જાણીને સંતોષ પામી કે તેની મુર્ખાઈ પર હસનાર કોઈ નહોતું. તે પોતેજ પોતાની મુર્ખાઈ પર હસી.

તેટલેથી એ ગુસ્સાનું પરિણામ પુરૂં થતું નહોતું. તેના શરીર પર અને લુગડાં પર પડેલા ડાઘા હજી તેમને તેમજ હતા. ઝરણાનું ઠંડુ અને સ્વચ્છ પાણી તેને સ્નાન માટે કયારનું આકર્ષી રહ્યું હતું પણ હવે તો તેને તેમ કર્યા વિના છુટકોજ નહોતો.

થોડે દૂર ઝાડી હતી ત્યાં આગળ એ ઝરણું પણ સહેજ ઉંડુ હોય એમ તેને લાગ્યું. તે ત્યાં ગઈ અને કાન માંડયા. બધું શાંત હતું. પક્ષીઓ પણ પોતાના માળામાં નહોતાં. તેણે ત્યાં પોતાનાં કપડાં કાઢયાં, અને પોતાના નગ્ન શરીર તરફ દૃષ્ટિ ફેંકી. કાદવથી ખરડાએલી પ્હાની; સફેદ પગ, ગોરા ઘુંટણ, આરસ જેવી જાંઘ પાતળી કમર, ધવલગિરિના શિખર સમા શુભ્ર, ચળકતાં છતાં નાનાં સ્તન: કોઈ પણ સ્ત્રીને ગર્વીષ્ઠ બનાવે તેવું તે શરીર હતું: ગર્વથી તેણે આજુ બાજુ જોયું. તેના ગર્વને કે તેના ગર્વ આપે એવા શરીરને જોનારૂં કોઈ નહોતું.

તે ઝરણામાં ઉતરી. ગળા સુધી પાણી મેળવવા તેને લગભગ અર્ધે જવું પડયું: ઘુંટી સુધી પગ કાદવમાં પેસી ગયા હતા. કોઈ પણ ઉત્કાપંત અનુભવ્યાં વિના રહેલી નાની માછલીઓને આ નવી આફત જોઈને ગભરાટ છુટયો અને આમતેમ નાસવા લાગી.

પણ સદાને કયાં દરકાર હતી? કેટલાય દિવસે તેને આમ છુટથી નહાવાનું મળ્યું હોવાથી તે સઘળું વિસરી ગઈ. પોતાના નરમ શરીરને દાબી દાબી, મસળી મસળી, તેણે પોતાનો થાક ઉતારવા માંડયો.

સફેદ રેખાઓ વ્યર્થ શોધી રહી.

થોડીવારે તેને તે ઘટામાંથી સદા આવતી દેખાઇ–જાણે વન-રાજીમાંથી ઉદ્દભવ પામતી વનદેવી–ફક્ત તેના શરીર પર ન હતાં વલ્કલ, કે કુસુમોનો શૃંગાર.

"કેટલું નહાઇ! લગભગ બેએક કલાક થયા હશે." ઠપકો આપતાં કિસને કહ્યું.

"મને તો ધ્યાન ન રહ્યું. પણ પાણી ઘણું ઠંડુ હતું." તેણે ધ્રુજતાં કહ્યું,

"ટાઢ દુર કરવાનો એક રસ્તો છે, તારે થોડું દોડવું જોઈએ!" કિસને સુચવ્યું.

"હા. એ ઘણું સરસ!" સદાએ કહ્યું, અને જ્યાં સુધી સદા થાકીને બેસી ન ગઇ ત્યાં સુધી બંન્ને જણાં દોડયાં. કિસને તેને ઉભી કરી. તેના શરીરની ઉષ્ણુતાએ તેના શરીરમાં રોમાંચ આણ્યાં.

પાછાં જતાં ટ્રેનમાં સદા ઉંઘી ગઇ. ઉંઘમાં કિસનના ખભા ઉપર તેનું માથું ધીરેધીરે આવ્યું. તેના સ્પર્શે કિસનની બેચેની વધવા લાગી. તેણે સદા સામે જોયું. સદાના મોંઢા ઉપર જુદાજુદા ભાવો આવતા જતા જોઇને કિસનનું લોહી નૃત્ય કરતું વહેવા લાગ્યું. તેના મગજમાં હથોડા પડતા હોય તેમ તેને લાગ્યું.

તે આખા ખાલી ડબ્બામાં તે એકલો બેસી રહ્યો. ઘડીકમાં તે સદા તરફ જોતો, ઘડીકમાં બારી બહારના દેખાવમાં રસ લેવાનો પ્રયત્ન કરતો. તે છતાંય એક જાતની બેચેની તો તેનામાં વધતીજ ગઇ. તેનું માથું વધારેને વધારે દુખતું ગયું, તેનું ચિત્ત વધારેને વધારે શુન્ય થતું ગયું. તેને લાગ્યું કે આખો દિવસ તડકામાં ફરવાથી તેમ થયું હશે.

ઉતરવાનું સ્ટેશન આવતાં તેણે સદાને ઉઠાડી અને સદાનો

લગ્ન કરીશુ, અને જો તમે પણ હજુ ન્યાતના કુંડાળાઓમા માનતા હશો, તો અમે બી. એ થઈશુ ત્યા સુધી થોભીશુ, અને પછી પરણશુ" કિસને પોતાની યોજના કહી સભળાવી.

' એ છોકરી કોણ છે? હું તેને ઓળખુ છુ?"

"હા તમને યાદ છે? ગયે વર્ષે હું એક જણને ત્યા સગીતની મીજલસમા ગયો હતો, અને ત્યા પડી ગયો હતો? જેને ત્યા ગયો હતો તે છોકરી—"

"સરોજ ને?"

"હા"

"તે છોકરી વિષે ઘણી વાતો થાય છે, તેની તને ખબર છે?" હૃદયના એકએક તતુઓને તોડતા તોડતા જનકરાયે પ્રશ્ન પુછયો, અને પછી તરત થયુ કે તે પ્રશ્ન ન જ પુછયો હોત તો ઠીક થાત

કિસને થોડીક પળ શાન્તિ અનુભવી પછી જવાબ આપ્યો "હા"

"ત્યારે?" સહસા આ પ્રશ્ન જનકરાયના મોઢામાથી નીકળી ગયો. કિસનનો ક્ષોભ અને વ્યાકુળતાની વરાળ બહાર નીકળી, "કાકા, તમે આ શા પ્રશ્નો પુછો છો? તમને મારી સમજ ઉપર વિશ્વાસ નથી? તમે ધારો છો, એવી જો તે છોકરી હોતતો તમે માનો છો કે હુ કદી આકર્ષાત?"

"મીનં અનુભવી લોકો ઘણી વખત પીત્તળને સોનુ કહે છે" પોતામા આના ટાઢા નાખ્યો કરી શકતા જેટલી કુવત છે, તેનુ ભાન થતા જનકરાયને દુ:ખ થયુ

"ખરા કાકા, તમે અનુભવી છો, તમે એને મળજો, તમે એને પ્રશ્નો પુછજો, તેની ઉલટપાલટ તપાસ કરજો, તેની કસોટી કરજો, અને પછી તમને એ પીતળ નહી પણ સોનુ લાગે તો? તો પછી તમે અમારી પડખે ઉભા રહેશો? અમને સહાય આપશો?" ઉત્સુકતાથી કિસને પુછ્યુ

આગ્રહ હોવા છતા પોતાની તબીએત નરમ છે એમ કહી જતા રહેવા માટે બહાનુ કાઢ્યુ

"તમે મારે ઘેર ચાલો હુ એવી સરસ ચા કરીને પીવડાવીશ કે તમારી તબીએત સારી થઇ જશે" મદાએ આગ્રહ કરતા કહ્યું "ના, ના. ઉલટી રાતની ઠડીથી મારી તબીએત બગડશે," કિસને દયાજનક સ્વરે કહ્યુ

"પણ હુ નર્સ છુ. દરદીની સુશ્રુષા હુ જેવી સારી રીતે કરી શકુ, તેવુ બીજુ કોઈ નહી કરી શકે"

હા, ના, કરતો તે મદાને ત્યા ગયો, મદાનુ ઘર એક ગલીમા બે ત્રણ દાદર ચઢ્યા પછી આવ્યુ, ઓરડો સાધારણ મોટો હતો, અદર ગોઠવેલુ ફર્નીચર એક સ્ત્રીની કલાનુ દિગ્દર્શન કરાવતુ હતુ અદર ટાગેલા કેટલાક ચિત્રો અનેક સ્થળેથી એકઠા કર્યા હોય એમ દેખાતુ હતુ

કિસનને સોફા પર બેસાડી, મદા અદર ગઇ અદરના ઓરડામા તે કપડા બદલતી હતી, તીવ્ર બેચેનીથી તીવ્રતા અનુભવી રહેલા કિસનના કાનોથી સભળાતો હતો. સાથે સાથે કૈક તે ગાયનની લીટી ગાતી હતી તેમ સભળાતુ હતુ.

તેની આંખોમાં લીલાં ચક્કરો દેખાતાં હતાં. તેનાં કાનોમાં તોફાની મહાસાગરનો ઘુઘવાટ ફેલાવા માંડયો હતો. તેનું માથું તોફાનનાં વમળમાં પડેલી નાવની માફક ઘુમતું હતું.

યુગો વહી ગયાં પછી તેને સદા ચ્હા લઇ આવેલી દેખાઇ: "ચ્હા પીશો, એટલે તમને ઠીક લાગશે."

કિસને ધ્રુજતાં હાથે ચ્હા લીધી, અને પીવા માંડી. "તમે શો વિચાર કરો છો તે હું જાણું છું."

કિસનનું મન જરા શાંત થયું હતું. લીલાં ચક્કરો આંખ આગળથી જતાં રહ્યાં હતાં. કાનોમાંનો ઘુઘવાટ દૂર થયો હતો. "શો વિચાર કરૂં છું?"

"તે તમને કહેવાની શી જરૂર?" સદાએ આંખો નચાવતાં કહ્યું.

"પણ મનેજ ખબર નથી કે હું શો વિચાર કરૂં છું."

"તે હું સારી રીતે સમજું છું."

કિસન જે હોઠમાંથી એ શબ્દો નીકળ્યા હતા, તે તરફ જોઇ રહ્યો. એજ રાતા, ભરેલા હોઠોને તેણે બપોરે ચુમ્યા હતા.

તે ઉભો થયો. તેને તે હોઠો લોહચુંબક માફક ખેંચતા હતા, છતાં તેણે કહ્યું, "હું હવે જઇશ!."

"કેમ ઉતાવળ છે?" વીજળીની રોશની સદાની વિશાળ આંખોમાં અજબ રીતે ચમકતી હતી. તે પાસે આવી, અને કિસનની પાસે ઉભી રહી.

આકર્ષણ અસહ્ય થતું હતું. કિસનને લાગ્યું કે કોઇ તેની ગળચી દાબતું હતું. "હા, ઉતાવળ તો ખરીજ ને!" તેણે એવા ખોખરા અવાજે કહ્યું કે તેનેજ પોતાના અવાજ માટે આશ્ચર્ય થયું.

"ઉતાવળ શાની?" આંખો ચમકાવતાં સદાએ કહ્યું, તેણે બારણાં

આગળ જઈ, કિસનને જતા અટકાવ્યો. પછી બારણાં બંધ કરી, કિસનનો હાથ પકડી, મોડા આગળ લઈ ગઈ "અહીં બેસો!" હાથ ખેંચી તેણે કિસનને પોતાની પાસે મોઢા ઉપર બેસાડ્યો, અને તેની ટોપી તેને માથેથી ઉતારી બાજુ ઉપર મુકી

કિસનનું હૈયું હથોડા મારતું હતું તેનું શરીર એક સાથે ગરમી અને શીત અનુભવતું હતું તેનો શ્વાસ જલદીથી ચાલતો હતો જાણે જીવનના બધા શ્વાસોચ્છ્વાસ એકદમ ખતમ થઈ જવાની ઉતાવળમાં હોય તેમ

તેની આંખો કશા તરફ જોઈ શકતી નહીં. બધી ચીજોના પ્રમાણ, કદ, અને આકાર વિચિત્ર દેખાતા તેને હાથે પગે ઝણઝણી ચઢી હતી જીભ પર કાટા પડ્યા હતા બોલવાનો પ્રયત્ન કરવા છતા હોઠમાંથી કંઈ અવાજ નીકળતો નહોતો, રક્ત ઊંડ હાલ્યા

તેણે દ્રષ્ટિ સ્થિર કરી, સના તરફ જોયું મહા સ્વર્ગના સ્વપ્નો જોતી હોય તેમ આંખો બંધ કરી પડી હતી શું તેને દુઃખ થઈ, મઝા કરતી હતી? ઉંદરને રમાડતી, બીલાડી તેના લોહીના સ્વાદ ચાખતી હતી?

જાણે સના ખુનનો તરસ્યો હોય, તેમ તેણે સનાને પોતાની પાસે ખેંચી, એટલા ઝનુનથી તેની આંખે, ગાલે, હોઠે, ગળે, બાલે બોસા ઉપર બોસા દીધા

સ્વર્ગનું સ્વપ્ન નહી, પણ સ્વર્ગ જ અનુભવતી હોય તેમ ખુશીથી સના તેના હાથમાં પડી રહી નશો પુરો ચઢ્યો ત્યાર પછી શું થયું તેનું કિસનને ભાન ન રહ્યું.

નીચે ગલીમાં કોઈ લલકારતું હતું,

તુમ્હીને દર્દ દીયા હય તુમ્હી દવા દેના.

: ૬ :

બીજે દિવસે કિસનની આંખો ઉઘડી ત્યારે એને નવાઈ લાગી. કોઈના અપરિચિત ઓરડામા તે સુતો હતો. તે બેઠો થયો, અને તેની પાસેજ તેણે સદાને સુતેલી જોઈ.

ઉષા ઉગે ત્યાર પહેલાના અણવિકસ્યા કમળની કળીની માફક તે સુતી હતી. વીખરાએલા બાળની કેટલીક લટો તેના કપાળ અને આંખ પર આવી, જાણે 'નજરની સંભાળ રાખતી હોય એમ લાગતું.

એ કળીને ચુંબનની ગરમીથી વિકસાવવાની ઇચ્છા અટકાવી, તેણે નળ શોધી કાઢયો, અને હાથ મો ધોયા, સામે આયનો લટકતો હતો, તેમા તેનુ મો જોયુ. તેને સહેજસાજ ભાન હતું કે રાતે તેને તાવ આવ્યો હતો. અને તેણે આશા રાખી હતી કે તેનુ મોઢુ નિસ્તેજ થઈ ગયું હશે પણ આયનાએ જુદીજ ગવાહી આપી. તેના મોઢા ઉપર "તદન વિચિત્ર!" તે બબડયો, અને બહારના ઓરડામા આવ્યો

સદા હજી ઉંઘતી હતી. ફરીથી એ શાંત સરીતાને જગાડવાની તેને લાલચ થઇ આવી. તે ધીરે પગલે તેની પાસે ગયો, અને કપાળ અને આંખ પરની લટો બાજુ પર ખસેડી, નીચો વળી તેના હોઠને ચુમવા ગયો.

તેજ પળે, સદાએ આંખ ઉઘાડી કિસન ચમક્યો. અને પાછો જવા જતો હતો, પણ સદાના હાથો તેને ગળે વીંટળાઇ વળ્યા, એટલે કિસનની સાથે સદા પણ ઉચકાઇ. પણ તેના નાજુક હાથમાં પોતાનું વજન સાહી શકવાનું બળ ન હોવાથી, તે નીચે પડી. "કેવા મસ્તી ખોર છો!" કહી સદા પોતાનું માથું પંપાળતી ઉભી થઇ.

"તમે સવારે શું પીઓ છો?" સદાએ પુછયું.

"ગમે તે!" કિસને કહ્યું.

"મારૂં લોહી?"

"ઉહુંક. તે સીવાય કૈં પણ."

ગાતી ગાતી સદા અંદર ગઇ: કિસનને પણ ચેપ લાગ્યો. તે ણ તેજ રાગ બબડવા લાગ્યો. જીવન તેજ હતું, પ્રકાશ હતું. ની જીંદગીમાં નવી રોશની, નવું નુર પ્રવેશ્યું હોય એમ એને લાગ્યું.

તે પ્રભાત પછી, સંધ્યા કદિયે આવશે? તે તેજ પછી અંધકાર આવશે? કે એક વખત સૃષ્ટિનો ક્રમ બદલાશે? કુદરતનો નિયમ એક માનવીના સુખ માટે ફરશે? કુદરતને યે તેની ખબર નહીં હોય.

તેને તે વખતે ઘણીએ ઇચ્છા થઇ કે જો તેનામાં પુરૂરવા જેટલું જ્ઞાન અને ઉચ્છૃંખલતા હોત તો મંગલદાસને આટલું બધું બોલવા ન દેતાં વચ્ચેજ કહી દેત કે "મંગલદાસ શેઠ, હવે તમે વેપાર કરવો બાજુ પર મુકી, પકવાન્નશાસ્ત્ર ઉપર બે ચાર ગ્રંથો લખો." પણ તેનામાં એ શબ્દો વ્યક્ત કરવાની હિંમત નહોતી. તેને ફરી પોતાની નિર્બળતા ઉપર તિરસ્કાર આવ્યો.

જમી રહ્યા પછી મંગલદાસ પોતાને કામ છે, એમ કહી ચાલ્યા ગયા. કિસન અને મોહિની દિવાનખાનામાં ફરી પાછા એકલા પડ્યા.

'અરે, હું તમારે માટે આજે ભેટ લાવ્યો છું, તે તો ભુલીજ ગયો" કિસનને વાત કરતા એકાએક યાદ આવ્યું. ઉત્કંઠાથી મોહિનીની આંખો ચમકી ઉઠી. કિસને પોતાના ગજવામાંથી નાનીશી ડબ્બી કાઢી, અને ઉઘાડી. અંદર સ્વસ્તિક જડેલી સોનાની સાડીની પીન હતી. તેણે તે મોહિની આગળ ધરી.

મોહિનીની ઉત્કંઠા દુર થઇ, અને કોઇ વિચિત્ર તરેહનો અણગમો મોહિનીના મોઢા ઉપર કિસનને દેખાયો. "શું મેં આ ચીજ પસંદ કરવામાં ભુલ કરી?" એવો વિચાર કિસનને આવ્યો, પણ તેણે મોહિનીના મોંઢા ઉપરથી તે અણગમો જતો રહેતાં જોયો અને તેને સંતોષ થયો.

"સરસ છે." મોહિનીએ કહ્યું, અને પાસેની ટીપાઇ ઉપર તે ડબ્બી મુકી. કિસનને ફરી લાગ્યું કે તેણે આ ભેટ લાવવામાં ભુલ કરી હતી. તેણે શું લાવવું જોઇતું હતું? કોણ જાણે. જગતમાં તેને હજુ ઘણું શીખવાનું બાકી હતું.

શી વાત કરવી તે તેને સુઝી નહીં. એકાએક તે સાડીની પીન ઉપર લગાડેલો સ્વસ્તિક જોતાં તેને એક વિચાર સુઝી આવ્યો. "તમને ખબર છે, મોહિની બેન, કે આપણાં હિંદમાં સ્વસ્તિક એ શાંતિનું ચિહ્ન મનાય છે?" તેણે કહ્યું. મોહિનીને તે વાતમાં

રસ પડયો છે, તે જોઇ તેને વધારે ઉત્સાહ આવ્યો, "અને જર્મનીમા એજ સ્વસ્તિક એના એક પક્ષનુ ચિહ્ન છે, કે જે પક્ષ એક હથ્થુ સત્તામા માને છે, એટલુ જ નહી પણ જો સામ ... પ્રજા એ સત્તામા ન માને તો તે પ્રજાને હથીઆરના બળ વડે પણ તે સત્તામા માનતી કરવી એમ એ પક્ષ માને છે"

"એ કયો પક્ષ? હમણા છાપાઓમા હુ જર્મનીની ચુંટણી વિષે વાચુ છું તો ખરી, પણ મને કે સમજ નથી પડતી"

"એ બધી વાતો સમજાવવા તો ઘણો વખત લાગશે, પણ એક વાત તો તમારે જાણવીજ જોઇએ જર્મની એ એક એવો દેશ છે કે જ્યા હથિયારોના ખણખણાટ કદિ પણ અટકયા જ નથી આથી ત્યા આગળના પક્ષોની મુખ્ય માન્યતાઓ બીજા દેશોની માફક તેમની આર્થિક વળણ ઉપર બંધાએલી હોતી નથી, પણ રાજકીય અને ધાર્મિક વળણ ઉપર બંધાએલી હોય છે અને નાઝી પક્ષ એ એક એવો પક્ષ છે, કે જે એમ માને છે કે જર્મનીમા તેમની સત્તા જામે તો જર્મની જર્મનોને બીજા મહાયુદ્ધ માટે જોતજોતામા તૈયાર કરી દે. જગતમા સામ્રાજ્ય સ્થાપનાની ઇચ્છા એ પક્ષની મહત્વકાંક્ષા છે. લશ્કરી છીતો મેળવવી, અને બીજા રાષ્ટ્રોને લશ્કરી બળથી નમાવવા એ તેનુ મુખ્ય ધ્યેય છે' કિમને સમજાવતા કહ્યુ

"અને એ ધ્યેય તેઓ મેળવી શકશે?"

"તદ્દન અશક્ય સામ્રાજ્યો સ્થાપવાના દિવસો વહી ગયા છે. હવે તો દુનીઆના નાનામા નાના દેશને સ્વાતંત્ર્ય જોઇએ છે–અને ઉપરાત જગતમા એક એવી ચળવળ પગ પેસારો કરી રહી છે કે જે સામ્રાજ્યવાદનો અંત ઇચ્છે છે તે ચળવળ એક ધર્મ જેવી છે જેમ નઝરેથના એક પુરૂષના ગુનાકરે તેના મૃત્યુ પછી બસો વર્ષમા દુનીઆમા સાર્વભૌમ ધર્મ પ્રસરાવ્યો, તેમ કાર્લમાર્ક્સ

તેને તે વખતે ઘણીએ ઇચ્છા થઈ કે જો તેનામાં પુરૂરવા જેટલું જ્ઞાન અને ઉચ્છૃંખલતા હોત તો મંગલદાસને આટલું બધું બોલવા ન દેતાં વચ્ચેજ કહી દેત કે "મંગલદાસ શેઠ, હવે તમે વેપાર કરવો બાજુ પર મુકી, પકવાન્નશાસ્ત્ર ઉપર બે ચાર ગ્રંથો લખો." પણ તેનામાં એ શબ્દો વ્યક્ત કરવાની હિંમત નહોતી. તેને ફરી પોતાની નિર્બળતા ઉપર તિરસ્કાર આવ્યો.

જમી રહ્યા પછી મંગલદાસ પોતાને કામ છે, એમ કહી ચાલ્યા ગયા. કિસન અને મોહિની દિવાનખાનામાં ફરી પાછા એકલા પડ્યા.

'અરે, હું તમારે માટે આજે ભેટ લાવ્યો છું, તે તો ભુલીજ ગયો" કિસનને વાત કરતા એકાએક યાદ આવ્યું. ઉત્કંઠાથી મોહિનીની આંખો ચમકી ઉઠી. કિસને પોતાના ગજવામાંથી નાનીશી ડબ્બી કાઢી, અને ઉઘાડી. અંદર સ્વસ્તિક જડેલી સોનાની સાડીની પીન હતી. તેણે તે મોહિની આગળ ધરી.

મોહિનીની ઉત્કંઠા દુર થઇ, અને કોઇ વિચિત્ર તરેહનો અણગમો મોહિનીના મોઢા ઉપર કિસનને દેખાયો. "શું મેં આ ચીજ પસંદ કરવામાં ભુલ કરી?" એવો વિચાર કિસનને આવ્યો, પણ તેણે મોહિનીના મોંઢા ઉપરથી તે અણગમો જતો રહેતાં જોયો અને તેને સંતોષ થયો.

"સરસ છે." મોહિનીએ કહ્યું, અને પાસેની ટીપઇ ઉપર તે ડબ્બી મુકી. કિસનને ફરી લાગ્યું કે તેણે આ ભેટ લાવવામાં ભુલ કરી હતી. તેણે શું લાવવું જોઇતું હતું? કોણ જાણે. જગતમાં તેને હજુ ઘણું શીખવાનું બાકી હતું.

શી વાત કરવી તે તેને સૂઝી નહીં. એકાએક તે સાડીની પીન ઉપર લગાડેલો સ્વસ્તિક જોતાં તેને એક વિચાર સુઝી આવ્યો. "તમને ખબર છે, મોહિની બેન, કે આપણાં હિંદમાં સ્વસ્તિક એ શાંતિનું ચિહ્ન મનાય છે?" તેણે કહ્યું. મોહિનીને તે વાતમાં

"હા."

"કાકા! મારા મનને હવે નિરાંત વળી. મને ખાત્રી તો હતીજ કે તમે મને અણીને વખતે એકલો પડવા દેશો નહીં." કિસન ઉત્સાહમાં આવી ગયો.

"પણ ત્યાર પહેલાં તારે મને સરોજ વિષે ખાત્રી કરી આપવી પડશે." જનકરાયે હસતાં કહ્યું. તેમને મન હવે નિરાંત વળી હતી. કિસન જો સરોજને સારી ગણતો હોય તો, જો લોકવાયકા ખોટી હોય તો કિસન ગમે તેને પરણે તોયે જનકરાયને વાંધો ન હોતો. વળી, આ વાત નીકળતાં પહેલા તેમના મનમાં જે ઉચાટ હતો, તે યે આ વાતચીતને લીધે જતો રહ્યો હતો. હવે તે મોજમાં આવ્યો હતો.

કિસનને પણ જનકરાયની સહાયથી શાંતિ વળી હતી. તેણે ઉત્તર આપ્યો: "સારું, કાકા, કાલે હું તેને લઇ આવીશ, પછી તમારે જોઇએ તેવી ઉલટ પાલટ તપાસ કરજો."

તે રાત્રે જનકરાય અને કિસન ઘસઘસાટ ઉંઘ્યા—જનકરાય ખાસ કરીને, કારણ કે તેમના ધારવા પ્રમાણે તેમણે પોતાના નાના ભાઇને તેના સાંકડા વિચારો માટે નાનું શું ભાષણ આપતો એક કાગળ લખ્યો હતો.

"એ કયો પક્ષ? હમણા છાપાઓમા હુ જર્મનીની ચૂંટણી વિષે વાચુ છું તો ખરી, પણ મને કંઈ સમજ નથી પડતી"

"એ બધી વાતો સમજાવવાનો આ વખત નથી. પણ, એક વાત તો તમારે જાણવી જોઈએ. જર્મની એ એક એવો દેશ છે કે જ્યા હથિયારોના ખણખણાટ કદિ પણ બંધ થયા જ નથી. આથી ત્યા આગળના પક્ષોની મુખ્ય માન્યતાઓ બીજા દેશોની માફક તેમની આર્થિક વલણ ઉપર બંધાએલી હોતી નથી, પણ રાષ્ટ્રીય અને ધાર્મિક વલણ ઉપર બંધાએલી હોય છે. એ નાઝી પક્ષ એ એક એવો પક્ષ છે, કે જે એમ માને છે કે જર્મનીમા તેમની સત્તા જામે તો જર્મની જર્મનોને બીજા મહાયુદ્ધ માટે જોતજોતામા તૈયાર કરી દે. જગતમા સામ્રાજ્ય સ્થાપવાની લાલચે એ પક્ષની મહત્વકાંક્ષા છે. લશ્કરી છૂટ મેળવવી, અને બીજા રાષ્ટ્રોને લશ્કરી બળથી નમાવવા એ તેનુ મુખ્ય ધ્યેય છે" કિમને સમજાવતા કહ્યું

"અને એ ધ્યેય તેઓ મેળવી શકશે?"

"તદ્દન અશક્ય. સામ્રાજ્યો સ્થાપવાના દિવસો વહી ગયા છે. હવે તો દુનીઆના નાનામા નાના દેશને સ્વાતંત્ર્ય જોઈએ છે—અને ઉપરાત જગતમા એક એવી ચળવળ પગ પેસારો કરી રહી છે કે જે સામ્રાજ્યવાદનો અંત લાવે છે. તે ચળવળ એક ધર્મ જેવી છે જેમ નઝરેથના એક પુરૂષના અનુયાયીએ તેના મૃત્યુ પછી બસો વર્ષમા દુનીઆમા સાર્વભૌમ ધર્મ પ્રસરાવ્યો, તેમ કાર્લ માર્ક્સ

ના સુવાક્યો તેનાથીય ઓછા વખતમાં એના જેવાજ પણ ઓછો કલ્પનાશીલ અને વધારે ઘન એવો ધર્મ પ્રસારશે."

"સામ્યવાદ?"

"હા સામ્યવાદ પણ એ એક એવો ધર્મ છે કે જે ધર્મમાં ઇશ્વર નથી, સારૂં જગત તેનો ઇશ્વર છે. એમાં પણ મોક્ષનો માર્ગ બતાવ્યો છે-જન્મ પરંપરામાંથી મોક્ષ નહીં, પણ જગતના સીતમોમાંથી, કામ ક્રોધ, મેહમદ, મત્સરના પાશમાંથી. તેમાંય આશા છે, પણ સ્વર્ગની નહીં, પણ આ જગતમાં જીવતાં જીવત કામ કરી, જગતનો વિકાસ સાધવાની, માનવજાતિને પૂર્ણત્વ તરફ લઇ જવાની પણ એ ધર્મ પાળવો ઘણો કઠણ છે. એ ધર્મમાં માનનારે પોતાનું સર્વસ્વ, પૈસા, ટકા, સગાંવ્હાલાં, તજી દેવું જોઇએ.'

"એમાં નવું શું? એ તો આપણા ધર્મમાં પણ લખ્યું છે. અને કેટલાય યોગીઓ તેમ કરતા આવ્યા છે.?"

"હા. એ યોગીઓ તેમ કરતા આવ્યા છેખરા, પણ તેઓ શા માટે તેમ કરતા હતા? પોતાની મુક્તિ સાધવા, પોતે ઇશ્વરનો સાક્ષાત્કાર કરે તેટલા માટે-પણ આ ધર્મમાં તો પોતાપણું પહેલું નિષ્ટ કરવું જોઇએ,-એટલે કે તે પોતાપણું આખી માનવજાતિ સાથે ઓત પ્રોત થઇ જાય. વ્યક્તિત્વ એવું ખીલવવું જોઇએ કે તે વ્યક્તિત્વ જગતનો એક સુસંબદ્ધ અપરિહાર્ય ભાગ થઇ રહે."

"અને એ ધર્મ કેટલા લોકો પાળે છે?" મંગલદાસે તેજ વખતે દીવાનખાનામાં પ્રવેશતાં કહ્યું.

કિસને ચમકીને તેમના તરફ જોયું તેને લાગ્યું કે તે ત્યાંસુધી કોઇ વિચિત્ર નિદ્રામાં મોહિનીને ભાષણ આપતો હતો, પણ મંગલદાસના આગમને તેને તે ઉંઘમાંથી જગાડયો હતો.

"કાલે?"

"હા." કિસને કહ્યું અને મંગળદાસ તથા મોહિનીને વંદન કરી તે ચાલી ગયો.

"છોકરો સારો છે, પણ આજ કાલના વાતાવરણે એને બગાડી મુક્યો છે." જાણે પોતાનેજ કહેતા હોય તેમ મંગલદાસ બોલ્યા.

"એમણે મને આ ભેટ આપી," મોહિનીએ કિસનની ભેટ મંગલદાસને બતાવતાં કહ્યું.

"સરસ છે, હું ધારૂં છું કે કીમતી પણ છે." મંગલદાસે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"પણ એને હું શું કરૂં? મારી પાસે અઠ્ઠાવીશ પીનો છે. દરેક જન્મ દિવસે બધા સાડીની પીનોજ આપે છે. હવે તો એવી રીસ ચઢે છે કે જન્મ દિવસનું આમંત્રણ આપતાં દરેકને કહેવું કે કોઇએ ભેટ તરીકે કે વસ્તુ લાવવી નહીં." મોહિનીએ સહેજ ચિડાઇને કહ્યું.

"ચાલ; હવે-જન્મદિવસને દિવસે ચિડાઇએ નહીં અને એને ક્યાંથી ખબર હોય કે તારી પાસે અઠ્ઠાવીશ પીનો છે? મનેયે ખબર નહોતી."

"પણ વિચાર તો કરવો જોઇએ, જરા કલ્પના તો વાપરવી જોઇએ, જરા નવીનતા તો બતાવવી જોઇએ. આના કરતાં મને ચાર ગુલાબનાં ફૂલ આપ્યાં હોત તો મને આનંદ થાત." પિતાની લાડકી મોહિનીએ કહ્યું.

"એમ કહેને કે તારો સ્વભાવજ અસંતોષી છે," મંગલદાસે કહ્યું.

કુમુદિની હતા, અને તેમની પાછળ માલતી અને પુરૂરવા ચાલતાં હતાં. ડોળીવાળાઓ જલ્દી ચાલતા હોવાથી ડોળી અને તેની પાછળ આવનાર બે જણ વચ્ચેનું અંતર વધતું ગયું.

પુરૂરવા અને માલતી કુમુદિનીની વાત કરતા હતા. "તમે યે વિચિત્ર છો, ભાઇ. આટલી ઉમરે તે કુમુદિનીને ભણવા મોકલાય ?"

"શા માટે નહીં ? આ ઉમરે એની બુદ્ધિનો વિકાસ થવાની શરૂઆત થાય છે: તેજ વખતે તે વિકાસ યોગ્ય દિશા તરફ વાળવાની જરૂર છે. તમારે—માતાએ—તો આ વાત સમજવી જોઇએ, જાણવી જોઇએ."

"તમને શિક્ષણ શાસ્ત્રનો યે અનુભવ લાગે છે!" માલતીએ હસતાં કહ્યું, "સારૂ થયું કે તમે પરણ્યા નથી!"

"પરણ્યો હોત તો ?"

"તો તમારી બૈરી તમારા મગજમાંથી બધી ધુન કાઢી નાંખતે !"

"એટલે તમારૂં કહેવું એમ છે કે બૈરાંઓ એટલાં મુર્ખાં હોય છે ?"

"ના; એટલુંજ કે તમે પરણવાને લાયક નથી—તમારો સ્વભાવજ એવો છે." માલતીએ કહ્યું.

"કેવો સ્વભાવ?"

"વિચિત્ર, ન સમજાય એવો ગમે તેમ પણ કોઇ સ્ત્રીને તો તમારી સાથે પરણવું નજ ગમે."

"શા માટે ?"

"કારણકે તેને તમારી બીક લાગ્યા કરે: કયી વખતે તેણે કરેલી ભુલ ઉપર તમે મોટું ભાષણ આપશો, તેની બીકે તે અડધી મરી જાય."

"એટલે હું ભાષણખોર છું,—એમ સીધી ગાળજ દોને !"

"તે કોણ જાણે, પણ જો કુમુદિનીને તમારા હાથ નીચે એ ભણવા મુકે તો મને કુમુદિનીની તે દયા આવે એ બિચારીને ધમકાવી ધમકાવીને તમે એનો જીવ કાઢી નાખો."

"ના, હુ એટલો હ્યાદીન નથી અને ખાસ કરીને કુમુદિનીના ઉપર ગુસ્સે થવુ એતો મને અશક્ય લાગે છે મને તો કેટલીક વખતે લાગે છે કે એને હુ ભણાવી નહી શકુ," પુરૂરવાએ ખીન્નતાથી કહ્યુ.

થોડો વખત બન્ને ચુપ ચાલ્યા પુરૂરવાને આવેનો નવો વિચાર પજવતો હતો. માલતી વિષે ભુલતા જતા તે તેની કુમુદિનીના હાથમા પડયો હતો એક પ્રેમ દૂર કરતા બીજો પ્રેમ હૃદયે વળગ્યે હતો

"તમે કોઈની સાથે પ્રેમમા નથી પડયા ?" એકાએક માલતીએ પુછ્યુ. પુરૂરવા ચમક્યો અત્યારે એ વિષય ઉપર કે પણ કહેવા તે તૈયાર નહોતો

"કેમ એ પ્રશ્ન પુછવો પડયો ?' તેણે વાત ઉડાવતા કહ્યુ

'એટલા માટે કે જો તમે પ્રેમમા પડયા હોત તો તમે તમારી આ બધી ધુન વિસરી જઈ સીધા સીધા, તે છોકરીને પરણી, તમે ખાઈ પીને મોજ કરતા હોત.'

"તમે ગણત્રીમા એક વાત નથી લીધી"

"શી ?'

"કે હુ જે છોકરીના પ્રેમમા પડયો હોઉ તે છોકરી મને ન ચહાતી હોય ।"

માલતી આ સાભળી, ઉભી રહી, અને તેણે પુરૂરના સામે જોયુ' "ખરેખર પુરૂરવાભાઈ, તમે એ દશામાથી પસાર થયા છો ?'

પુરૂરવાએ શો જવાબ આપવો તેનો થોડોક વિચાર કર્યો. "ના, ઠેક એવી નહી, પણ લગભગ એવી"

"એટલે ?"

"હુ જે છોકરીને ચહાતો હતો, તેને પરણી ન શકયો"

"પણ તે છોકરી તમને ચહાતી હતી ?" માલતીએ સચિંત પુછ્યું.

"સ્ત્રીનું હૃદય કોણ જાણી શકે ?" કડવાશથી પુરૂરવાએ કહ્યું. તેને ન ગમતો વિષય ચર્ચાતો હોવાથી તેનીકડવાશ વધતી જતી હતી

"તમે તેને તે વિષે પુછ્યું યે નહીં ?"

'પુછેલું શા કામનું !"

"કેમ ?"

"એ જો મને ચહાતી હોત તો મને જરૂર પરણત, અથવા તો બીજાની સાથે તેના લગ્ન થયાં તે વખત જરૂર તેની વિરૂદ્ધ થાત."

"અને તેણે એમ કેં નહીં કર્યું ?"

"મને ખબર નથી." પુરૂરવાએ લગભગ તોછડાઈથી કહ્યું.

"પુરૂરવાભાઈ, ગુસ્સે ન થાઓ." મૃદુતાથી માલતીએ કહ્યું. "આ બધા પ્રશ્નો પુછીને મારે તમને દુ:ખી કરવા જોઇતા નહોતા. પણ તેમાં વાંક તમારોજ છે.'

"મારો ?" સહેજ ગુસ્સાથી પુરૂરવાએ કહ્યું. જે સ્ત્રીને એક વખતે આખા હૃદયમાં ભરી મુકી હતી, જેની છબી તેણે પોતાના રક્તના અણુએ અણુમાં વહેવડાવી હતી, તે સ્ત્રી તેને ભુલી જઇ, બીજાની સાથે પરણી જઇ, તેનેજ ટટલાવે? તેનું વર્તન તેના મનમાં ક્રોધ ઉપજાવી રહ્યું હતું.

"હા. નકામા ક્રોધે ના ભરાઓ. મેં તમને આ પ્રશ્નો નકામાજ પુછ્યા હતા. તમે જો તમારૂં નામ બદલ્યું ન હોત, તો આવા સવાલ પુછી તમારા મનને ન પીડત, પણ ખોટું નામ ધારણ કરી તમે મને છેતરવા ગયા, તેનું મેં આમ વેર લીધું." માલતીએ નરમાશથી કહ્યું.

"એટલે હું કોણ છું તે તું જાણતી હતી ?"

"હા. પહેલે દિવસે તમને મળતાંજ મને શંકા થઇ. પણ તમારૂં નામ જુદું જોઇ મને મારી શંકા ખોટી લાગી. પણ તે આંજ સુધીમાં મેં નક્કી કર્યું કે મારી શંકા સાચી હતી."

"ત્યારે મને કહ્યું શા માટે નહીં ?"

"તમે મને શા માટે ન કહ્યું ? પુરૂરવાભાઇ–હું ધારૂ છું કે હું તમને તેજ નામે બોલાવીશ–તમે અજાણતા તમારા રોષનો ઉભરો કાઢયો, પણ હું તેને લાયક નથી. હું તમને ઓળખતી નથી, એવું હમણા તમે માનતા હતા, ત્યારે તમે કહ્યું કે 'સ્ત્રીનું હૃદય કોણ જાણે' પણ તે છતા યે જ્યારે આપણે છૂટા પડયા ત્યારે તમે જાણતા હતા કે હું તમને ચહાઉં છું."

પુરૂરવા એ સ્ત્રીને સાભળી રહ્યા તેના હૃદયનુ શુદ્ધ અને નવું જીવન શરૂ થતુ હતુ

"છતાય હું પરણી ત્યારે તમને અદેખાઇ આવી હતી તમે કહેશો કે હું તમને ચહાતી હતી, ત્યારે બીજાને શા માટે પરણી? તેના બે કારણો છે એક તો મારા પિતાની શીખામણી અને આનંદ અને બીજુ મને તમારી બીક લાગતી હતી"

"મારી બીક ?" પુરૂરવાએ આશ્ચર્યથી પુછ્યુ

"હા પણ હું તમને એટલી ચહાતી હતી કે હું તે વિષે તમને કહી શકતી નહોતી પણ તમારી બીક તો હતીજ એટલી બધી બીક હતી કે રાત્રીઓ ને રાત્રીઓ વિચાર કર્યો હતો કે તમારી સાથેનુ મારૂ પરિણિત જીવન કેવુ જશે ! આથી જ્યારે પિતાજીએ મારા લગ્ન બીજે કરવાનુ નક્કી કર્યું ત્યારે મને એક જાતની નિરાત વળી !"

"પણ મારી બીક શા માટે ?"

"બે કારણે એક તો એ કે તમારા વિચારો સાથે ઉડવાની મારામા શક્તિ નહોતી, એટલી મક્કમતા અને એવી ચંચળતા પણ નહોતી બીજુ તમે ત્યારેય આજના જેવા અસ્થિર હતા મનુષ્ય જાતિ બે પ્રકારના વહેચાઇ છે એક પ્રકારને ઘરમા રહેવુ ગમે છે, બીજાને બહાર ભમવુ ગમે છે આપણે બે જુદા જુદા પ્રકારના છીએ"

"તે વખતે હું આવો ક્યાં હતો?"

"તેની તમને શી રીતે ખબર પડે?"

"હા, સાચું, તે વખતે હું એટલો ઘમંડી હતો, કે આત્મ પૃથક્કરણ માટે મને વખત પણ નહોતો મળતો". ધીરે ધીરે તેના મગજમાં પ્રકાશ આવવા માંડ્યો. માલતી કહેતી હતી તે દ્રષ્ટિ કોણથી તેણે કદિયે વિચાર કર્યો નહોતો, અને પરિણામે માલતીને તેણે વારંવાર અન્યાય કર્યો હતો." આ બધું કહેવા માટે મારે તમારો ઉપકાર માનવો જોઈએ નહીં તો–"

"ભાઈ, એમાં ઉપકાર માનવાની કંઈ જરૂર નથી, બન્યું તે બની ગયું. પ્રભુએ નિર્મ્યું હોય તે થાય!"

"પ્રભુનું......!" તિરસ્કારથી પુરૂરવાએ કહ્યું.

'હું ભુલી ગઈ! પ્રભુનું નામ મારે તમારી હાજરીમાં ન લેવું જોઈએ!" માલતીએ કહ્યું, "હવે તમે જલદી ચાલો, નહીં તો એ ને કુમુદિની ગભરાઈ ઉઠયાં હશે!" માલતીએ ઝડપથી ચાલતા કહ્યું.

પુરૂરવાએ પણ તેની ઝડપથી ચાલવા માંડ્યું. તેના મગજના વિચારો પણ એટલાજ ઝડપથી ચાલવા લાગ્યા. "સમાજના બંધનો વિચિત્ર છે! જેને તે બંધનો લાગે છે, તેને તે પીડે છે, તે વેદના આપે છે: બીજાને તે બંધન નથી લાગતાં. તે તેનાથી એટલા ટેવાઈ ગએલા હોય છે કે તેને એ પીડા કે વેદના જરાય અસર નથી કરતાં. શું સાચુ? વ્યક્તિ સ્વાતંત્ર્ય કે સમાજ બંધન? વ્યક્તિ સ્વાતંત્ર્યમાં માનનારો હું માલતીને જોઈ પ્રેમવિહ્વલ થયો, સમાજ બંધનથી ટેવાયલી માલતીને કંઈ ન થયું. તે મારાથી વધારે મનોનિગ્રહ જાળવી શકી. સરવાળે હું હાર્યો અને એ જીતી.

"ખરેખર જેનામાં આત્મસંયમ ન હોય, મન ઉપર સંપૂર્ણ કાબુ ન હોય, તેને માટે વ્યક્તિ સ્વાતંત્ર્ય નથી, વ્યક્તિસ્વાતંત્ર્ય તેને સ્વચ્છંદ અને અધ:પતન તરફ લઈ જશે."

દિયા એક જાનકે દુશ્મનકો દિલ, જાં નઝરે દિલબર કી;
યે હય અપની કહાની, કિસ્સા કોતહ, ઝિન્દગીભરકી.





આ પુસ્તક મુંબઈમાં ૭૪, ઓલ્ડ કસ્ટમ
હાઉસ રોડ પર આવેલા 'એ ઘડી મોજ'
પ્રિન્ટીંગ પ્રેસમાં હરજી લવજી દામાણીએ
છાપ્યું અને ત્યાંથીજ પ્રગટ કર્યું.

: ૪ :

યુવાની માણસને ઉદ્યોગી બનાવે છે યુવાનીમાં આળસ દૂર ભાગે છે યુવાન હમેશાં કાર્યમગ્ન હોય છે

ઘડપણને આરેથી જોતાં યુવાનીનાં ઘણાખરાં કામો નકામાં કર્યા લાગે છે, વખત નકામો બગડેલો લાગે છે ઘોર કાળવ્યય કર્યો લાગે છે, પણ યુવાનને યુવાનીમાં તે એકેએક કાર્ય કામનું અને મોજ આપતું લાગે છે તેને જો પળે નકામું ઉદ્યમ વિના બેસી રહેવું પડે, તો પળો ગુમાવેલી લાગે છે, નિરુપયોગી રીતે બગાડેલી લાગે છે

કિસન અને સરોજ બન્ને આવી જુવાનીમાં હતાં તેમને ભવિષ્યની ફીકર નહોતી ભવિષ્યની કાળી જવનિકા ખસેડી તેને પેલે પાર જોવાની જરૂર નહોતી, સમય પણ નહોતો તેઓને માટે વર્તમાન બસ હતો

# :૧૧:

સુધાને ફરી ન મળવાનુ નક્કી કર્યા પછી કિસન વારવાર મગનદાસને ત્યા જતો. કોઈક વખત મંગળદાસ ત્યા હોતા, તો કોઈક વખતે મોહિની એકલીજ હોતી. મંગળદાસ તેને જોઈ 'કોમ્યુનીસ્ટ' કહી તેની મશ્કરી કરતા, અને કિસનને જાતજાતના પ્રમાણો આપી સિદ્ધ કરી આપતા, કે સામ્યવાદ એ ઘેલછા છે. કિસન સામા પ્રમાણો આપતો પણ તે નિષ્ફળ જતો. તે ઘેર આવીને તેને લગતી ચોપડીઓ વાચતો પરતુ તેમાથી મળતા પ્રમાણો તેનાથી વાપરી શકાતા નહી

પણ જ્યારે મંગળદાસ ન હોય, ત્યારે કિસનને વધારે ગમતુ મોહિની પણ આ સમજી શકતી, અને ઘણી વખતે ત કિસનને વાગ્યુ-દ્ધમા અણધારી મદદ કરતી એટલુજ નહી, પણ સમજાવી પટાવીને પોતાના પિતાને ક્યાક મોકલી દેતી પછી કિસનની જીભ છુટતી, તે આખા જગતની વાત કહી શકતો.

ઘણી વખત તે આ ક્ષોભનો વિચાર કરતો મોહિની સાથે વાત કરી શકતો, તેટલી છુટ તેનાથી મંગળદાસ સાથે શા માટે નથી ભોગવાતી, તેના કારણો શોધવા મથતો, પણ તેને બરાબર સમજ પડતી નહીં.

આથી એક દિવસે એને ત્યાં પુરૂરવા આવ્યો ત્યારે તે ઘણો ખુશ થયો.

"કેમ, કિસન, શી ખબર છે ?" તેણે સોફા ઉપર નીરાંતે બેસતાં કહ્યું.

"ખબર ? કંઇ ખબર નહીં."

"આટલા દિવસ અહીં રહી શું કર્યું ? તું યે વિચિત્ર છે તો. કોઇ જગ્યાએ ફરી આવ્યો હોત તો?" પુરૂરવાએ ઠપકો આપ્યો.

"તું ગયો તે વખતે તો હું તને યાદ પણ નહીં આવ્યો, અને હવે ફીલસુફી લગાવે છે!"

"મારી જોડે તને નહીં ફાવત. મને રખડવાની ટેવ છે, તને તો સોજણું રહેવાનું જોઇએ."

"તારી જોડે આવ્યો હોત તો હું તારી માફક રહેવાનું શીખત."

"હવે જવા દે એ લઢવાડ હવે હું એમ પુછું કે નસરવાનજી શેઠ આ બંગલામાં ચહા તૈયાર કરવાની વસ્તુંઓ બહાર રાખી ગયા છે કે તાળાકુંમાં રાખી ગયા છે?"

"મારા ઉપર એમનો એટલો બધો અવિશ્વાસ નથી હું હમણાં ચહાને માટે કહી આવું." કહી કિસન ગયો.

"પુરૂરવા! મને એક માણસ એવો મળ્યો છે જે સામ્યવાદના બધા સિદ્ધાંતો સહેલાઈથી તોડી શકે છે. મારાથી એને જવાબ પણ આપી શકાતો નથી." કિસને ચહા પીતાં પુરૂરવાને કહ્યું.

"ત્યારે તારૂં એ વિષયનું વાંચન શા કામનું? હું તો ધારતો હતો કે તું આટલા દિવસમાં મારાથીય વધારે કટ્ટર કોમ્યુનીસ્ટ થયો હશે."

"તોડ' ઘરનું એક વખત તો ખોટું પડયું હું કટ્ટર કોમ્યુનીસ્ટ થવાને બદલે ઉલ્ટી વધારે જોખમદારી લઈ બેઠા છુ"

"એટલે પરણ્યો તો નથી ને?"

"ના ના, એટલી બધી જોખમદારી નહી,"

"ત્યારે?"

"મરોજ તેની બધી મીલ્કત મને આપી ગઈ છે"

"મરોજ કોણું' અરે હા, હું તો ભુલીજ ગયો હા, હા, સરોજ મરોજ" પુરૂરવાને યાદ આવ્યું, અને તેના મોઢા ઉપર આછી દિલગીરીની છાયા આવી ગઈ

"કિસન, હુ તને જે કારણે મળવા આવ્યો, તે તો હુ ભુલીજ ગયો" પુરૂરવાએ વાત બદલતા કહ્યું 'સદા ક્યા રહે છે, તે તને ખબર છે? અલબત હુ જાણુ છુ કે તને એ બાબતની ભાગ્યેજ ખબર હશે પણ બીજા કોની પાસે મારે તે પુછવુ? હુ એને રૂમની કુંચી આપી ગયો હતો, પણ હવે હુ એનું સરનામુ ભુલી ગયો છુ. હમણા તો હુ મારા એક નવા મિત્રને ત્યા ઉતર્યો છું"

'મને સદાનુ સરનામુ ખબર છે" જાણે પોતે કોઈ ગુન્હો કબુલ કરતો હોય તે રીતે કિસને કહ્યુ

"હુ? ખબર છે? તો તો ઘણુ સારૂ મને તો એવી બીક લાગતી હતી! જો હુ ઘરનુ તાળુ તોડવા જાઉં, તો મારા દીદાર જોઈ પડોશીઓ મને પોલીસ પાસે જ સોપી દે" નિરાંતનો નિસ્વાસ નાખતા પુરૂરવાએ કહ્યું

"તને પોલીસની બીક લાગે?'

"બીજે કોઈ વખતે તો એટલી બધી બીક ન લાગત, પણ મારે એ ઓરડીમાંથી ચિત્ર કાઢવુ છે, તેને ફ્રેમ કરાવવુ છે, અને તેને પ્રદર્શનમા મુકવુ છે એ સ્થિતિમા ઘર ફોડવાના આરોપસર હુ કેદમા શી રીતે જઈ શકુ?" પુરૂરવાએ હસતા કહ્યું.

ત્યારે!"

"હું સાથે ન આવું તો ન ચાલે ?" કિસને સહેજ આનાકાનીથી કહ્યું.

"પણ સાથે આવવામાં શો વાંધો છે?"

"મારે સહેજ કામ છે. અને તે અત્યારેજ કરવું જોઈએ."

"હં? તો તું તે કરી લે, પછી આપણે જઈશું."

"ના, ના, મને તે કરવાને ઘણો વખત લાગશે, અને પછી મારે એક જણને મળવા જવું છે, અને તેની જોડે એક બીજા માણસને ત્યાં જવું છે, એટલે, હું ધારૂં છું કે તુંજ શોધી કાઢે તો ઠીક પડશે." સહેજ ગભરાટથી કિસને કહ્યું.

પુરૂરવાએ કિસન સામે સહેજ આશ્ચર્યથી તાકીને જોયું. કિસન આવો ગભરાટ શા માટે બતાવે છે, તેની એને સમજ ન પડી. તેણે કહ્યું; "સારૂં, ત્યારે હુંજ જઈશ."

કિસને સરનામું આપ્યું, ઘરની નીશાની બતાવી, ને હોસ્પીટલનું નામ આપ્યું. પુરૂરવા તે લઈને ગયો, ત્યારે કિસનને નિરાંત થઈ.

# :૧૨:

પુરુરવાને સદાનું ઘર શોધી કાઢતાં ઘણો સમય ન લાગ્યો. સદાએ પોતે જ બારણું ઉઘાડ્યું.

"કોણ પુરુરવા ભાઈ?" સદાએ આશ્ચર્યથી કહ્યું.

"હું આવ્યો તેમાં ગભરાઈ થાની ગઈ?"

"ના, ગભરાઉં શા માટે? પણ તમે અહીં?"

"હું તારું સરનામું ભૂલી ગયો, એટલે તને કુચી માટે કાગળ ન લખી શક્યો, એટલે હું અહીં આવ્યો."

"પણ તમને મારું સરનામું ત્યારે, ક્યાંથી યાદ આવ્યું?"

"કિસને આપ્યું." પુરુરવાએ કહ્યું અને તરત જે જાતનો ક્ષોભ અને ગભરાટ તેણે કિસનના મોં ઉપર જોયો હતો, તે એણે સદાના મોઢા ઉપર જોયો. પુરુરવાની આગળ લાગણીઓ સંતાડવા

સદા તેની સામે આંખો ફાડીને જોઇ રહી. પુરૂરવા પણ સ્થિર બેસી રહ્યો.

સદા અશક્ત હતી. માનસિક વ્યગ્રતાએ તેને વધારે અશક્ત અને અસ્થિર બનાવી. તેની શક્તિ વધારે વખત ન રહી શકી. તે ફસડાઇ પડી. પુરૂરવા તેની પાસે ગયો. "સદા! તું માંદી છે. ખાટલા પર સુઇ જા."

સદાએ ઉંચું જોયું. તેની આંખમાં દયાની યાચના હતી, સહાનુભૂતિની માંગણી હતી. "તમે હજી ગયા નથી?" તેણે આખરે પુછ્યું.

"તું સુઇ જા. પછી હું જઇશ."

"નહીં, હવે મને કંઇ નથી."

"હું એ માનતો નથી, સદા તારી સાથેના આટલા સહવાસ પછી મારાથી તને આમ મુકી ન જવાય." તેણે કહ્યું.

"પુરૂરવાભાઇ!" તેણે સ્મિત કરવાનો પ્રયત્ન કરતાં કહ્યું. "તમે ઘણા ભલા છો."

"મારે વખાણ નથી સાંભળવા. તારાથી ઉઠી શકાય છે કે નહીં? નહીં તો હું તને ઉંચકી ને ખાટલા પર સુવાડું."

સદા ઉભી થઇ. "હું તમને તમારી કુંચી આપું." તેણે ટેબલનું ખાનું ઉઘાડતાં કહ્યું. "લો."

પુરૂરવાએ તે લીધી, 'પછી તું કાલે આવશે કે નહીં?"

સદા ફરી વિચારમાં પડી. તેની આંખમાં કોઇ નવા વિચારનું તેજ ચમક્યું, "હા; આવીશ."

"તું અહીં રહેશે? હું સવારે નવેક વાગે આવીશ."

"સારૂં."

પુરૂરવા ગયો. સદાએ કપડાંનું નાનું કબાટ ઉઘાડી કપડા કાઢી તેનાં જલદી જલદી પોટલાં કરવાં માડ્યાં.

# : ૧૩ :

પુરૂરવાના ગયા પછી ઊર્મિ વળી મુંઝવણમાં પડી. તેને લાગ્યું કે તે મદનાના નામથી નાહક ગભરાતી હતી. મદના તે એક રીતે ચાલતી હતી. તેના તરફ તેના કેટલાક સદ્‌ગુણો માટે માન હતું, છતાંયે તેની સ્વચ્છંદતા-નીતિ અનીતિમાં ભેદ ન ગણતી એવી તેની માન્યતાઓ—ના, ના, સ્ત્રીને તો સ્વાતંત્ર્ય મળવું ન જોઈએ.

'મદનામાં જો એટલું ન હોત તો'—ઊર્મિએ વિચાર્યું, 'ખરેખર તે અદ્ભુત સ્ત્રી થઈ શકત. પણ આવું અસ્થિરપણું, ઉછાંછળાપણું, તેને ન શોભે. આજે તે મારી સાથે આમ વર્તે, કદાચ પુરૂરવા સાથે પણ તે તેમ વર્તતી હશે, હશે કંઈક બીજેય હશે. ના, ના, તેમ કરવામાં સમાજની સ્થિતિ શી?—પણ તે અને પુરૂરવા તો સમાજને ઉચ્છેદવાને, તેના સડી ગએલા મુડીએ મુડીઓને ખેંચી કાઢવાને,

તેની અફીણ જેવી અસર દૂર કરવાને કટિબદ્ધ થયા છે.–પણ આ રીતે કરી શકાશે?

'એના કરતાં મોહિની–તે જુદીજ છે. તેના વિચારો સુંદર છે, તેનો વિકાસ થતા, બરાબર સ્થિર થતાં, તે સન્માન્ય થઇ રહેશે. તેના પિતાના વિચારોએ પણ તેને ઠીક પોષણ આપ્યું છે.'

નોકરે બહારથી બારણું ઠોક્યું, અને થોડી વારે અંદર આવ્યો. "કેમ?"

નોકરે તેને કાગળ આપ્યો એ કિસને ઉઘાડીને વાંચ્યો; બીજે દિવસે નસરવાનજી શેઠ ગિરિગ્રામથી આવવાના હતા, અને નોકરને તેનો ઓરડો સાફસુફ રાખવાનુ કહેવાનું એમણે કિસનને લખ્યું હતું.

કિસને તે પ્રમાણે નોકરને આજ્ઞા આપી. અને ફરી વિચારમાં પડ્યો તેની મુંઝવણ ફરી શરૂ થઇ 'મોહિનીની આજુ બાજુનું વાતાવરણ કેટલું મફક છે! ખરેખર, મારે તેને વિષે વિચાર ન કરવા જોઇએ–તેનું રૂપ યૌવન, શબ્દ, સ્વર બધાનાં આંદોલનો એનો વિચાર કરતાંજ આજુબાજુ વીંટાઇ વળે છે, મગજને ગાંડુ કરી દે છે, ચિત્તને નાશમાં ઘેરી દે છે. ચારે બાજુ 'મોહિની, મોહિની,' સીવાય કૈં નજરે પડતુ નથી........

ચારે બાજુ ભુરાં નીનાં વર્તુળો ફર્યા કરતાં હતાં– તળાવમાં કાંકરો નાંખતાં જેમ વર્તુળો થાય છે તેમ. એ મોટાં થતાં જતાં વર્તુળોમાં બીજા કેન્દ્ર પરથી નીકળેલાં વર્તુળો આવ્યાં, અથડાયાં, અને તેમાંથી ત્રીજાંજ વર્તુળો ચાલ્યાં. પહેલા ધીરો, પછી વધારે મોટો ઘુઘવાટ શરૂ થયો, વર્તુળો ચાલ્યાં જતાં, ઘુઘવાટ વધતો જતો હતો.

ધીરેધીરે આ ઘુઘવાટ તાલબદ્ધ થયો, અને એમાંથી મધુર

ચીચીઆરી મારતાં પક્ષીઓ ગભરાઈ ધરતી પર પડતાં, પશુઓ મહાપ્રલયથી બીને ગાંડા હાથીની માફક દોડતાં હતાં, મહાવૃક્ષો ધડાધડ નીચે પડતા હતા, મકાનો, મહાપ્રાસાદો, વાટિકાઓ, સૌ જમીનદોસ્ત થતાં હતાં, ઉન્નત ગિરિ શીખરો અવનત થઈ, ભેગડો ઉપર જાણે આપઘાત કરતા હોય તેમ પડતા હતા, સીતારાઓ એક બીજાની સાથે અથડાઈ ભયાનક અવાજ કરતા—એ અથડાતાની સાથે, એ કડાકાની સાથે આંખો આંધળી કરી નાંખે એવી વીજળીઓ થતી.

આખી સૃષ્ટિનો વિનાશ, લય, અંત, અને અંધકાર,........

કિસન જાગી ઉઠ્યો: કેટલે વખતે તેને આવું ભયંકર, વિલક્ષણ, વિચિત્ર સ્વપ્નું આવ્યું હતું.!

## : ૧૪ :

સાંજે તે મોહિનીને ત્યાં ગયો મોહિની જાણે તેની વાટ જોતી બેસી રહી હોય, તેમ બાગમાંજ બેઠી હતી

"તમે કેટલા મોડા આવ્યા?" મોહિનીએ કિસનને દેખતાંજ પુછ્યું.

"કેમ? હું તો ધારતો હતો કે હું ઘણો વહેલો આવ્યો છું"

"ના, રે ના, હું તો ધારતી હતી કે આજે આપણે કોઈ સીનેમામાં જઈશું"

"તેના કરતાં જુહુ પર જઈએ તો? તે એ એક સીનેમાજ છે ને?" કિસને મોહિનીની પાસે જગ્યા લેતાં કહ્યું.

"જુહુ? ના, ના, ત્યાં તો બહુ ભીડ હોય છે! અને આ ગરમીના દિવસમાં તો ત્યાં લોકોના થોક ,થોક એકઠા થાય છે" મોહિનીએ અણગમો દેખાડતાં કહ્યું,

તમને જો ચાલવાની હીંમત હોય અને જો પસંદ પડે તો હું

તમને એવી એકાંત જગ્યા પર લઇ જાઉં કે ત્યાં તમને એમ જરાયે ન લાગે કે તમે પૃથ્વી લોક પર વસો છો!" કિસને કહ્યું,

"એટલે તમારે મને અત્યારથી સ્વર્ગવાસી કરવી છે?" આંખો નચાવતાં મોહિનીએ કહ્યું.

"ના, તમે એવો ઉંધો અર્થ શા માટે લો છો? હું તો એમ કહેવા માંગતો હતો કે એ એક એવું સ્થળ છે કે ત્યાં તમને એમ લાગે કે તમે પૃથ્વી પર સ્વર્ગ વસાવ્યું છે!" મોહિનીની મજાક ન સમજતા ભલા કિસને કહ્યું. મોહિનીને આવા ભોળા આદમી પર ચીઢ ચઢી.

"સારૂં, તમે અહીં બેસશો કે અંદર આવશો? હું કપડાં પહેરૂં એટલી વાર તો લાગશે."

"કેટલો એક વખત?"

"સ્ત્રીઓને કપડાં પહેરતાં કેટલો વખત લાગશે એવો પ્રશ્ન કદિ ન પુછાય, સમજ્યા?" તોરથી મોહિનીએ કહ્યું, કિસન પળવાર ડઘાઇ ગયો, પણ મોહિનીને એની કરૂણ સ્થિતિ જોઇ હસતાં જોઇ, તે સમજયો કે મોહિનીએ એની મજાકજ કરી હતી, અને તે યે હસ્યો. "સારૂં, હું અહીંજ બેસીશ."

મોહિની વીજળીની માફક ચાલી ગઈ, અને ઉજ્જડ રણમાં ઉગતા તાડના ઝાડ જેવો કિસન એકલોજ બાગમાં બેસી રહ્યો. થોડો વખત તેણે બાગના ફુવારાની ધાર બારાખડીના કયા મૂળાક્ષર બનાવે છે, તે શોધવામાં ગાળ્યો; પછી તેણે રંગબેરંગી પુષ્પો પર ભમરા આવે છે, એવી કવિઓની ઉક્તિ ખોટી પાડવા પર ગાળી, પછી તેણે ખોટું લખનારા એવા કવિઓને ગાળ દેવા માટે થોડો વખત ગુમાવ્યો, છતાંય મોહિની કપડાં બદલી ન આવી.

"મોહિની પણ વિચિત્ર છોકરી છે; કપડાં બદલતાં આટલો

વખત? આટલા વખતમા તો હુ માગ ઇચ્છને ત્યા જેટલા કપડા હોય તેટલા બદલી શકુ એમ છુ "

"પણ મોહિની એમા શુ કરે? એ એવા વાતાવરણમા ઉછરી છે કે તેને પાચ જોડી કપડા બદલી નવા પહેરવાને યોગ્ય વસ્રો મળી શકે છો અને જે જો વર્ષ પહેલા કહેવામા આવ્યુ હોત કે સાધારણ માસ્તર તરીકે કોઈ કુટુબમા ગયો, તો હુ તે માણસનુ અપમાન કરી ઘર બહાર કાઢી મુકત!"

"તમે જે કોઈ તપસ્વી છો!" મોહિનીએ આવતા કહ્યુ, "તમે શા વિચારમા એવા મગ્ગુલ હતા કે હુ આવી તેના ઉપર પણ તમને ધ્યાન ન રહ્યુ?"

'હુ મારો પોતાનો વિચાર કરતો હતો!" કિસને ઉત્તર આપ્યો,

અને બન્ને જુહુ તરફ ચાલવા લાગ્યા

લબો રસ્તો, લોકોની ભીડ, ફરવા આવનારના મોઢાના દર્શન, દરીઓ, રેતી વટાવતા કિસન મોહિનીને એ સ્થળે લઈ આવ્યો કે જ્યા તેને મનના મીનનુ સ્વપ્નુ આવ્યુ હતુ, જ્યા તે કોઈ અપાર્થિવ છતાય માનવીના સબધમા પહોચી આવ્યો હતો સાગ! મનના પગલાને જાણે ઇચ્છે તેની ઉપર જોઈ શકતો હતો'

"હવે અહી બેસીએ!" મોહિનીએ એક સ્થળે બેસીને કહ્યુ "હુ તો ચાલી ચાલીને થાકી ગઈ"

"બેસ એટલામા જ? ને દિવસે તો તમે સ્રીની શારીરિક શક્તિ વિષે મોટુ ભાષણ આપતા હતા" કિસને મોહિનીને મશ્કરી જવાબ આપ્યો.

"સ્રીની શારીરિક શકિત ભલે ઓછી હોય, છતાય તેની માનસિક સહનશીલતાના તો આખી દુનિયાએ વખાણ કર્યા છે, આપણા પુરાણોની વાતજ લો! એમા–"

"મોહિની, પુરાણ સીવાય હીન્દુસ્તાનમા બીજું કૈં ઉદાહરણાર્થ છે કે નહીં?" કિસને સહેજ ગુસ્સાથી કહ્યું.

"આ તમારા સામ્યવાદીઓથી તો તોબ્બ! તમને નહીં ઇશ્વર જોઇએ, નહીં પુરાણ જોઇએ, નહીં જાદુ મંતર જોઇએ! ટુંકમાં રોમાન્સ નહીં જોઇએ!"

"મોહિની, ફરીથી તમે ખોટો અર્થ કર્યો! પુરાણની વાતોની હું વિરૂદ્ધ છું, પરંતુ રોમાન્સ વિષે મારા વિચારો જુદા છે!" કિસને પોતાનો બચાવ કરતાં કહ્યું. મોહિની સહેજ વિચારમાં પડી, ને પછી એકાએક નિશ્ચય કર્યો. "કિસનલાલ, તમે ખોટું ન લગાડો તો એક વાત પુછું." સહેજ લાડથી મોહિનીએ પુછયું.

"શું?"

"તમારી ઉમર શી હશે?"

"ઉમર?" સહેજ વિચાર કરતાં કિસને કહ્યું "બાવીશેક."

"ને તમે સરોજબેન સીવાય કોઇના પ્રેમમાં પડયા નથી?" લાડ વધારતાં મોહિનીએ પુછયું. કિસનના મોંઢા પરથી એક વિષાદની છાયા આવી ચાલી ગઇ. ફરી તેનું મોંઢું સ્મિત કરી રહ્યું. "એ પુછવાનું કારણ તમારે પહેલાં જણાવવું પડશે!" કિસને આડો જવાબ આપ્યો.

"ને ન જણાવું તો?"

કિસને મોહિની તરફ જોયું. આથમતાં સૂર્યના સોનેરી કીરણે તેના મોંઢા ઉપર અદ્ભુત સુરખી આણી હતી. પોતાની સામે એકી ટશે કિસનને જોતાં શરમથી વધારે લાલચોળ બની મોહિનીએ આંખો નીચે ઢાળી દીધી, અને રેતીમાં લીસોટા પાડયા.

કિસન તેની સામેજ જોતો હતો. મોહિનીએ ફરી ઉંચું જોયું, ત્યારેયે એને કિસનની આંખો આવાહન કરતી મળી. તરત તેણે

પાછું નીચે જોયુ "કેમ, તમારે પ્રશ્નનો જવાબ નથી જોઈતો ?" રખેને મોહિની સીવાય બીજુ કોઈ સાભળી જાય, એવી બીકથી બોલતો હોય, તેમ કિસને પુછયુ

મોહિનીએ ફરી ઉચુ જોયુ, અને ડોકુ ધુણાવ્યુ "ઉહુ ક" તેણે ધીમેથી કહ્યુ

એક ઉન્મત્ત પળ વહી ગઈ,

બીજી પળે કિસને મોહિનીનો હાથ પોતાના હાથમા લીધો, દાબ્યો, હોઠે અડાડયો, હૃદયે મુકયો, પોતાના કપાળ પર બળ મુકતો હોય તેમ ધર્યો "ઓહ !" કિસને અને મોહિનીએ એકી પળે નિશ્વાસ નાખ્યો

ક્ષિતિજમા વિલીન થતો સૂર્ય શરમથી લાલચોળ થઈ આ દ્રશ્ય જોઈ રહ્યો મોહિની એકાએક ઉભી થઈ "આપણે ઘેર જવુ જોઈએ" તેણે કહ્યુ

"હા" કિસને એકાક્ષરી ઉત્તર આપ્યો, અને બન્ને જાણે ન છુટકે ઉભા થયા,

આખે રસ્તે કોઈ બોલ્યુ નહી જીવનમા કદિક એવા પ્રસગ આવે છે કે મૌન ઉક્તિ કરતા વધુ વિચારોને દર્શાવે છે વાતચિત અક્ષરો અને ભાષાથી મર્યાદિત હોય છે, મૌનને કોઈ મર્યાદા હોતી નથી

ઘેર આવતા દરવાજેથી જ કિસને રજા લીધી "હુ જઈશ,

"ફરી ક્યારે આવશો ?" મોહિનીએ ધીરેથી કહ્યુ કિસન મિત્ર નહોતો રહ્યો તેણે મોહિની માટે પ્રણયની ઉષા ઉગાડી હતી

કિસન સ્હેજ અસ્વસ્થ થયો આવી રીતે પ્રશ્ન પુછાતા તે હમેશા અસ્વસ્થ થતો "કેમ કહી શકાય ?"

'કાલે ?" મોહિની કિસનને છોડે તેમ નહોતી,

"કાલે? ના, ના." કિસને કોઇ પણ બહાનું શોધવાનો પ્રયત્ન કરતાં કહ્યું. તે બંધાતો જતો હતો, એમ તેને લાગ્યું. પ્રણય પણ એક બંધનજ છે ને?

"કેમ? કંઈ કામ છે?"

"કાલે તો–" એકાએક કિસનને બહાનું જડયું. "મે ડે' છે મારો દોસ્ત પણ આવી ગયો છે; એટલે ન જઇશ તો ગુસ્સે થશે."

'મે ડે' શું?" મોહિનીએ જીજ્ઞાસાથી પુછયું.

"કામગારોનો ઉત્સવ દિન. આવતી કાલે સમગ્ર જગતના કામગારો ઉત્સવ ઉજવશે, મુડીવાદ સામે આક્રમણ કરવા એક પગલું આગળ ચાલશે."

"પણ તેમાં તમારે શું? તમે કામગાર ઓછા છો?"

"કામગાર ન હોય તો શું? કામગારોના હિત માટે લઢવાનો નિશ્ચય કરનાર દરેક માટે કાલે ઉત્સવ છે."

"મઝા આવશે?

"હા. કચડાઈ રહેલી શક્તિ જ્યારે પછાડો મારી ઉભી થઇ તાંડવ રચે એમાં કોને મઝા નહી આવે, જોર કોને ન ચઢે!"

"હું આવું! ને મારે તમારા મિત્રને પણ મળવું છે."

"પણ–" કિસનને એ સુચના ન ગમી.

"પણ શા માટે? તમારે તો ઉલટા ખુશ થવું જોઇએ કે એક મુડીવાદીની છોકરી તમારા કામમાં રસ લે છે." તોરથી મોહિનીએ કહ્યું. "હું કાલે સવારે આવીશ. ને પછી આપણે તમારા દોસ્તને ત્યાં જઈશું."

"સારૂં" કિસને ગોઠવણ કબુલ કરતાં કહ્યું.

પરિસ્થિતિ તરફ બેદરકારી બતાવી ભવિષ્ય તરફ મીટ માંડી રહેલી વિદ્યુત શક્તિ ઉપજાવવાનો નિશ્ચય કર્યો હતો.

પરંતુ તેને લાગ્યું કે આ ચિત્રમાં તે નિષ્ફળ નિવડયો હતો. એ મોંઢા ઉપર રૌદ્ર નિશ્ચલ વિદ્યુત શક્તિને બદલે તેને આદ્રૅ, કોમળ, દયા ઉપજાવે એવા ભાવો દેખાયા. એમાં દીનતા હતી, દીનતાની અવગણના કરી દીનતા દૂર કરવાની પ્રબળતા નહોતી કુરૂક્ષેત્રના યુદ્ધ પડેલાં જગતને ભરખવા ઇચ્છતી મહાચંડી સમા પાંચાળી જેવી તે નહોતી લાગતી, પણ એ યુદ્ધ પછી પોતાના પાંચ પુત્રોના મરણથી દુઃખી થઇ ઇશ્વર પાસે તેમનું પુનર્જીવન ઇચ્છતી પાંડવ પત્ની હતી.

પોતે નિષ્ફળ ચિત્રકાર છે, તેનું તેને ભાન થયું. આવી સારી પ્રતિક મળવા છતાં, તે તેવા ભાવ પટ પર ન ચિતરી શકયો, તે માટે તેને પોતાને માટે તિરસ્કાર થયો, સદા તેની કલ્પનાનું જીવંત સ્વરૂપ હતી. તે યે જગતની સામે લદતી હતી, ગરીબાઇમાં ય ગૌરવમાની, ગરીબ શ્રીમંતના ભેદને દૂર કરવા માટે, એકીટશે ભવિષ્યના મહાસંગ્રામ તરફ જોઇ રહી હતી. તેને પોતાને માટે કૈં કાળજી ન હોતી, બીજા કોઇને માટે કૈં લાગણી નહોતી. તેણે માર્કસવાદનું શિક્ષણ પુસ્તકોમાંથી નહોતું લીધું, પોતાની માફક અનુભવમાંથી લીધું હતું. તે ભલે સામ્યવાદની મહાન સંસ્થાની સભ્ય નહોતી છતાંય તેની જરૂરી અંગતો હતીજ. ભાવિ સંગ્રામમાં તેનું સ્થાન પ્રથમ હરોળમાં હતું.

છતાંય તે તેને ચીતરવામાં નિષ્ફળ નિવડયો એ શરમની વાત હતી. તેને પળવાર તે ચિત્ર ફાડી ફેંકી દેવાનું મન થયું, પણ તે ચિત્ર પોતાની તેવી સ્થિતિ ન કરવાનું દીનતાથી સૂચવી રહ્યું હતું.

જ્યારે રમણલાલ અને માલતી આવ્યાં ત્યારે તે ચિત્રને સુધારવા પ્રયત્ન કરવો કે નહીં તેની ગડમથલ કરી રહ્યો હતો. તેમને આવતાં જોઇ, તે ઉભો થયો.

"કેમ, જોતા થાકી ગયા ?" પોતાની બડમથવને 'વિસારી હસતા હસતા પુરૂરવાએ પુછ્યુ "અપવાદરૂપ થવાનો પ્રયત્ન ન કરતા."

"આ તમારૂ ચિત્ર ?" માલતીએ ચિત્ર પાસે જતા પુછ્યુ, અને પોતાની ધારણાથી ચડતુ ચિત્ર જોઈ, એક સુખ અને સતોષનો નિશ્વાસ નીકળી ગયો "પુરૂરવાભાઈ, મુબારકબાદી !"

'સરસ છે' રમણુનાને પણ હુકારો પુર્યો

"તમને સરસ લાગ્યુ ?" પુરૂરવાએ સહેજ શકાથી પુછ્યુ.

"અત્યત એમા પુછવુ શુ ?" માનતીએ નિશ્ચયથી કહ્યુ પુરૂરવાને તે નિશ્ચયપૂર્વક વાકયમા ખોટી પ્રશસાનો ભાસ સુધા પે ન લાગ્યો છતાય એની શકાનુ સમાધાન થયુ નહી "તે ચિત્રની પ્રતિકૃ તમે બતાવવાના હતા ને !"

"હુ ત્યા જ જવાની તૈયારી કરતો હતો, ત્યા તમે આવ્યા હુ એને ત્યા નવ વાગે જવાનો છુ અને હજી તો સાડા આઠે નથી વાગ્યા. તમે વહેલા આવ્યા છો !"

"મે તમને ગઈ કાલે કહ્યુ હતુ તે પ્રમાણે મને આખી રાત ઉઘ નહી આવી તમારા ચિત્રે મને એટલો આતુર બનાવ્યો હતો ! અને—મે ધાર્યુ હતુ તેનાથીય આ અદ્ભુત ચિત્ર છે !" રમણુનાને તે કલાના નમુનાના વખાણ કરતા કહ્યુ "અને તમે તે માટે પ્રતિકૃ પણ અદ્ભુત શોધી કાઢી છે." રમણુનાને ઉડા નિશ્વાસ સાથે કહ્યુ

પુરૂરવાએ ફરી ચિત્ર તરફ જોયુ એ ચિત્રથી એને સતોષ થતો નહોતો એ ચિત્ર જોઈએ એટલુ શકિત સૂચક, શાંત શૌર્યવતું નહોતુ

"કેમ શાના ? વિચારમા પડ્યા ?" માલતીએ પુરૂરવાને ચૂપ થએલો જોઈ પુછ્યુ.

પુરૂરવાએ ફરીને જોયું, અને સચિંત કહ્યું, "મને ભય લાગે છે કે તમને ભુલી રમણુલાલ મારી પ્રતિક સાથે પ્રેમમાં પડયા છે."

"ખબરદાર, જો અમારી ધણીધણીઆણીની વચ્ચે તકરાર ઉપજાવી છે, તો!" માલતીએ હસતાં હસતાં ધમકી આપી, "હવે એ તમારી છોકરીને જલદી લઇ આવો તો સારૂં!" પુરૂરવા તરફ તેણે અર્થસૂચક દૃષ્ટિ નાંખી.

પુરૂરવાએ માલતી સામે જોયું, સહેજ હસ્યો, સહેજ ડોકું ધુણાવ્યું.

તેના ઉત્તરમાં માલતીએ તેની સામે જોયું, હસી, અને કહ્યું, "શા માટે ના પાડો છો?"

રમણુલાલ અત્યાર સુધી ચિત્રમાં ખોડખાંપણની શોધ કરી રહ્યા હતા, તેણે એકદમ જાગી કહ્યું, "શાની ના?"

માલતીએ પુરૂરવા તરફ ફરી કહ્યું: "એમને જ પુછોને! એ ના પાડે છે."

"શી વાત છે?' તેણે પુરૂરવાને પુછયું.

"નહીં." સહેજ શરમાતા પુરૂરવાએ કહ્યું. રમણુલાલે ગુંચવણથી બંન્ને તરફ ફરીથી જોયું.

માલતી તેની ગુંચવણ જોઇને ખડખડાટ હસી પડી. "એટલુંયે સમજ્યા? જરા શરમથી લાલચોળ થએલા આ ભાઇનું મોઢું તો જુઓ! તેજ બતાવી આપે છે કે ભાઇ સાહેબ એમની પ્રતિક સાથે પ્રેમમાં પડયા છે!" માલતીએ ચીડવતાં કહ્યું.

"નહીં, તે વાત તદ્દન ખોટી છે, કારણ કે સદાને—"

"કેમ, પુરૂરવા, છે કે?" બારણાં આગળ આવતાં કિસને પૂછયું પુરૂરવાનું વાકય અધુરૂં રહ્યું. "કોણ, કિસન? આવને!"

"મને હંમેશની માફક આજે યે બીક લાગતી હતી કે ચાર દાદર ચડયા પછી તું ઘરમાં નહીં મળે!" કહેતો કિસન અંદર

આવ્યો અને પાછળ મોહિની આવી

માલતીએ મોહિની સામે તીરછી નજર નાખી, ચિત્ર સામે જોયું અને પુરૂરવા સામે જોયું

"ઓહ, કિસન, એલો," તેણે મોહિની સાટે એક નાનુ સ્મિત મુકતા કહ્યું

"મોહિની, આ મારો દોસ્ત પુરૂરવા. આ મોહિની, તને મળવા માગતી હતી."

"કેમ છો ?" પુરૂરવાએ પુછયુ, ને ઓળખાણ કરાવતા કહ્યું "આ મારા મિત્ર રમણલાલ, ને તેના પત્ની માલતી આ મારો એક દોસ્ત કિસન"

રસદાયક વાત વખતે વિનોદ પાડવા બ ન માલતી કિસન અને મોહિની સામે સ્હેજ તિરસ્કારથી જોતી હતી, તે એકદમ વિવેક મૂર્તિ બની ગઇ, અને મોહિનીને વિવેક ખાતરજ કહ્યું, "તમે પુરૂરવાભાઇને મળવા માગતા હતા ?"

"હા" મોહિનીએ ટાઢાશથી કહ્યું

"તમે પ તેમની માફક સામ્યવાદી છો ?" પુરૂરવા બહાર કપડા પહેરતો હતો રમણલાલ આંખોને ઉપભોગ આપતો જનાના ચીન જોતો હતો, કિસન તે ચિત્ર તરફ ગ્લાનિથી જોતો હતો એટલે માલતી ને મોહિનીને એક બીજા સાથે વાત કર્યા વિના છુટકો નહોતે

"ના" એમ કહેતા મોહિનીનુ મ્હો પડી ગયુ "ને તમે ?"

"ઉહુક" માલતીએ ખોટો તિરસ્કાર બતાવતા, હસીને કહ્યું માલતી અને મોહિની બન્ને મોટેથી હસ્યા, બન્ને એકદમ મિત્ર બની ગયા

"કિસન, સારૂ થયુ કે તુ આવ્યો પછી તુ આવવાનો છે

"હા, ને આ મોહિની પણ"

"હું તો ધારૂં છું કે તેના જેવાને કોઇ પણ ચહાય, કોઇના પણ પ્રેમને માટે તે લાયક છે." મોહિનીએ કહ્યું.

કિસનના કાનો આ ધીમો સંવાદ સાંભળીને તડપતા હતા. તેને એમ લાગવા માંડયું કે ફકત તેને ચીડવવાનેજ આ બે સ્ત્રીઓ સંકેત કરી રહી હતી. મોહિનીના છેલ્લા શબ્દોથી તેનો ભય વધ્યો. શું મોહિની પુરૂરવાના વ્યકિતત્ત્વથી, તેની ચિત્રકલાના પ્રભાવથી, તેની હસમુખી વિવેકી રીતભાતથી, પ્રથમ દ્રષ્ટિએ મોહી પડી તો નથી?

"કિસનલાલ, તમે પણ પુરૂરવાની માફક માનો છે કે હાલની સમાજ રચના જતી રહેવી જોઇએ?" રમણલાલે એકાએક પ્રશ્ન પુછયો,

"હા. ના. હા. હા." કિસને ચમકીને જવાબ દીધો. તેના જ્ઞાનતંતુઓ તેનું કહ્યું કરતાં નહોતાં.

"શા માટે? હાલની સમાજરચનામાં તમને શું ખોટું લાગે છે? પિતા અને પુત્ર, માતા અને બાળકો, પતિ અને પત્ની સાથે રહે તેમાં તમને શું ખોટું લાગે છે? કૌટુંબિક ભાવનામાંથી તો વસુધૈવ કુટુંબકમની ભાવના જન્મે છે!" રમણલાલને એકાએક આ સૌ બોલવાની ધુન કયાંથી થઇ આવી, તે વિચારતી માલતી વિસ્મય પૂર્વક તેની તરફ જોવા લાગી.

"કારણ દરેકના માનસને વિકસવા માટે પુરતી તક મળવી જોઇએ. કુટુંબ એ એક એવી સંસ્થા છે કે જે એ વિકાસને અટકાવે છે."

"કેવી રીતે?"

"પિતાના હાથ નીચે પુત્ર કયાં તો લાડમાં ઉછરે, કે કયાં તો ભયમાં ઉછરે. કયો પિતા પોતાના પુત્રને એક અવનવી વ્યકિત સમજી તેને નાનપણથી માન આપે છે? કઇ માતા પોતાના બાળકને

નિરાપ્ત દ્રષ્ટિથી જોઈ શકે છે? ક્યા તો તે અનેદ દ્રષ્ટિ રાખે છે, એટલુ ચહાય જે, અથવા તો તેને અનગમુ તુચ્છકારે છે. બન્ને રીતે બાળકનો સ્વાભાવિક વિકાસ અટકે છે"

રમણલાલે એ સૌ મગજમા ઉતારવાનો પ્રયત્ન કર્યો, પણ તે તેમ ન કરી શક્યા, "તો શુ તમારૂ એમ કહેવુ છે કે માતા પોતાના બાળકને ન ચહાય ?"

"ચહાય, પણ જેમ તે જગતના બીજા બાળકોને ચહાય તેમ વધારે કે ઓછુ નહી."

"પણ તે કેવી રીતે બની શકે? માતા પોતાના બાળકને તો ચહાયજ. જે બાળક ગર્ભસ્વરૂપે તેના ઉદરમા પોતાના શરીરના એક ભાગ તરીકે ઉછર્યુ હતુ, તે તેને તે કેમ ન ચહાય ?"

"એટલા માટે કે તે બાળક જગતને તે સમર્પી શકે, જગતના વિકાસ માટે આહુતિ આપી શકે, માનવાતાની પૂર્ણતા માટે તેનો ઉપયોગ કરી શકે"

"એટલે ?" રમણલાલના મગજમા આ વિચારો બરાબર બેસતા નહોતા.

"ન સમજ્યા ? જુઓ આ ચિત્ર છે પુરૂરવાએ ચિતર્યુ છે તે ચિત્ર તેના મગજમા હતુ પુરૂરવા તેની માતા છે, આ ચિત્રની પ્રતિક તેનો પિતા છે સમજ્યા ?"

માલતી ખડખડાટ હસી પડી કિસને ચીડાઇને તેની સામે જોયુ જ્યારે તે આવી સરસ રીતે સમજાવી રહ્યો હતો ત્યારે તે અજાણી સ્ત્રીને હસવાનો શો હક્ક?

"માલતી હસે છે કેમ ?" રમણલાલે સહેજ ગુસ્સાથી પુછ્યુ આવી રીતે તે હસે, તે સામા માણસને કેવુ ખરાબ લાગે?

માલતી એકદમ ચુપ થઇ ગઇ. 'અમસ્તી"

"પણ એવી રીતે હસતાં તને જરા વિચાર પણ નથી આવતો?"

"પણ હું શું કરૂં? આ કિસનલાલ કહે છે કે આ ચિત્રની માતા પુરૂરવા છે, અને પિતા સદા છે. કોઇ દિવસ પુરૂષ મા ને સ્ત્રી પિતા હોઇ શકે?"

મોહિનીને યે આ સાંભળતાં હસવું આવ્યું. કિસન આ જોઇ વધારે ધુંધવાયો. એ સ્થળેથી કોઇ પણ રીતે નાસી જવાની તેણે તક શોધવા માંડી,

"તમે શું કહેતા હતા? આ ચિત્ર વિષે?" રમણલાલ કિસનને સહેલાઇથી છોડે તેવા નહોતા.

"જો આ ચિત્ર જો કે પુરૂરવાએ ઉત્પન્ન કર્યું છે, છતાંયે એ ચિત્ર માટે પુરૂરવાને પ્રેમ ન હોવો જોઇએ; સાચા સામ્યવાદીની માફક તે તે ચિત્રને ભેટ આપવાનો છે જગતને જગતના વિકાસને માટે.' કિસને ગુસ્સામાં, સહેજ તોડછડાઇમાં કહ્યું.

પણ રમણલાલ એટલેથી સંતોષાયા ન હોતા. "તે તો સમજ્યા. કુટુંબની ભાવના ન હોવી જોઇએ, પણ જગતમાંથી આ શ્રીમંતનો અને ગરીબનો ભેદ દુર શા માટે કરવો?"

"એતો–"

"મને પુરૂં કરી લેવા દો. તમે કહો છો કે તવંગર કે ગરીબમાં ધનની દષ્ટિએ તફાવત હોવો ન જોઇએ. તો દરેકની મહત્વકાંક્ષાઓ મરી જાય, કોઇને સારૂં કામ કરવાનું મન ન થાય."

"કેમ ન થાય? અત્યારે જેમ માણસ પોતાના કુટુંબને માટે કમાય છે, શ્રીમંત થવા પ્રયત્ન કરે છે, તેવી રીતે તે નવા સમાજમાં તેજ માણસ વસુધા કુટુંબના ભરણ પોષણ માટે પ્રયત્ન કરશે."

"પણ હમણાં ખોટું શું છે? તમે કહેશો કે ગરીબો બેકાર છે, ભુખે મરે છે, પણ એતો હમણાં મંદીનો વખત છે માટે. તેજી

ફરી આવતાંજ ગરીબોનો ભુખમરો દુર થશે તેઓ ફરીથી ધંધામાં કામે લાગશે."

"તમે એમ માનો છો?" કિસને કડુ હાસ્યથી કહ્યું 'આ શ્રીમંતેમાં અક્કલ હોત તો પછી બાકીજ શું રહેત?' તેણે વિચાર્યું.

'હા. ને વળી અસલના વખત કરતા હાલમાં તો તેમના સુખ માટે વધારે પ્રયત્નો થાય છે. ગરીબોને માટે મફત દવાખાના, મફત નિશાળો, અનાથાશ્રમો, દેવળો, બાગો વગેરે તેમને માટેજ કરવામાં આવે છે. દર વર્ષે, લાખોને કરોડો રૂપીઆની સખાવતો તેમને માટે થાય છે"

"તેની કોણ ના પાડે છે?" તેણે ગુસ્સાથી જવાબ આપ્યો "એક ગુમડું થયું હોય તેને ઉપરથી પાટાપટ્ટી કરી રૂઝવો તોય શું? તે ઉપરથી મટી ગયું લાગે તોય શું? એની અંદરનો સડો તો તેમજ રહે છે તે ગુમડાને માટે શસ્ત્ર ક્રિયા થવી જોઈએ ત્યારે એ ગુમડું તદ્દન મટે તેજ પ્રમાણે તમારો સમાજ તેમાંનો સડો મફત દવાખાનાથી, બાગોથી, અનાથાશ્રમોથી કે મફત શાળાઓથી! ફકત ઢંકાય છે, દૂર નથી થતો!" કિસને ચીડવાઇને કહ્યું ને ઉભા થઇ ઓરડીમાં આંટા મારવા માંડ્યા, અને મોહિનીએ તેને આ સ્વરૂપમાં કદિ જોયો નહોતો. તે સહેજ બીધી પણ ખરી માનતી પણ દબાઇ ગઇ

રમણુલાલ ઘડીકમાં આંટા મારતા કિસન તરફ જોતા, ઘડીમાં શાંત તેજથી સૌને ડારતી ચિત્રમાની સદા તરફ જોતા



# પ્રમેહ અને પેશાબનાં ભયંકર દર્દોનો

## ચમત્કારિક ઇલાજ




# ગોનો-કિલર

(રજીસ્ટર્ડ)

પેશાબ અને ધાતુનાં દર્દો માટે "ગોનો-કિલર" એકજ છેલ્લામાં છેલ્લી અજબ અને સચોટ દવા છે કે, જેનાં સેવનથી કોઇ પણ દર્દીને નિરાશ થવું પડતું નથી. લેભાગુ અને નકલી પેટંટ દવાઓ, પીચકારીઓ અને ઇન્જેકશનોમાં નાણાંની બરબાદી કરી નિરાશ થઇ બેઠા હો, ત્યારે આ જગપ્રસિદ્ધ દવા અજમાવવા ચુકશો નહિ. ગમે ત કારણથી લાગુ થએલ તુરતનો અથવા જુનામાં જુનો પ્રમેહ, (પરમીઓ) સ્વપ્નામાં તથા પેશાબમાં જતી ધાતુ, તથા જતી રસી, થતી સખ્ત બળતરા, ટીપું, ટીપું તથા અટકીને થતો પેશાબ તથા સ્ત્રીઓનાં પ્રદરનાં રોગો વગેરે પેશાબને લગતાં તમામ દર્દોનો જડમુળથી નાશ કરે છે.

**ખાસ ચેતવણી**—ગોનો કીલરની નકલ કરનારાઓથી સાવધ રહેશો. અસલ દવા "ગોનો-કિલર" (કુકડા છાપ) લાલ લેબલ તપાસીને લેવાની ખાસ ભલામણ છે.

**૫૦ ગોળીની બાટલીની કીંમત રૂ. ૩)**

**વી. પી. ખર્ચ જુદું.**

એકલા બનાવનાર:

**ડો. ડી. એન જસાણી ગીરગામ બેકરોડ, મુંબઇ નં. ૪.**

મુંબઇ એજંટ,

વનમાળી ભીખાની કાં. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ નં. ૨



ઘર એટલું શાંત અને નીરવ લાગતું હતું કે એની કુપ કાઢ્યો ઉષાને એ સ્વાભાવિક હતું. સદા ક્યાં ગઈ હશે? તેણે હાથની ઘડીઆળ સામે જોતાં કહ્યું. નવ તો વાગી ગયા અને તે સાડાઆઠવાગે જ ગઈ હોય, તો જરૂર તે પાછી આવી ગયા વગર રહે નહી. તે તો નિયમિતતામાં ઘણી માનનારી છે.

'અને જો તે દૂર ગઈ હોય તો બારણું ઉઘાડું કેમ મુકી જાય?'

તે ઉભો થયો, અને પાછો બહાર આવ્યો

આજુબાજુ કોઈ પડોશી પણ દેખાતા નહોતા બધું જ સુમસામ હતું. તે પાછો અંદર આવ્યો, તેણે ફરીથી ઘડીઆળમાં જોયું, ફરીથી ઓરડામાં ચારે બાજુ નજર ફેરવી. તેને ઓરડો નિષ્પ્રાણ લાગવા માંડ્યો.

'કોણ જાણે ક્યાં ગઈ હશે?" તે બેચેન થતો જતો હતો. આમથી તેમ તે ઓરડામાં આંટા મારવા લાગ્યો

આખરે તે તેમ કરતાંય થાક્યો. તેનું માથું ફરવા લાગ્યું. મગજમાં પૂરના પ્રવાહની માફક વિચારો આવતા હતા. તે ફરી બેઠો પણ આંગળીના નખ કરડવાથી કદાચ સદા ક્યાં હશે, તેની ખબર પડે? બેચેનીથી કપાળ ઉપર કરચલી આણવાથી ભુત, ભવિષ્ય, સમજાય?

તે ફરી ઉભો થયો—જતો રહેવાને, પણ તે ફરી બેઠો સદા ક્યાં છે, તે જાણ્યા વિના તેનાથી શી રીતે જઈ શકાય?

'કોણ જાણે એણે આજે શું કરવા ધાર્યું છે? શું મને ચીડવવા કોઈ જગ્યાએ સંતાઈ તો નથી ગઈ? આવી મશ્કરી! હા, સંતાઈ જ ગઈ હશે. હા હા" તે ઉભો થયો પાસેના નાના ઓરડામાં ગયો. ત્યાં તે નહોતી. એક ભંડારીયું હતું તે ઉઘાડ્યું ત્યાં નહોતી.

પાછો તે બહાર આવ્યો. એક કબાટ હતું તે ખોલ્યું.

કેંજ નહોતું. તદ્દન ખાલી ખાટલા પર તેની નજર પડી તેની નીચે તો ન હોય? તેણે નીચે જોયું. ના, ત્યાંય નહોતી. તે ફરી ઉભો થયો.

એની નજર ઓશીકા પર પડી. તેણે તેના ઉપર એક કાગળ જોયો તે તેની તરફ એકદમ ધસ્યો. અત્યાર સુધી તેણે તે તરફ કેમ નહોતું જોયું? ઓશીકા ઉપરજ નાસી જનાર માણસો કાગળ ખોસી જાય છે. સદા નસીજ ગઇ હશે.

તેણે કાગળ હાથમાં લીધો, અને ધ્રુજતા હાથે વાંચવા માંડ્યો. જેમ જેમ તે આગળ વાંચવા લાગ્યો તેમ તેમ તેના હથ પગ ધ્રુજવા લાગ્યા. તે ખાટલા ઉપરજ બેસી ગયો. જયારે તે લાંબો કાગળ વાંચી રહ્યો ત્યારે એની આંખોમાં આંસુ હતાં, પણ તેનું મુખ દીલગીરી ભર્યું, છતાં પ્રફુલ્લિતજ હતું.

તે ઉભો થયો પણ તેના પગમાં જલ્દી ચાલવાની શક્તિ નહોતી. તેનું મગજ દીલગીરી ભર્યું નહોતું પણ શરીરની શક્તિ કોઇ હરી ગયું હતું. તેનું બેચેન થઇ ગએલું ચિત શાંત થયું હતું તેનું હૃદય નિર્બળ થયું હતું, પણ તે જુદી દુનીઆમાં વસ્તો હતો. તેને જમીન પર પગ ફાવતો નહોતું, વ્યોમમાં વિહરવું હતું.

કોક ઘેલાની માફક તે ઘરની બહાર નીકળ્યો.

: ૧૮ :

"હુ જ પુરૂરવાભાઇ કેમ નહી આવ્યા ?" માલતી બોલી
કિસન આટા મારતો હતો' માહિની આટા મારતા કિસનને જોઇ સહજ કટાળાથી, સહેજ તિરસ્કારથી, સહેજ બેચેનીથી, બેસી રહી હતી રમણલાલ ચિનને જોઇ ફરીને ફરી કિસન સાથે બોલવાનો પ્રયત્ન કરવા છતા બોલી શકતા નહી આથીજ માલતી કટાળીને બોલી

પોતાના નિરીક્ષણમા વિક્ષેપ પાડવા માટે ગુસ્સાથી રમણલાલે તેની સામે જોયુ, અને પાછુ ચિનનુ નિરીક્ષણ કરવા માડયુ. "ડોળા કેમ કાઢો છો? અને તેયે બહારના લોકોના દેખતા ?" માલતીએ રમણલાલને ચીડાવવા કહ્યુ રમણલાલે ભવા ચઢાવ્યા, અને ફરી માલતી તરફ જોયુ, પણ એ પળ માટેજ ચિનનુ નિરીક્ષણ વધારે કાળના વ્યયની છુટ આપી શકે એમ નહોતુ,

મોહિનીને આ રસભર્યું લાગ્યું. તેણે આંટા મારતા કિસન તરફ જોયું, પણ તેનો દિમાગ હજી ઠેકાણે આવેલો ન હોવાથી, તે માલતી સાથે વાત કરવાજ બોલી: "માલતીબેન, તમને આ ચિત્રમાં રસ નથી પડતો?"

"મને એ ચિત્ર કરતાં તે ચિત્રના અસલમાં વધારે રસ છે."

"કેમ?"

"કારણ કે મને વહેમ છે કે તે છોકરી કદાચ પુરૂરવા ભાઇના પ્રેમને માટે નાલાયક હોય." માલતીએ કહ્યું. કિસન અટકયો, માલતી સામે જોયું, અને ફરી ફરવા લાગ્યો. "પુરૂરવાભાઇ તેના પ્રેમને માટે નાલાયક હોય, તે સંભાવિતતા તો તમે મુકતાજ નથી." મોહિનીએ કહ્યું.

"નથી મુકતી કારણ કે હું માનતી નથી. હા, પુરૂરવાભાઇ તેને પરણવાને માટે નાલાયક હોઈ શકે, પતિ થઇ, પત્ની પર હુકમ ને અમલ બજાવવામાં તે અયોગ્ય હોઇ શકે," માલતીએ રમણુલાલ તરફ મસ્તીભરી આંખોથી જોતાં કહ્યું. "પણ પ્રેમ એ જુદી વસ્તુ છે"

"એટલે?" મોહિનીને ખરો રસ પડવા માંડયો હતો.

"તમને એ કેમ સમજાવી શકાય? તમે હજી નાના છો. અને વળી પુરૂષોનાં દેખતાં એવી વાતો કરીએ તો તે વહેમાય." તેણે કિસન અને રમણુલાલ બન્નેને બરાબર સંભળાય તેવી રીતે કહ્યું. બન્નેએ તે સાંભળ્યું, બન્નેએ તેની સામે જોયું.

"માલતી! ગમે તેમ ના બોલ." રમણુલાલે કહ્યું.

"હું ધારૂં છું કે ગઇ કાલે રાતેજ તમે વાણીસ્વાતંત્ર્યની જરૂરીઆત પુરૂરવાભાઇ આગળ કબુલ કરી હતી." માલતીએ કહ્યું.

"તેની અહીં કયાં વાત થાય છે?

"ત્યારે શાની વાત થાય છે? હું અમુક વાત કહું છુ—મારી

કિસનનું મોઢું શ્યામ થઇ ગયું હતું.

"હા, પણ તેમાં વાંક સંજોગોનો છે. નાનપણથી મા બાપ વિનાની હોવાથી, અને રણછોડ કાકાના હેત નીચે ઉછરેલી હોવાથી મારી લાગણી અડધીજ વ્યક્ત થઇ શકતી. મારૂં કોઇ ના હોવાથી મારી લાગણી કોના ઉપર ઢોળવી, તે એક કોયડો હતો. હું મોટી થઇ અને બીજાઓનાં સહવાસમાં આવી ત્યારે યે મને એવું કોઇ ન મળ્યું કે જેના ઉપર હું મારો હક્ક ધરાવી શકું.

"જેમ જેમ હું વધારે માણસોના સહવાસમાં આવતી ગઇ, તેમ તેમ છીછરા હૃદયના માણસોનો મને સમાગમ થતો ગયો, અને જેમ નિષ્ફળતા વધતી ગઇ, તેમ મારો અસંતોષ વધારે સ્પષ્ટ થતો ગયો. આખરે—"

સ્ત્રી સહજ લજ્જાથી સરનું મોઢું લાલ થઇ ગયું. કહેવાના આવેશમાં તેણે એક શબ્દ કહીને જોઇએ તેથી વધુ કહી નાખ્યું હતું, તેનું એકાએક ભાન થતાં તે અટકી.

" એટલે શું ?" કિસનને તેના અટકવાનો અર્થ સમજાયો.

" કંઇ નહીં."

" કોઇ વાક્યનો અંત 'આખરે'થી આવતો નથી—સિવાય કે કવિતામાં."

" મેં ક્યાં કહ્યું કે મારા વાક્યનો અંત ત્યાં આવ્યો છે? "

" ત્યારે અટકી કેમ ગઇ ? "

" કારણ કે મારે આગળ કહેવું નહોતું."

" કેમ ? "

"મારે તેનું કારણ પણ કહેવું નથી.

" કારણ ન કહેવાનુ કારણ ? "

" તે યે નથી કહેવું."

એક મિત્રને, અને તમે વચ્ચે પડી મને તેમ બોલતા અટકાવો છો" ખોટા રોષથી માલતીએ કહ્યુ

"પણ તુ એવુ બોલે તેમા હુ બીજુ શુ કરૂ ?" દયામણા ભાવે રમણલાલે કહ્યુ, અને તરતજ પોતાનો હક્ક જાળવી રાખવા કહ્યુ, "તુયે જરા સમજી વિચારીને બોલે, તો હુ શા માટે તને એક શબ્દ પણ કહુ?"

"હુ ધારૂ છુ કે પુરૂરવાભાઇ આવી જવા જોઇએ" રમણલાલના શબ્દો સાભળ્યા વિના માલતીએ અધીરાઇથી કહ્યુ

"એ છોકરીને તારી માફક કપડા પહેરતા બહુ વાર લાગતી હશે" રમણલાલે વેર વાળવા કહ્યુ.

કિસનને સદાની વાત ફરી આવતા ચીઢ ચઢી સ!, સદા, સદા! જ્યા ત્યા એનીજ વાત!

"કેમ પુરૂરવા ભાઇ, એકલા આવ્યા ?" પુરૂરવાને એકદમ એકનો આવેલો જોઇ, માલતીએ પુછ્યુ પુરૂરવાએ ખીન્નતાથી સ્મિત કર્યું અને કહ્યુ, "હા."

"પણ સદાને કેમ લેતા ન આવ્યા ?" રમણલાલે પુછ્યું. તેના અવાજમા નિરાશા હતી

"તે ઘર નહોતી. પણ તેને બદલે આ એક કાગળ હતો. પુરૂરવાએ કાગળ માલતીના હાથમા આપ્યો અને શ્રમિત મુદ્રાએ બેસી ગયો.

માલતીએ કાગળ વાચવા માડ્યો થોડોક વાચ્યો, પણ પછી તેને સમજ ન પડી "પુરૂરવાભાઇ, મને તો કાગળમા સમજ નથી પડતી !"

પુરૂરવાએ બંધ કરેલી આખો ઉઘાડી "કિસન, તુ વાચી સભળાવ. એ કાગળની મહત્તા ઘણી છે, અને એટલાજ પ્રમાણમા

તે ઉપયોગી છે."

કિસનને આ સૂચના ન ગમી. સદા ન આવી તેથી તે સહેજ ખુશ થયો હતો, પણ આ નવી શિક્ષા અસહ્ય હતી. તેણે આનાકાનીથી પત્ર હાથમાં લીધો અને મોટેથી વાંચવા માંડયો:—

"પુરૂરવાભાઇ, હું ઇચ્છું છું કે આ કાગળ તમને મળે. જો તમે તેને જોયા વિના ચાલી જશો, તો મને એકજ બીક રહેશે—કે તમને કૈં પણ કારણ બતાવ્યા વિના હું ચાલી ગઇ, માટે માઠું લાગે.

"પુરૂરવાભાઇ, તમારી જોડેના થોડા મહીનાના સહવાસે હું ઘણું શીખી છું, અને તે માટે હું તમારો જેટલો આભાર માનું તેટલો ઓછો છે: અને તેથીજ હું ઇચ્છું છું કે તમે મને કૃતઘ્ન ન ગણો.

"તમારી સાથે હું આટલો બધો વખત રહી છતાંય તમે મને મારા ભુતકાળ વિષે એક પ્રશ્ન પણ ન પુછયો, તે સુજનતા માટે મારે આ કાગળ લખવો પડે છે: કારણ કે આવી રીતે તમારાથી દૂર દૂર જતાં જો હું મારા જીવનનો ઇતિહાસ ન કહું તો મને આખી જીદગીભર આત્મવંચનાનો ડંખ લાગ્યા કરશે."

કિસન કંટાળાભરી મુદ્રાએ એટલો કાગળ વાંચી ગયો, પણ આગળ વાંચવાંની તેની હીંમત ન ચાલી. તેને ચોકકસ લાગ્યું, કે સદાએ તેના વિષે પણ અંદર ઘણું લખ્યું હશે. તેણે બેદરકારીના ભાવથી કહ્યું, "પુરૂરવા, લે મને એ વાંચી સંભળાવવામા જરાયે રસ નથી પડતો, અને એનું જીવન જાણવાની મને જરાય જિજ્ઞાસા નથી."

તેણે પુરૂરવા સામે કાગળ ધર્યો. પુરૂરવાએ તે હાથમાં લીધો, અને શાંતિથી કહ્યું," કિસન, તેમાં આટલો ફીક્કો શાનો પડી જાય છે? આટલો ધ્રુજે છે કેમ?"

બધાં સાંભળી રહ્યાં. કોઈની શ્વાસ લેવાનીય હીંમત ન ચાલી. કિસનનું લોહી વધારે ઉડતું જતું હતું.

પુરૂરવાએ તેજ શાંત સ્વરે કહ્યું "તને તને પોતાના કર્મનો પસ્તાવો થાય છે? તે મહુર પડી જાય, લોકો તે જાણી જાય તેની તને બીક લાગે છે?"

કિસનની નજર આ સાંભળી અજાણ્યે મોહિની તરફ ગઈ. પુરૂરવા કિસન સામે જ એવી ઢબે જોતો હતો એટલે તેણે તે જોયું.

"મોહિનીનો ડર લાગે છે? શા માટે? તેં એવું કે ખોટું કર્યું નથી કે તેના માટે તને કોઈનેય ડર લાગે. આપણા ધર્મનો મહાન સિદ્ધાંત તને ખબર છે ને? કે ડરના તો ડરના નહી, ડરના તો કરના નહી?"

કિસન બેસી ગયો. પુરૂરવાના શબ્દો તીરની માફક તેને ડંખતા હતા.

"મોહિનીને તું ચહાય છે? મોહિની, તું એને ચહાય છે?" પુરૂરવાએ આગળ ચલાવ્યું, "છતાંય, મોહિની તને એણે પોતનો પૂર્ણ વિશ્વાસ કર્યો નહી?"

કિસન ગુસ્સાથી ઊભો થયો "પુરૂરવા, મેં જે કંઈ કર્યું છે, તેથી હું શરમાતો નથી. ભૂલ કરી હોય તો મનુષ્ય તરીકે મને ભૂલ કરવાનો હક્ક છે. ભૂલો જ માણસને શિક્ષણ આપે છે. તે માટે તારે મને મોટું ભાષણ આપવાની જરૂર નથી. ચાલ, મોહિની, આપણે જઈએ."

મોહિની બેસી જ રહી. તે ઉઠવાનું નક્કી ન કરી શકી.

"ઉતાવળ શી છે? કિસન, નાહકનો ગુસ્સે ન થા. આટલું સાંભળ્યા પછી મોહિની તું ના જાય તો ઉલટું તેનું મન વધારે વહેમાશે." કિસન ધુંવાપુંવા થતો ફરી બેઠો.

"આજની હું સદાને ત્યાં ગયો, સાથે તે નહાની ફક્ત આ ટગર તે ગુમ ને ગુમ થઈ ગઈ હતી.

"શા માટે તે ખબર છે? તે એક પુરૂષને ચહાતી હતી. ફરી તું ઉંધું સમજી, માલતી, તે મને ચહાતી નહોતી.કિસનને ચહાતી હતી. કિસન પણ એને ચહાતો હતો. બે દિવસ સુધી તો તે ચોકકસ એનેજ ચહાતો હતો. બન્ને જણ પોતાના સીવાય આખી દુનીઆને ભુલી ગયા હતા.

"પણ પછી તેનો પ્રત્યાઘાત. ત્યાર પછી તરત કિસન–" તેણે કિસન સામે ભયંકર દ્રષ્ટિ નાંખતાં કહ્યું, "બીજી છોકરીને મળ્યો તેને ચહાવા લાગ્યો એટલે તે સદાને ભુલી ગયો, અથવ." તેણે કિસન સામે તિરસ્કારથી જોતાં કહ્યું, "તેનું અંતઃકરણ તેના પાપાચરણ માટે ડંખતું હતું. તે અંતઃકરણ હું ધારૂં છું કે હજી ઓગણીસમી સદીના પાપપુણ્યના લેપથી લીંપાયલું છે. ગમે તેમ પણ ત્યાર પછી તે સદાને કદિ મળ્યો નહીં.

"સદા સ્વપ્ન સુંદરી હતી. અમારા જીવનમાં–મારા અને કિસનના જીવનમાં તે સ્વપ્નની માફક આવી હતી. એટલે તે કાચથીય બરડ હતી, આટલોયે આઘાત તેને તોડવાને, તેને છિન્ન ભિન્ન કરી નાખવાને, તેના કકડે કકડા કરી નાંખવાને પુરતો હતો. તે લખે છે કે" પુરૂરવાએ કાગળ ખોલ્યો, અને વાંચવા માંડયું, "પુરૂરવાભાઇ, તમે કહેલી સામ્યવાદની વાતો મને પળેપળ ડંખવા લાગી. તમેજ કહેલું કે સૌને ચહાવાની છુટ છે પણ મધ્યકાળના અર્ધગાંડા પ્રેમીઓની માફક પોતાના પ્રણયમાં જગતને ભુલવામાં કે તે પ્રણય માટે પ્રાણ આપી દેવામાં મોટામાં મોટો ગુન્હો છે. મને લાગ્યું કે મેં તે ગુન્હો કર્યો છે. બે દિવસ હું કિસન સીવાય બધું ભુલી ગઇ હતી. હોસ્પીટલમાં ચાર દર્દીઓના રીપોર્ટ લખતાં તેમને બદલે મેં કિસનનુંજ નામ લખ્યું. મને મારા પર એવો તિરસ્કાર આવ્યો એવી શરમ આવી! તમારા કહેલા શબ્દો તેવી દરેક વખતે મને ભયંકર વેદના આપતા હતા——"

"... ...મેં તમને આજે સવારે એકાએક જોયા ત્યારથી મારો પશ્ચાતાપ વધ્યો. મારાથી તમને મોઢું પણ બતાવી શકાય એમ નહોતું. તમારા આટલા શિક્ષણ પછી આટલા સહવાસ પછી, આટલી ઉંચી ભૂમિકા ઉપર પહોંચ્યા, પછી આવી અવનતિ થાય ત્યારે મારાથી તમને મોઢું કેમ બતાવી શકાય? હું તમારા આગળ દંભી બની રહું, તમને સૌને છેતરૂં, પણ મને હું કેમ છેતરી શકું? મારો પોતાનો ગુન્હો કેમ વિસરી શકું? હું કેમ ભૂલી શકું કે એક પુરૂષના પ્રેમ માટે હું આખા જગતની વિસ્મૃતિ કરી શકી? હું કેમ ભુલી શકું કે નશામાં ચુર બનેલા માણસની માફક મને કશાનું ય ભાન રહ્યું નહોતું એ વિસ્મૃતિની વિસ્મૃતિ કેવી રીતે થઇ શકે?

"એથીજ હું આજે ચાલી જાઉં છું, કારણ કે આવતી કાલે તમે આવવાના છો અને હું તમને મોઢું બતાવીશ કે એમ નથી. તમે ઘણી વખત જ્યારે મારી સાથે સામ્યવાદની ચિત્રની સંગીતની, વાતો કરતા ત્યારે, હું તમારા મોઢા ઉપર આશાના ભાવો જોતી હતી. તમારા મનમાં શું થતું હતું તે હું સમજતી હતી. હું જોઇ શકતી હતી કે તમે મારા માટે મોટી આશાઓ બાંધી રહ્યા છો, હું સામ્યવાદી થાઉં એટલું જ નહીં પણ તમારા એ શુભ કાર્યમાં સક્રિય સામીલ થાઉં એવી તમારી ઇચ્છાઓ તમારા મોઢા ઉપર મુદ્રિત થતી હું જોતી હતી અને એથી તમને આ બધું કહ્યા પછી તમારૂં નિરાશાભર્યું મુખ જોવાની મારામાં હિંમત નથી.

"માટે પુરૂરવાભાઇ, છેલ્લે આશિષ આપો કે મારે માટે એક દિવસ એવો આવે કે જ્યારે હું તમે ધારો છો અને ઇચ્છો છો એટલી શુદ્ધ અને અલિપ્ત થઇ, તમારી પાસે આવું અને શિક્ષણના દ્વીતીય ક્રમ માટે દિક્ષા માગું."

લી૦ સદા.

આખી ઓરડીમાં બધા ચુપ હતા. રમણલાલ માથે હાથ ટેકવીને સ્થિર દ્રષ્ટિથી ચિત્ર તરફ જોઇ રહ્યા હતા, કિમન પુરૂરવા સામે જોતો

હતો. માલતી ક્યાં તો ઉંડા વિચારમાં હોય અથવા કોઈ પણ વિચાર તેના મગજમાં ન હોય તેવી મુદ્રાએ બેઠી હતી. મોહિની જમીન તરફ જોઈ રહી હતી.

ગઝલ પુરો થતાં મોહિનીએ ઉંચુ જોયું. તેની આંખોમાં આંસુ હતાં. પુરૂરવાની નજર તેના પર પડી. તેણે તરત કિસન તરફ આંખથી ઈશારો કર્યો. કિસને તે જોયું ને ગભરાઈને પાસે ગયો, અને ધીરેથી કહ્યું, "મોહિની!"

તેણે ઉભેલા કિસનના મોંઢા સામે જોયું. તેની આંખમાં આંસુ હતાં છતાંય દીનતા નહોતી, કિસને કહ્યું. "પુરૂરવા, હું ધારું છું કે અમારાથી ધાર્યા પ્રમાણે તારા ઉત્સવમાં આવી નહીં શકાશે."

"નહીં, સાંજના ચોક્કસ આવીશું!" મોહિનીએ એકદમ કહ્યું 'હું તો ઈચ્છું છું કે આજનો આખો દિવસ મેં તેમાંજ ગાળ્યો હોત! કિસનલાલ, તમેય આવશોને?' 31,154

કિસનલાલ અસ્થિર હતો. "હું—મારે—"

"કિસનલાલ, જેના સત્યને માટે, હિતને માટે, શ્રેયને માટે સદાની માફક લોકો જીંદગી પ્રયોગોમાં વાપરે તેમાં તમે એક સાંજ ન વાપરી શકો?" મોહિનીએ તેજથી કહ્યું.

પુરૂરવા આ સ્વર જોઈને ચમક્યો. મોહિની સામે જોતાં તેને તે સવારની કોલેજીઅન છોકરી ન લાગી. તેનામાં તેણે જે સરોજમાં જોવાની આશા રાખી હતી, સદામાં જોઈ હતી, તે તેજસ્વી રેખા જોઈ: તે શક્તિસ્વરૂપ જોયું. પણ તે તેને કૈં પણ કહે ત્યાર પહેલાં મોહિનીએ કહ્યું: "પુરૂરવાભાઈ અમે ચોક્કસ સાંજે મળીશું!" અને મોહિની અને પાછળ કિસન બન્ને દ્રષ્ટિપથમાંથી દૂર થયાં.

પુરૂરવા ઉભો થયો, અને બહાર છજામાં ગયો. થોડી વારે મોહિની અને કિસન ઉતર્યાં, અને ચાલી ગયા. તે પાછો અંદર આવ્યો. "રમણલાલ, તમને અને માલતીને મેં નાહકના ખોટી કર્યાં!" તેનું ધ્યાન મોહિનીમાં હતું છતાંય તેણે વિવેકથી કહ્યું.

' અને કારણ ન કહેવાના કારણનું--ના--નું "

કિસનને તેમાં ગુંચવાઈ ગયેલો જોઈ મરૂ હસી, તેને હસતા દેખી કિસન હસ્યો ને મરૂની સામે જોયું સરૂની આંખમાં મસ્તી જોઈ કિસન જરા તેની પાસે ખસ્યો

આખું વાતાવરણ શાંત થઈ ગયું દૂર દૂર પંખીઓના મધુ-ભાતા અસ્પષ્ટ ચીચકારથી વાતાવરણની શાંતિ વધારે સ્પષ્ટ થતી હતી

મરૂએ કિસનની આંખમાં વેન જોયું તેણે પોતાની આંખની મસ્તી વધારી;

પણ પછી સંસારના નિષ્ઠુર અને મતલબી વ્યવહારથી અલિપ્ત એવા એ બે જણાના હોઠો મળ્યા, જગતની સારી અને બુરી બધી જ વાત જાણનાર પવને પણ તેમને સ્પર્શ ન કર્યો

## :૫:

આરોગ્ય સ્વચ્છતામાં માનતા હતા, તેમની માન્યતા પ્રમાણે પ્રભુતા પછી સ્વચ્છતા નહોતી આવતી, સ્વચ્છતા પહેલી આવતી પછી પ્રભુતા આવતી

પણ તેમની માન્યતામાં એકાએક કંઈ ફેરફાર થયો હોય એવું તેમના આજના વર્તન ઉપરથી ચોક્કસ દેખાઈ આવતું હતું તેમની નિયમશીલતાનો આજે ભંગ થયો હોય, જાણે બ્રહ્માંડ આખામાં ગંદકીનું આગમન થયું હોય તેમ તેમના ગુસ્સાના જ્વાળામુખીનો લાવા સ્થળે સ્થળે દેખાતો હતો.

હમેશાં વ્યવસ્થિત રહેતા તેમના ટેબલ પરની ચીજો ગુસ્સાના ને ગુસ્સામાં ઉથલાવી નાખતા જોઈ તેમનું વર્તન ન સમજી શકનાર એક નોકર ઉતાવળો જઈ તે ચીજો ઠેકાણાસર મૂકવા લાગ્યો પણ તેની કાર્યશીલતા તેને ભારે પડી

"તુલા કોણી સાંગીતલા ખીક ઉચકાયલા?" માધવરાય તાડુકયો.

નોકર ગભરાઈને ઉભો થયો, અને ભાગ્યેજ ખરા ગુસ્સે થનાર શેઠની સામે જોવા લાગ્યો એને હજુ બધું સ્વપ્ન લાગતું હતું, તે નોકર હોવાથી માનસશાસ્ત્રી પણ હતો, તેણે વર્ષોથી પોતાના શેઠને ઠંડા માટલાની કોટિમાં મુકયા હતા તે ઠંડા માટલામાંથી વરાળ નીકળે તોયે તેની આંચ ન લાગે એવું તેના મનમાં ચોકકસ હતું અને આથીજ તેને શેઠનું વર્તન વિચિત્ર અને વિલક્ષણ લાગ્યું.

પણ તેનાં માનસિક સરવાળા બાદબાકીની શેઠને દરકાર નહોતી. તેમને તો તેમની સામે ટગર ટગર જોતો બાથા જેવો બે અકકલ નોકરજ દેખાયો. તેમણે ફરીથી બુમ પાડી. "તુલા યેથે કોણી બોલવલા! બહાર જા!"

ઠંડા માટલા ખરેખરા ગરમ થઈ શકે છે એવો સિદ્ધાંત ઉપજાવતો નોકર ઓરડામાંથી બહાર જવાનો ટુંકામાં ટુંકો રસ્તો શોધતો હતો, એટલામાં તેને પોતાની પાછળ શેઠના પગલા સંભળાતાં તે દોડયો. પણ તેની અને બારણાંની વચ્ચે એક ટીપાઈ અડગ યોધ્ધાની માફક સ્થિર ઉભી હતી. તે કુદવા ગયો, પણ પગલું ચુકયો ટીપાઈને તેણે બાહુપાશમાં લીધી, અને તે અડગ યોધ્ધાશી ટીપાઈને રણમાં રગદોળી.

જો હરૂબેન તે પળે ન આવી પહોંચ્યા હોત તો તે નોકરની શી સ્થિતિ થતે તે કલ્પવું મુશ્કેલ હતું, પણ તેમના આગમનથી "દાદુ સરખા આહે" એટલું જ સાંભળી, નોકરના ઓરડામાં આજના બનાવની ખબર આપવા તે છટકી શકયો.

નોકર સ્વરમર્યાદાથી દુર ગએલો લાગ્યો, એટલે હરૂબેને પુછ્યુ, "કેમ શું કર્યુ એણે?"

"એ શું કરવાનો છે? જે કર્યુ છે તે તો તારા કિસને કર્યુ છે.! જો વાંચ, મોટા ભાઈએ શું લખ્યું છે તે!"

"પણ એવું તે શું છે? ગયા વરસની માફક પાછો પડી ગયો?"

"હા, આ વખત તો તદ્દન ખાડામાં પડી ગયો છે – ફરીથી બહાર નીકળવાનોજ નથી." માધવરાયે કરડાકીમાં કહ્યું

"કેમ, શું થયું!" હરૂબેનના પેટમાં ફાળ પડી

'તે તો હું ક્યારનો કહેવાનો પ્રયત્ન કરૂં છું પણ તું મને કહેવા દે છે ક્યારે?" માધવરાયને આજે સામો માણસમાત્ર પાક દેખાતો હતો.

"કહો ત્યારે!"

"પહેલા આ કાગળ તો વાંચ!"

"પાછા માગ ચશ્મા લેવા જવું પડશે!" હરૂબેને કાગળ વાંચવાની આનાકાની બતાવી

"તારો કિસન પરણવાનો છે!" ધરતીકંપના અવાજને હરાવે એવા સ્વરે માધવરાયે કહ્યું

"એમ?" હરૂબેન માધવરાયનો ક્રોધ વિસરી ગયા, ઓરડાની આપત્તિ ભુલી ગયા, ફકત પોતાના વહાલા પુત્રના લગ્નની વાત તેમને હર્ષિત બનાવવા પુરતી હતી.

"છોકરાએ પરણવાનું કહ્યું, એ સાંભળી મા ખુશ થઈ ગઈ!" કટાક્ષથી માધવરાયે કહ્યું "ઘરમાં વહુ આવવાની ને તું સાસુ-થઈને મહાલવાની!"

"પણ–" કિસન પરણે તેમાં ક્રોધ કે કટાક્ષની શી જરૂર તે ન સમજી શકવાથી હરૂબેને બોલવાની શરૂઆત કરી પરંતુ માધવરાયે તેને વચ્ચેથી અટકાવી "એ વાતથી ખુશ થવાની કૈં જરૂર નથી તારો કિસન પરનાતની છોકરી સાથે પરણવાનો છે' કોણ જાણે મડમડી હશે કે પારસણ!"

"હાય હાય!" હરૂબેન મડમ કે પારસણ પુત્રવધૂનો ખ્યાલ સહી શક્યા નહી "પણ મારો કિસા! મને પુછ્યા વગર–"

" સરૂ !"

" કાણુ ?" તે સફાળી ઉઠી. " કાણુ, કિસન ! કેમ ? અત્યારે ? તમે આવા ફીકકા કેમ પડી ગયા છો ? શું થયું ?" સરૂએ એકસામટા પ્રશ્નો પૂછી નાંખ્યા.

" હું કહું છું. તું આમ ગભરાઇ ન જા." કિસને તેને શાંત પાડતાં કહ્યું. " બાપાજીનો તાર આવ્યો છે, કે બા ઘણી સખત માંદી છે. મારે આજે જવું જોઇએ."

" તમારી બાને કે થયું છે ? શું થયું છે ?" સરોજે સચિંત પુછ્યું.

" કોણ જાણે, તે નથી લખ્યું, તારમાં ફક્ત તે સખત માંદી છે એટલુંજ લખ્યું છે, ને મને જલ્દી બોલાવ્યો છે. એટલે હું કહેવા આવ્યો છું; હું આજે સાંજે જ જઇશ." કિસને કહ્યું.

" સારૂ."

" જેમ બને તેમ જલદી આવીશ, પણ કૈં કહેવાય નહીં !"

" કૈં વાંધો નહીં. હું હજી અહીં પંદર દિવસ તો છું." સરોજે હસતાં કહ્યું. "એટલા વખતમાં હું ચોરાઇતો નહીંજ જાઉં !"

" ના, મેં કયારે કહ્યું કે તું ચોરાઇ જશે, છતાંયે તને છોડવાનું મન થતું નથી."

" માને ખાતર પણ નહીં ? શરમ છે તમને !" સરોજ પોતાની અર્ધજાગૃતિમાંથી સ્વસ્થ થઇ હતી, તે એની બોલવાની રીત પરથી લાગતું હતું. કિસનને પરણ્યા પછી ન ચીઢવી શકાય તે બીકે અત્યારથી ચીઢવી લેવાનો તેનો ઇરાદો હોય એમ લાગતું હતું.

" ના, એમ નહીં !"

" ત્યારે કેમ ?"

" નહીં, હું એમ કહેવા માંગું છું કે કાકા જોડે તારી ઓળખાણ થઇ ગઇ હોત તો સારૂં, કારણ કે કદાચ મારાથી ન જ પાછા આવી અ

શકાય, ને કાકા જોડે તારું ઓળખાણ થયું હોય, તો તે તારી પેલી કમોડી કરવાના હતા તે કરી લે!"

"ઓલ રાઇટ, તો કમોડી માટે હું તમારું તૈયાર છું."

"ચાલ ત્યારે!"

"પણ મને કપડાં તો પહેરવા દે, તમે ઓરડામાંથી બહાર નીકળો!"

"જેવી દેવીની આજ્ઞા!" કિરણે નમ્રતાથી કહ્યું અને બહાર આવ્યો.

કિરણનું મગજ ચાળે ચડ્યું હતું. હજી તે નહોતો માની શકતો કે સરોજ જેવી છોકરી તેને ચહાય છે. પોતાનામાં શું છે? હા, તે દેખાવડો હતો, ભણેલો હતો ને સારા કુટુંબનો હતો, તે કુટુંબ શ્રીમંત હતું. આ સિવાય પોતાની તરફેણમાં એને કંઈ દેખાતું નહોતું.

પણ એટલાથી કોઈ છોકરી ચાહી શકે? એના ચાર ગુણવાળા તો સરોજના એકેએક પુરુષમિત્ર હતા, એટલું જ નહીં પણ તેમાંના કેટલાક તેનાથી વધારે દેખાવડા, વધારે ભણેલા, વધારે સારા કુટુંબના અને વધારે શ્રીમંત હતા.

કે શું પ્રેમ આંધળો છે એ વાત સાચી હશે? કે સરોજ આવી રીતે બધાને ફસાવીને પછીથી હાથતાળી આપતી હશે? તેના અત્યારના મગજમાં સરોજનો કોયડો ઉકેલી શકાતો નહોતો.

સરોજ કપડાં બદલીને આવી. સરોજના ફીક્કા ગોરા મોઢા સાથે કોઈ પણ રંગના કપડાં સારાં દેખાતાં હતાં. સાદી છીંટડી કે ગવન, સાધારણ સાળુ કે કીમતી રેશમી રંગબેરંગી બાંધણી કે પ્રખ્યાત બનારસી રેશમી સાડી, કોઈ પણ જાતના લૂગડામાં તે એક સરખી રૂપાળી, મોહમયી, સુહામણી દેખાતી.

"કેમ, શું વિચાર કરતા હતા?"

"કંઈ નહીં !"

"વિચાર કર્યા વગરનું મન હોવું એ બેવકુફીની નિશાની કહેવાય છે."

"હું બેવકુફજ છું"

"મને ખબર નહોતી. એવી ખબર હોતતો તમારી સાથે ભળત પણ નહીં !"

"હવે તો ખબર પડીને !"

"હા, પણ હવે ઘણુંજ મોડી ખબર પડી !" આંખો સલજજ નીચે ઢાળતાં સરોજે કહ્યું.

આ અભિનય હશે કે સ્વભાવિક તેનો વિચાર કરતા કિસન એક પગલું ચુકી ગયો અને પોતાને તેની અને સરોજને લગતી વિચાર પરંપરા ચાલી. સરેજ સમજી કે તે માતાની પ્રકૃતિની ચિંતાથી ચુપ રહ્યો હશે, તેય ચુપ રહી.

આખો રસ્તો તેમણે ચુપકીદીમાંજ વટાવ્યો. પોતાના બંગલામાં આવતાં કિસન પાછો સતેજ થઇ ગયો.

"કાકા, કાકા, સરોજ આવી !" તે સહર્ષ પોતાના કાકાના ઓરડામાં ગયો.

"હેં ?" આટલા હર્ષનું કારણ શું હશે તે ન કળી શકવાથી કાકાએ પુછયું.

"સરોજ આવી છે ! તેને અહીં લાવું ?"

"સરોજ ?" જનકરાયને એકાએક યાદ ન આવ્યું કે સરોજ કોણ હશે "હાં, હાં, સરોજ ? હા, લાવને !" તેમણે કિસનને રજા આપી.

"સરૂ ! અહીં; આવ !" બુમ પાડતો સરોજને ઓટલાપરથી જનકરાયના ઓરડામાં તેડી લાવ્યો.

"આ કાકા ! આ સરોજ !" તેણે એકબીજાનું ઓળખાણ આપ્યું.

"આવ બેટા, જરા પાસે આવ !" જનકરાયે હૃદયના

"સાહેબ! અમારે ઘોડાને માટે કેટલી વસ્તુઓ જોઇએ! ઘોડાને માટે તબેલો જોઇએ, ગાડીને માટે તબેલો જોઇએ, વળી ઘોડાને રોજ ખવાડવાનું તો ખરૂં જ! ચંદી અને ઘાસ તો જોઇએજ. વળી થોડા દિવસ થાય કે ઘોડાને નળ જડાવો કે ઘોડાને ડાક્ટર પાસે લઇ જાઓ! વળી પોલીસના લફરાં! ને વળી કદાચ ઘરાક દારૂબાર પીને બેઠો હોય તો–" ગાડીવાળો બોલ્યે જતો હતો, એટલામાં અંદરથી બુમ આવી "બસ ઉભી રાખ! આ કમ્પાઉન્ડમાં લે!"

ગાડીવાળાએ કમ્પાઉન્ડમાં લીધી. કિસનને પોતાના બંગલા આગળ સૌ કોઇ સાધારણ લાગ્યું. આગલે દિવસે કંઇ બન્યું હોય એવો ત્યાં ભાસ પણ નહોતો. "શું થયું હશે!" તે વિચારતો ઘરમાં પેઠો.

નોકરોની નીચેથી સામાન લાવવાની ધમાધમ થઇ રહી. કિસન પોતાની માના ઓરડામાં ગયો. "કેમ, બા!"

હરૂબેન ઓરડામાં નહોતાં! કિસન વિચારમાં પડયો. શું તેમને હોસ્પીટલમાં તો નથી લઇ જવામાં આવ્યાં?

ના. તે પળવાર સ્તંભિત થઇ ઉભો રહ્યો. સામેથી હરૂબેન જ બીજા ઓરડામાંથી આવતાં હતાં. હર્ષાન્વિત થઇ તે બોલ્યો "બા, સારૂં થઇ ગયું?"

"હા". હરૂબેન કંઇ પણ જવાબ આપે ત્યાર પહેલાં તો માધવરાય ત્યાં આવ્યા, "ગઇ કાલે અમને ઘણું ધાસ્તીભર્યું લાગ્યું, એટલે તને બોલાવ્યો. પણ આજે તો તદ્દન સારૂં છે." માધવરાયે કિસનને કહ્યું.

"પણ બા, જરા આરામ તો લઇલે! સારૂં થયું કે તારે તો ઘરકામની માથાકુટ શરૂ થઇજ છે!" કિસને કહ્યું.

"ચાલ, હવે કપડાં બદલી કાઢ!" હરૂબેને કહ્યું.

"હા બા પણ હવે તને તદ્દન સારૂં છે ને?" કિસનની ચિંતા હજી ગઇ નહોતી.

"હા, ભાઇ"

"ત્યારે હું કપડા કાઢીને આવું છું, મારે તને કેટલીક વાત કહેવી છે!" કિસન કહીને ચાલ્યો જતો હતો ત્યાં માધવરાયે કહ્યું "ત્યારે પહેલા મારે પે તારી સાથે વાત કરવી છે, તું કપડા કાઢી આવ!"

કિસન વિચારમા પડ્યો પોતાના પિતને પોતાની સાથે શી વાત કરવાની હોય? અત્યાર સુધી આવા અવાજે પોતાના પિતાએ વાત કરવા બોલાવ્યો નહોતો—અથવા તો ખરું પુછાવો તો પિતાપુત્ર વચ્ચે ભાગ્યેજ આવી વાતચિત કરવાનો પ્રસંગ આવતો મોટે ભાગે પિતાની આજ્ઞા વતી, અને પુત્ર પાળતો જો તે આજ્ઞા પાળી શકાય એવી ન હોય છતાય પુત્ર પાળવાની હા તો પાડતો જ

પણ આવી ધધાદારી રીતે—એક વધારી બીજા ધધાદારી જોડે ધધા સબધી વાત કરે તેવી રીતે, વાત કરવા કદિ પણ પિતાએ પુત્રને બોલાવ્યો નહોતો આથી જ્યારે માધવરાયે કિસનને કપડા કાઢી મળવાનું કહ્યું ત્યારે કિસનને આશ્ચર્ય લાગ્યું તે મનમાં ગભરાયો પણ ખરો શું પોતાના પિતા ધધા સબધીજ વાત કરવા માગતા હશે? શું ધધો બરાબર નહોતો ચાલતો? કે ખોટ આવી હશે? અથવા? અથવા?

અનેક ખરાબ માઠા વિચારો કરતો તે પોતાના પિતા પાસે ગયો

"બેસ" માધવરાયે કહ્યું તે જ ધધાદારી અવાજે અને ઢબે. કિસન વધારે ગભરાયો કોલેજમા મળતા પિતાપુત્ર બને આવુ કરતા આ શિક્ષણ અને અનુભવ જુદા હતા

તે બેઠો.

"કિસન, તને ખબર છે કે તને આટલો ભણાવવામાં, તને આવું મોઘું શિક્ષણ આપવામાં મને કંઈ સ્વાર્થ હતો ?" માધવરાયે શરૂ કર્યું.

કિસનને લાગ્યું કે માધવરાય સીધાજ મુખ્ય વાત ઉપર આવે છે. તે સહેજ ખુશ થયો, સહેજ દીલગીર થયો. યુવાનીમાં હોતી ગંભીર વાતો પ્રત્યેની બેદરકારી તેનામાં પણ હતી.

તેણે ડોકું ધુણાવી હા કહી.

"અને તને ખબર છે કે તે શાનો સ્વાર્થ હતો ?"

કિસન ચુપ રહ્યો.

"એ સ્વાર્થ એ હતો કે હું એવા પુત્રનો પિતા થાઉં કે જે મારૂં અને મારા બાપદાદાનું નામ રાખે !" સહેજ ગર્વથી માધવરાયે કહ્યું. "એટલુંજ નહીં પણ તે મારા ધંધામાં પડી, જે હું ખરાબ સંજોગોમાં ન કરી શક્યો, તે કરી બતાવે અને મને પણ વટી જાય!"

કિસન સાંભળી રહ્યો.

"અને તે સ્વાર્થનું મુખ્ય કારણ તું હતો. તારામાં મને આશા હતી; તારામાં હું મારી મહત્વાકાંક્ષાની સંપૂર્ણતાનું બીજ જોતો. મને મારા સ્વાર્થની પરિપૂર્ણતાનું સ્પષ્ટ દૃશ્ય તારામાં દેખાતું." માધવરાય બોલ્યા. પોતાના નાના શા ભાષણની કિસન ઉપર શી અસર થઈ છે, તે તેમણે ધ્યાનપૂર્વક જોયું.

કિસનના મુખના ભાવો નિશ્ચેષ્ટ હતા. તેને હજી સમજાતું નહોતું કે તેના પિતાને તેની જોડે શી વાત કરવાની છે.

"પણ—" માધવરાય અટક્યા. તેમણે ધારેલી અસર તેમણે કિસનના મોઢા ઉપર જોઈ. કિસન ચમક્યો હતો.

"પણ મને ખબર નહોતી કે મારી મહત્વાકાંક્ષાના બીજનું વૃક્ષ

જે વખતે ફળદાયી થશે, તેજ વખતે તેનો અંત પણ આવશે, તેજ વખતે મારી આશાઓ ધુળમા મળી જશે !"

કિસનને સહેજ ગુસ્સો ચઢ્યો. પોતે એવુ તે શું કામ કર્યુ હતુ કે તેના પિતાને તેનાથી શરમાવુ પડે ? તેણે ઉચુ જોયું, અને પોતાના પિતાની તીક્ષ્ણ આખો સાથે પોતાની આખોને મળવા દીધી તેની આખો ટક્કર ઝીલી રહી, એટલુજ નહી પણ સામી આખોને મહાત કરી શકી

"તારે પરજ્ઞાતિની છોકરી સાથે પરણવુ છે, ખરૂ ને?" માધવરાયે પોતાનો છેલ્લો પાસો ફેંક્યો.

કિસનના મગજમા પ્રકાશ થયો આટલા માટે આટલુ લાબુ ભાષણ તેને સાભળવુ પડયુ ! તેના મનનો ઘણો ખરો ગભરાટ દૂર થયો. –એ યુધ્ધને માટે તો તે તૈયાર જ હતો સરોજ સાથેના તેના લગ્નની વિરૂધ્ધ તેના પિતા થશે, તેની તેને ચોક્કસ ખાત્રી હતી

"હા !" તેણે જવાબ આપ્યો. તેના સ્વરમા દૃઢતા હતી. નિશ્ચનતા હતી.

"અને તે લગ્નથી શુ પરિણામ આવશે, તેની તને ખબર છે?"

"શી?"

"ન્યાતજાતમા આપણુ નામ હલકુ થશે, ધધામા નામ બગડશે, અને પરિણામે મને તેમજ તને નુકશાન થશે !"

"મે તેનો વિચાર કર્યો છે !" કિસન કદાચ જીવનમા પહેલીજ વખતે પોતાના પિતાના વિચારો સામે થયો હશે

"તે ?" માધવરાય તિરસ્કારથી હસ્યા "અને મે શે વિચાર કર્યો છે, તે તું જાણે છે ?"

"શો ?"

"કે પરજ્ઞાતિની ગમે એવી છોકરી માટે આ ઘરમા સ્થાન નથી !"

"અને તે ગમે તેવી ન હોય તો ?"

"કિસન, તને ખબર છે કે તને આટલો ભણાવવામાં, તને આવું મોઘું શિક્ષણ આપવામાં મને કંઈ સ્વાર્થ હતો?" માધવરાયે શરૂ કર્યું.

કિસનને લાગ્યું કે માધવરાય સીધાજ મુખ્ય વાત ઉપર આવે છે. તે સહેજ ખુશ થયો, સહેજ દીલગીર થયો. યુવાનીમાં હોતી ગંભીર વાતો પ્રત્યેની બેદરકારી તેનામાં પણ હતી.

તેણે ડોકું ધુણાવી હા કહી.

"અને તને ખબર છે કે તે શાનો સ્વાર્થ હતો?"

કિસન ચુપ રહ્યો.

"એ સ્વાર્થ એ હતો કે હું એવા પુત્રનો પિતા થાઉં કે જે મારૂં અને મારા બાપદાદાનું નામ રાખે!" સહેજ ગર્વથી માધવરાયે કહ્યું. "એટલુંજ નહીં પણ તે મારા ધંધામાં પડી, જે હું ખરાબ સંજોગોમાં ન કરી શક્યો, તે કરી બતાવે અને મને પણ વટી જાય!"

કિસન સાંભળી રહ્યો.

"અને તે સ્વાર્થનું મુખ્ય કારણ તું હતો. તારામાં મને આશા હતી; તારામાં હું મારી મહત્વાકાંક્ષાની સંપૂર્ણતાનું બીજ જોતો, અને મારા સ્વાર્થની પરિપૂર્ણતાનું સ્પષ્ટ દ્રશ્ય તારામાં દેખાતું." માધવરાય બોલ્યા. પોતાના નાના શા ભાષણની કિસન ઉપર શી અસર થઈ છે, તે તેમણે ધ્યાનપૂર્વક જોયું.

કિસનના મુખના ભાવો નિશ્ચેષ્ટ હતા. તેને હજી સમજાતું નહોતું કે તેના પિતાને તેની જોડે શી વાત કરવાની છે.

"પણ—" માધવરાય અટક્યા. તેમણે ધારેલી અસર તેમણે કિસનના મોઢા ઉપર જોઈ. કિસન ચમક્યો હતો.

"પણ મને ખબર નહોતી કે મારી મહત્વાકાંક્ષાના બીજનું વૃક્ષ

આવ્યું છે, ત્યારે ગુજરાતમાં વિચારપ્રધાન નવલકથાઓ વધારે પ્રમાણમાં લખાવી જોઇએ, એ આશા વધુ પડતી તો નજ ગણાય.

હવે આ નવલકથાનો ઇતિહાસ: હું જેલમાં હતો ત્યારે ભાઈ શારદા તરફથી ભેટનું પુસ્તક લખવાનું નિમંત્રણ મળ્યું હતું. જો હું ધારત તો ત્યાં હું તેમાંનો ઘણો ભાગ લખી શકત એમ મને આજે લાગે છે; પણ તે વખતે તો જેલ એટલે બહારની પીડામાંથી છુટી આરામ લેવાનું સ્થાન સમજતો હતો એટલે ઘણી દરકાર ન કરી.

પછી બહાર આવતાં, બહારનાં સંસારની પીડા શરૂ થતાંજ મને ભુલવવી રાખવાના મોહક ફળની વાસ આવવા લાગી. અણધારી પરિસ્થિતિઓ મને ગુજરાતી ચોથી ચોપડીનો પાઠ ફરીને ફરી શીખવવા લાગી.

પણ આખરે મેં તે પુરી કરી છે.

હવે બાકી રહ્યો આભાર માનવાનો. આ નવલકથા લખવા માટે આમંત્રણ આપવા માટે, તેમજ મેં લખવામાં લગાડેલી વાર સહી લેવા માટે શ્રી. શારદાનો; વારંવાર ઉત્સાહ આપીને, મ્હેણા દઈ, પ્રુફ સુધારીને—ટુંકમાં નવલકથા માટે લેખકે જે કંઈ પોતે કરવું જોઇએ, તે સૌ પોતાને માથે લઇ લેનાર શ્રી. શારદાના મદદનીશ શ્રી મહમદઅલી આજીઅનો. અને છેલ્લે બે ઘડી મોજના વાંચકોને જાણીતા ચિત્રકાર જગમોહન મિસ્ત્રીનો તેના ચિત્રો માટે.

બસ:

ચાઇનાં બાગ
૨૫ મે ૧૯૩૩

સનતકુમાર વીણ

જે વખતે ફળદાયી થશે, તેજ વખતે તેનો અંત પણ આવશે, તેજ વખતે મારી આશાઓ ધુળમા મળી જશે !"

કિસનને સહેજ ગુસ્સો ચઢ્યો. પોતે એવુ તે શું કામ કર્યું હતું કે તેના પિતાને તેનાથી શરમાવુ પડે ? તેણે ઉચુ જોયુ, અને પોતાના પિતાની તીક્ષ્ણ આખો સાથે પોતાની આખોને મળવા દીધી તેની આખો ટક્કર ઝીલી રહી, એટલુ જ નહી પણ સામી આખોને મહાત કરી શકી

"તારે પરજ્ઞાતિની છોકરી સાથે પરણવુ છે, ખરૂ ને?" માધવરાયે પોતાનો છેલ્લો પાસો ફેંક્યો.

કિસનના મગજમા પ્રકાશ થયો. આટલા માટે આટલુ લાબુ ભાષણ તેને સાભળવુ પડ્યું ! તેના મનનો ઘણો ખરો ગભરાટ દૂર થયો —એ યુદ્ધને માટે તો તે તૈયાર જ હતો સરોજ સાથેના તેના લગ્નની વિરૂધ્ધ તેના પિતા થશે, તેની તેને ચોક્કસ ખાત્રી હતી

"હા !" તેણે જવાબ આપ્યો તેના સ્વરમા દૃઢતા હતી, નિશ્ચતતા હતી

"અને તે લગ્નથી શુ પરિણામ આવશે, તેની તને ખબર છે ?"

"શી ?"

"ન્યાતજાતમા આપણુ નામ હલકુ થશે, ધધામા નામ બગડશે, અને પરિણામે મને તેમજ તને નુકશાન થશે !"

"મે તેનો વિચાર કર્યો છે !" કિસન કદાચ જીવનમા પહેલીજ વખતે પોતાના પિતાના વિચારો સામે થયો હશે

"તે ?" માધવરાય તિરસ્કારથી હસ્યા. "અને મે જે વિચાર કર્યો છે, તે તું જાણે છે ?"

"શો ?"

"જે પરજ્ઞાતિની ગમે એવી છોકરી સાથે પરણશે, તો તારે માટે આ ઘરમા સ્થાન નથી !"

"અને તે ગમે તેવી ન હોય તો ?"

"તે પ્રશ્ન ઉભો થતોજ નથી. મારા ઘરમાં બીજી ન્યાતની છોકરીનો પગ હું મુકવા દેનાર નથી !"

"એટલુજ ને ?" કિસન ઉભો થયો. તેના હાથમાં પરસેવો છુટયો હતો, તેનું હૃદય ધબકતું હતું, શરીરમાં લોહી જોરથી વહી રહ્યું હતું. તે તેના પિતા સાથે લઢી રહ્યો હતો. "અને મેં યે વિચાર કર્યો છે કે મેં ધારી છે તે છોકરી સાથે હું જરૂર પરણીશ !"

"તો તે પળથી તું આ ઘરમાં નહીં રહી શકશે !"

કિસનનું મન તેને કહી રહ્યું કે તું તિરસ્કારથી હસ પણ તેના જ્ઞાનતંતુઓ જકડાઇ ગયા હતા. તે તેના પિતાની વિરૂધ્ધ પહેલીજ વખતે પડયો હતો. તેના ગળામાંથી ફક્ત અવાજ નીકળ્યો, "સારૂં !"

"સારૂં ?" માધવરાયથી કિસનના આ શબ્દો સાંભળ્યા મનાયા નહીં. કિસન પોતાનો વિચાર બદલશે એ આશાએ તે પળ થોભ્યા. કિસનની અને તેમની આંખો ફરી મળી. થથરતા પગે ઉભેલા કિસને આંખો ફરીથી ટકાવી રાખી.

કિસનનો મતફેર ન સાંભળ્યાથી માધવરાય સહેજ નિરાશ થયા. પોતે ઉતાવળ કરવાથી તેમજ જોઇએ એથી જલદીથી ગુસ્સે થવાથી પહેલીજ વખત શીકસ્ત ખાધી છે, ટેનું તેમને ભાન થયું; પણ હવે પાછા ફરી શકાય તેમ નહોતું, માન અને આબરૂનો સવાલ હતો: તેમણે તદ્દન ટાઢાશથી કહ્યું, "જે દિવસે તું પરણશે, તે દિવસથી મારા વીલમાંથી તારૂં નામ જતું રહેશે."

પણ છેલ્લા શબ્દો કિસનની પીઠ પરજ અથડાયા. તે પોતાના ઓરડા તરફ ચાલી નીકળ્યો હતો..

" ત્યારે ધુમાડા શાના પાડતા હતા ?" હરૂબેને પ્રશ્નમાળ છોડી નહીં.

" અમસ્થું. એમની ટેવ પ્રમાણે !" વધારે લાંબુ બોલવાની કિસનમાં અત્યારે શકિત નહોતી.

" હા. એમની એવી ટેવજ છે. માટે ખોટું ન લગાડવું. પણ તેં આ બધો સામાન કેમ પાછો બાંધ્યો ?"

" હું પાછો જાઉં છું."

" કેમ ?"

" હું અહીં રહીને શું કરૂં ?"

" એટલે ? તારા ઘરમાં તારે જે કરવું હોય તે કરી શકે."

"પણ બાપાજીના હુકમની વિરૂદ્ધ નહીં." કટાક્ષથી કિસન બોલ્યો, પણ હરૂબેનની મગજશકિત એવું કંઈ સમજી શકે તેમ નહોતી.

" તારે એમના હુકમથી ગભરાવું નહીં. એ તો ઘણુ યે કહે છે પણ તારે તો કરવા જેવું હોય તેજ કરવું." હરૂબેને કહ્યું.

કિસનની આંખમાં આશાનું કિરણ દેખાયું. " હેં, બા, તું મારી તરફેણમાં છે કે બાપાજીની?"

" એટલે ?"

" હું પરણવા માગું છું, તે છોકરીને હું પરણું તેની સામે બાપાજી પડયા છે. તું શું કહે છે ?

" ભાઇ હું તો કયારની તેમને અને તને કહું છું કે તું પરણે તો હું નીરાંતે મરૂં પણ—"

" પણ ?"

" એ છોકરી કયી જાતની છે !" બ્હીતાં બ્હીતાં હરૂબેને પૂછયું,

" ગુજરાતી હિન્દુ."

" પણ ન્યાત ?"

કિસનને સરોજની ન્યાત ખબર નહોતી ફક્ત એટલીજ ખબર હતી કે તે તેની ન્યાતની નથી એટલે હરૂબેનને ઉડતો જવાબ આપ્યા સીવાય છુટકો નહોતો. "બા, હવે ન્યાત જાતની વાત કોણ પૂછે છે, કે તું પૂછે છે? આજ કાલ તો છોકરી ભણેલી છે કે નહીં, તેજ જોવાય છે"

"પણ આપણી ગુજરાતી છે ને?" હિન્દુ ગુજરાતી છોકરી ભણેલી તેમજ સદ્‌ગુણી હોઈ શકે તે એમનાથી મનાતું નહોતું.

"હા હા."

"પણ ભાઈ, ન્યાતમાં આપણું કુટુંબ?—"

"બા, તારે બાપાજી જેવીજ વાત કરવી હોય, તો મારે નથી સાંભળવી. હું આજે પાછો જાઉં છું પાછો આવીશ ત્યારે વધારે વાત કરીશ" કહી તે સામાન એકઠો કરવામાં પડ્યો.

હરૂબેન થોડીવાર ઉભા રહ્યા તે થોડી વારમાં તેમના હૃદયમાં તુમુલ યુદ્ધ થયું એક પક્ષમાં પતિની ઇચ્છા પ્રમાણે ચાલવાનો તેનો ધર્મ, બીજા પક્ષમાં નાનપણથી લાડમાં ઉછરેલા પુત્રનો પ્રેમ.

પણ તે પ્રૌઢા સ્ત્રીના હૃદયમાં પરલોક સુધારવાની ઇચ્છા હતી, એટલે પહેલો પક્ષજ જીત્યો. તે વધુ બોલ્યા વિના તે ઓરડામાંથી ચાલી ગયા.

કિસને તે જોયું. એક દિવસમાં તેણે એક છોકરી માટે પોતાના માતપિતા ગુમાવ્યા હતા. 'તેણે સોદો યોગ્ય કર્યો હતો? તેમ કરવામાં તેણે નફો કર્યો હતો કે ખોટ?' એના મનને લાગ્યું કે તેણે નફો કર્યો હતો.

તેના મનનું ધાર્યું ખરૂં હતું?

પોતાના મનની સાચી નિષ્પક્ષપાતપણે ઘણાજ થોડા માણસોથી પરીક્ષા થઈ શકે છે કિસન તેમાંનો એક નહોતો પોતે કંઇક ખોટું કામ કર્યું હતું એ શંકા, જ્યારે તે સરોજને પાછો મળ્યો ત્યાં સુધી રહી. પછી તેને તે શંકા ખોટી લાગી.

"તમારી બાને કેમ છે?" સરોજે પહેલોજ પ્રશ્ન પુછયો.

કિસનથી પોતાના વિશ્વાસઘાતની વાત કેમ કરી શકાય? તેણે માત્ર કહ્યું, "હવે સારૂં છે."

"તમારે ત્યાં થોડો વખત વધારે રહેવું હતું!" સરોજે કિસનને ઠપકો આપ્યો.

"હા. એ વાત ખરી છે, પણ મારે તારી સાથે કેટલીક ઘણીજ અગત્યની વાત કરવી હતી એટલે મારે જલદીથી આવ્યા વિના છુટકોજ નહોતો."

"એવી તે શી વાત કરવાની રહી ગઇ?"

"હમણાંજ કહું? નીરાંતે વાત કરીશું."

"ત્યારે તો તમારે થોડા દિવસ તમારા બા પાસે રહેવુંજ જોઇતું હતું. કયાં તો તે અગત્યની વાત જેવી કૈં વસ્તુજ નથી, કે કયાં તો તમે તમારા બા પ્રત્યે એટલા બધા બેદરકાર થઇ ગયા છો, કે તેમને માંદા છોડીને તમે બીજે ફરો છો."

"મારે તને કેવી રીતે સમજાવવું કે—"

"ગુન્હો કબુલ કરીને, સાચી વાત કહીને. તમે પણ ખોટાં બહાનાં કાઢી શકો છો, તેની મને ખબર હોત તો—"

"તો?"

"કૈં નહી. વાત જવા દે."

"નહીં, કહે!"

"તમે ન કહો, તો હું શું કામ કહું?" સ્ત્રીઓમાં વાત કઢાવી શકવાની અદ્ભુત શક્તિ હોય છે, તેનો કિસનને અનુભવ નહોતો.

"મારી વાતમાં કૈં નથી. ફક્ત એટલુંજ કે હું તારી જોડે પરણું તેમાં મારા માતાપિતાને સખત વાંધો છે!" કિસને કહી નાંખ્યું.

"તે તો હું કહેતી હતીજ. તમારે મારી સાથે નહીં પરણવું જોઇએ."

કિસને સરોજ સામે જોયું. શું તે મશ્કરી કરતી હતી કે ખરૂં કહેતી હતી?

"કેમ?" ક્રિસને પૂછ્યું

"તમારા માતપિતાની વિરુધ્ધ તમારે થવું જોઈએ નહી

"પણ કાકા આપણી તરફેણમા છેને?"

"તો યે શું?"

"કેમ? તુ આજે આમ કેમ બોલે છે?" લગભગ રડતા અવાજે ક્રિસને કહ્યુ

"તમારે મારી સાથે ન પરણવુ જોઈએ!" સરોજે ફરીથી કહ્યું." "લગ્નનો પ્રશ્ન એટલો ગહન અને તેથી એટલો બધો બીહામણો છે, કે તેને આપણે ફરીથી ચર્ચવો જોઈએ" સરોજે દૃઢતાથી કહ્યુ.

"પણ આપણે જ્યારે લગ્નનુ નક્કી કર્યું હતુ, ત્યારે આપણે ધારી જ લીધુ હતુ કે મારા માબાપ કદિ પણ આપણી તરફેણમા નહી થાય! કાકા આપણી જોડે સહમત થયા છે, તેતો વધારાનુ"

"ખરૂ હુ તેની ના નથી પાડતી છતાયે હુ માનુ છુ કે આપણે ઘણીજ ઉતાવળથી આપણા લગ્ન નક્કી કરી નાખ્યા હતા!"

"સરૂ, તુ શુ કહેવા માગે છે, તે હજી મને સમજાતુ નથી"

"હુ આનાથી વધારે સ્પષ્ટ શી રીતે કહી શકુ? આપણે બધી વાત નક્કી કરી હતી, પરંતુ બે લાગણીવશ થઈને,—આપણી લાગણીઓ તે વખતે આપણને દોરી રહી હતી- આપણુ મન, બુદ્ધિ અનુભવ નહી લગ્ન એ પુરૂષ અને સ્ત્રીનો જ સવાલ નથી. લગ્ન એ પુરૂષ અને સ્ત્રીના આપ્તજનોની સહાનુભૂતિ પણ ઇચ્છે છે હુ નથી ઇચ્છતી કે મારે ખાતર તમારા માતાપિતા તમારી વિરૂદ્ધ જાય"

"પણ સરૂ, પ્રેમને અને વ્યવહારને ક્યારે બન્યુ છે? જ્યા પ્રેમ ત્યા સંસારવ્યવહાર ક્યાથી જળવાય?"

"હુ પણ તે જ કહુ છુ લાગણી અને બુદ્ધિ એ બે પ્રદેશો તદ્દન જુદા છે એ બે પ્રદેશોની સીમા કાઢી નાખવાની શક્તિ ઘણા ઓછામા હોય છે."

"એટલે?"

"એટલે કિસન, આપણે માટે લગ્ન હાલ તરત અશકય છે. જ્યાં સુધી આપણે બે ભણી ન રહીએ, ત્યાં સુધી આપણે લગ્ન ન કરવાં જોઈએ." સરોજ મક્કમતાથી બોલી.

કિસને આ સ્વરૂપમાં તેને પહેલી વખતે જોઈ હતી. ડાહી, શાણી, શાંત સરોજને એ ઓળખતો હતો. આવેશમયી લાગણીથી ભરેલી સરોજને તે જાણતો હતો. પણ તેજસ્વી શકિતવાળી સરોજને તેણે આજે પહેલીજ વખતે જોઈ. તેની મક્કમતાનું કારણ તેને ન સમજાયું. તેના મનમાં કુશંકાઓ ઉત્પન્ન થઈ. 'એક દિવસમાં સરોજનું મન શી રીતે બદલાઈ ગયું?' આગલે દિવસે જનકરાય પાસે ગએલી શરમાતી સરોજ અને આજની મક્કમ સરોજ વચ્ચે તેને આસ્માન જમીનનો તફાવત દેખાયો. શું આગલે દિવસે તેને એવો કંઈ અનુભવ થયો કે તે આજે પરણવાની ના પાડે છે? એક સાંજમાં કોઈક બીજો પ્રતિસ્પર્ધી તૈયાર થયો?

બની શકે. એણે સાંભળેલો સરોજનો પુર્વ ઈતિહાસ યાદ આવ્યો. આજની સરોજની વાત પછી તેને લાગી આવ્યું કે કદાચ તે આવી રીતે યુવાનોનાં હૈયાં ભાંગતી હશે. નહીં તો લગ્નનું વચન આપી, છેલ્લી ઘડીએ આડીઅવળી વાતો કરી પરણવાની આ માટે ના પાડી હશે?

અથવા શું તે ધનવાન યુવાનની શોધમાં હતી? પોતે પોતાના માતાપિતા સાથે એને ખાતર લડયો, તેને લીધે તો તે આવી રીતે ના પાડતી ન હોય?

કુશંકાઓ મનને ઘણું હચમચાવી નાંખે છે. નાની વાત, બીજે કોઈ વખતે ધ્યાનમાં પણ ન આવે એવી વસ્તુઓ, શંકામાં ડોલતા મગજને ઉંધીજ વાતો સમજાવે છે.

"સારું. હું તને નહીં પરણું!" કિસને સહેજ ગુસ્સામાં કહ્યું.

સરોજ તે ન સમજી. તેણે માન્યું કે પોતાની દલીલો સમજીને કિસને આ વાકય કહ્યું હશે. તેણે સહેજ હસીને કહ્યું, "ઉપકાર!"

કિસને તે સાભળ્યુ, આવી નફટાઈનો શો જવાબ આપવો તેની તેને સૂઝ ન પડી

તે ગુસ્સામા ઉભો થયો. તેણે સરોજ સામે જોયુ સરોજ બીજીજ દિશામા જોતી હતી તેના મોઢા ઉપર આત્મસતોષ દેખાતો હતો

કિસન વધારે ગુસ્સે થયો. તેણે પગ ઠોક્યો. પરતુ સરોજનુ ધ્યાન ન ખેચાયુ. કિસનથી આવી બેદરકારી ન સહન કરી શકાઈ તે ત્યાથી ચાલી ગયો.

સરોજ સાન્ત બેસી રહી થોડી ક્ષણ પછી તેના મોઢા ઉપર મદસ્મિત ઝળક્યુ "કિસન, લગ્ન કરતા પ્રેમ પુરુષ અને સ્ત્રીને ઘણી ઉચ્ચ કોટિમા રાખે છે, નહી ?"

તેણે ઉત્તર માટે રાહ જોઈ ઉત્તર ન આવ્યો તેણે પાછુ જોયુ, કિસન ત્યા ન હતો

'શુ કિસન ક્યાય સતાઈ ગયો હતો?' તેણે બે ત્રણ બુમો પાડી, પણ કિસનનો પત્તો નહોતો

આવી રીતે કિસન ક્યા જતો રહ્યો હશે ?

તેને ફાળ પડી શુ કિસન ઉધુ સમજ્યો હશે ? શુ કિસને એવો વિચાર કર્યો હશે કે તે તેને તરછોડી દેવા માગે છે ? એહ, કિસનના નિર્દોષ અને ભલા મગજમા કઈ પણ વિચાર પ્રવેશી શકે તેના બાળક હૃદયમા કોઈ પણ સારી કે ખરાબ અસર ઉપજાવી શકે

તે ગભરાઈ તેના મનના આયનામા જાતજાતના આકારો દેખાયા—અધારજ ઢળા. તે આકારો વધવા માડ્યા. માયાવી ઘટનાની માફક તે આકારોમાથી અનેક થવા માડ્યા

કડડડ અવાજ થયો. આકારો લુપ્ત થઈ ગયા. આયનો ભાગી ગયો. સરોજ ખરાબ સ્વપ્નામાથી જાગી ગઈ.

સાંજ પુરી થઈ ગઈ હતી. રાત્રીનો કાળો પટ શિખરો ઉપર છવાવા માડ્યો હતો.

શું એનોય દિવસ પુરો થઈ ગયો? રાત્રી શરૂ થઈ?

તેને લાગ્યું કે તારાઓ તેની મશ્કરી કરી રહ્યા હતા. તે ગુસ્સે થઈ. ઉચું કરેલું માથું તેણે ઝટકથી નીચે કર્યું, ઉભી થઈ, અને કિસનના ઘર તરફ ઝપાટાબંધ ચાલવા માંડી.

એનું મગજ ફક્ત કિસનના વિચારમાં જ કેન્દ્રિત થઈ રહ્યું. નળને માટે વનવન ભમતી દમયંતીની માફક તે કિસનનાજ વિચારે આગળ ચાલી જતી હતી. આજુબાજુ શું હતું, કોણ આવતું જતું હતું, તેનું તેને ભાન નહોતું.

તે કિસનના ઘર આગળ પહોંચી. અપશુકનદાયક એક કાળી મોટર તેની લગભગ અડોઅડ ચાલી ગઈ. તેને કિસન વિનાના જીવનની ક્યાં પરવા હતી?

તે લગભગ ગાંડા જેવી કિસનને ઘેર પહોંચી થોડે વખતે કોઈ નોકર બહાર આવ્યો.

"કિસનલાલ છે?" તેણે પુછ્યું.

"ઉભા રહો! તપાસ કરૂં છું." તેણે કહ્યું.

જાણે યુગો સુધી તેણે તપાસ કર્યાજ કરી. તે જ્યારે પાછો આવ્યો. ત્યારે સરોજ મુડદાં જેવી થઈ રહી હતી.

"એ તો ગયા."

"ક્યાં ગયા?"

"મુંબાઈ!"

"પણ અત્યારે તો મુંબઈથી આવ્યા!"

"હા—ને પાછા ગયા." તેણે બેદરકારીથી કહ્યું. તે સરોજની મનોવ્યથા ક્યાંથી સમજી શકે? તે કેમ જાણે કે તેના શબ્દે શબ્દે સરોજના મનનો અંધકાર વધતો જતો હતો.

તે રાતે તે કેવી રીતે પોતાને ઘેર પહોંચી તેની તેને ખબર પણ ન પડી.

ભાન એક સાધારણ યુવતિ સાથે તે વાત પણ ન કરી શક્યો. ક્યાંથી નિર્લજતાને તેણે ગાળો દીધી.

"કેમ કિસન, શાના વિચારમા છે? સકના?" તેના મિત્ર દિનસ લાગ જોઈ કહ્યુ
થતુ કે
જશો, ? હા" ટુકાક્ષરી જવાબ મળ્યો.
ભય કર જોજે, સભાળજે, હમણાથી તને તાકીદ આપુ છુ જેથી તે હસ્યો! તુ મને કહે નહી કે, મે તને ચેતવ્યો નહોતો, એ છોકરી
"કોઈ શ્રીમતને ફસાવવા અહી આવે છે પણ હજી કોઈ ઢડી મ નથી એણે ફટનાયના હવા ભાગ્યા છે!"

ઉપસામાનુ કિસન સાભળતો નહોતો તેનાથી માની શકાતુ નહોતુ શ્રીમત ( માગ તો તુટી જાય એવા શરીરવાળી આ યુવતિના ફેંટ- આરપાર તો ભાગવાની શક્તિ હશે!

પથનામા રાત્રે તે મગીતના મેળાવડામા ગયો પણ તે 'ન નો શો' લોકોને ( નડ્તો જે મિત્રને ત્યા સરૂ રહેતી હતી, તે મિત્રનો આખો પુરતી, ભરાઈ ગયો હતો અનેક જાતના સ્રી પુરૂષો ત્યા દેખાતા હતા આ મેદનીમા કિસન લગભગ એકલો જ પડી ગયો. "આ ઓળખતા ગણ્યા ગાંઠ્યા માણસો હતા તો અહીં હતા નહી ઘણા તો આ માનવમોજા નીચે ગરક થઈ ગયા હતા

"

સગીતના મેળાવડા તેણે અનેક જોયા હતા, ને ત્યા તેણે સગીતની મજા ચાખી હતી, પણ અહીંનુ સગીત જુદીજ જાતનુ હતુ બગલાના દરેકે દરેક ઓરડાના બધા ખુણામા સગીત ચાલતુ હતુ મહમાનો પણ સગીતનો લાભ આપવામા પોતાનો ફાળો આપતા હતા

એક ખુણામા ખડખડાટ હસવાના અવાજો આવ્યા તેણે તે તરફ નજર ફેકી એક જાડો પારસી બાવા ગાયકના અભિનય,

: ૯ :

ડિક્સન ગુસ્સામાંને ગુસ્સામાં બંગલા આગળથી નીકળ્યો તો ખરો, પણ તેના મનની સ્થિતિ પોતાનથી સમજી ન શકાતી તો તેનું પૃથક્કરણ તો ક્યાંથી જ થાય ? જ્યાં સુધી માનસિક અને શારીરિક અશક્તિએ તેને રોક્યો નહી ત્યાં સુધી તે પહોંચ્યો, ત્યારે તેને લાગ્યું કે તે તેના ઘર સુધી આવ્યો હતો. એના શિથિલ થએલા મને તેને બંગલા પાસે ફરી જવા સમજાવ્યો, પણ શિથિલતાએ તેમજ દુરાગ્રહે તેને તેમ કરતા અટકાવ્યો. તે બંગલામાં પેઠો.

જનરલ બંગલાના આગળના ભાગમાંજ બેઠા હતા. રોજને વખત તે આગળના ભાગમાં બેસી દૂરના ડુંગરો જોઈ સંતોષ માનતા. તેમને જોઈ ડિક્સન ખચક્યો. તેને લાગ્યું કે તેના મોઢા ઉપરથી કદાચ જનરલ તેના મનની સ્થિતિ પરખી જશે. તે તેમની આગળથી સુવ્યવસ્થિત રીતે ગયો.

"કેમ, કિસન, આટલો વહેલો ?" તેમણે પુછ્યું. હમેશાં કિસનના આવવાનો વખત ઘણો જુદો હતો.

"અરે, હા, હું તમને કહેતાં ભુલી ગયો હતો:" કિસને કાકાને સંતોષી શકાય એવું બહાનું કાઢવાની ગડમથલ કરતાં કહ્યું.

"શું ? એવું તે કહેતાં શું ભુલી ગયો હતો, કે તે કહેવા તને વહેલાં પાછું આવવું પડે?"

કિસનને બહાનું ન જડયું. તેને આત્મભાન થવા માંડયું કે તેના મોંઢા ઉપર ગભરાટના ભાવો દેખાય છે. તેને ખરૂં કારણ તો કહેવું જ નહોતું. જે છોકરીના તેણે કાકા આગળ આટલાં બધાં વખાણ કર્યાં તેમની આગળ તેની ખોડો કાઢવી અથવા અવગુણ કહેવા, તેમાં તેને પોતાની પરીક્ષક શકિતને લાંછન લાગતું જણાયું.

અને જુદું બહાનું શું કાઢવું તે તેના ધ્યાનમાં ન આવ્યું. એકાએક તેને લાગ્યું, 'કાકાથી ખરૂં કારણ છાનું રાખવાનો એકજ ઉપાય છે. જો હું અહીં રહીશ, તો કાકાને જરૂર ખબર પડી જશે.'

"હું અત્યારે પાછો મુંબાઇ જવાનો છું. મેં પાછા જવાની ટીકીટ પણ લઇ રાખેલી હતી, પણ—" તેણે પ્રેમ અને અધિરતાનો ભાવ મુખપર આણવા પ્રયત્ન કર્યો, "સરોજને મળવાની ઉતાવળમાં હું તમને તે વિષે કહેતાં ભુલીજ ગયો."

"સારૂં, જા જલ્દી કર, નહી તો ટ્રેન ચુકી જશે ઘણું મોડું થઇ ગયું છે. તેં પહેલેથી કહ્યું, હોત તો સામાન મોકલી આપતને!" કિસનને તેની ભુલ માટે ઠપકો આપતાં જનકરાયે કહ્યું.

કિસન આટલેથી પત્યું એમ માની સંતોષ લેતાં અંદર ગયો, અને દિવસમાં બીજી વખત તેણે પોતાનો સામાન એકઠો કર્યો, અને બહાર આવેલી મોટરમાં બેઠો.

"કિસન, કાગળ લખજે અને તારા બા કેમ છે, તેની ખબર

વખતો વખત મોકલતો રહેજે!" જનકરાયે કિસનને જતા જતા યાદ આપી

"સરૂં, કાકા!" કિસન મનમા હસ્યો. 'બીચારા ભલા કાકાને એમજ ખબર છે કે બા માદી છે અને તે માદી છે, તેથીજ હુ જાઉં છુ"

'કંઈ કાકાને ખબર પડશે તો તે મારે માટે શુ ધારશે? મને મુરખ ધારશે? કદાચ.'

'આના કરતાં કાકાને બધી વાત કહી હોત ને તેમની સલાહ પુછી હોત તો? તો તે સલાહ આપતા અચકાત? અથવા મારી વાત હસી કાઢત?

'અને કદાચ સરૂને એ મળશે તો? કાકા મારી વાત તો ચોકકસ વાદશેજ! અને સરૂ કેવોક જવાબ આપશે! કાકાનુ કદાચ અપમાન પે કરે! એ બીનાડીનુ કે કહેવાય નહી. મને આશા આપી, વચનો આપ્યા અને પછી બાપાજી વિરૂદ્ધ પડયા, એટલામા તે ફરી ગઇ. અને એને ખાતર હુ લડયો. મા બાપ સાથે દુશ્મનાવટ કરી, ને તે સૌ એને માટે.'

તે સ્ટેશન પર પહોચ્યો, ત્યારે ગાડી ઉપડવાની તૈયારી હતી, તે બેઠો ન બેઠો, ત્યાં ગાડી ઉપડી એણે પોતાના પહેલા પ્રણય સ્થાનને સલામ કરી.

'આખરની? હવે આ જગ્યાએ આવવાનુ કેમ મન થશે? જે જગ્યાએ જાઉંછ ત્યા સરૂની સ્મૃતિ હશે, ત્યા તેના પગે સ્પર્શેલા પત્થરો તેના પગની કોમળતા યાદ કરતા હશે દિગપાલો તેના રૂપની પ્રાત કાળના ધુમસ સાથે સરખામણી કરતા, હશે, ત્યા પોતાને જવાનુ મન થશે?

'સલામ, આખરની, છેલ્લી સલામ, ગિરિગ્રામ!'

"આ વખતે મઝા ન આવી!" પાસે કોઈક મુસાફર બોલતો હતો.

"ગિરિગ્રામ બગડતું જાય છે. પહેલાના જેવું નથી રહ્યું." બીજાએ પોતાનો અભિપ્રાય આપ્યો. "સારા લોકો આવતા નથી, અને જેઓ આવે છે, તે પોતાને સારા માને છે. કેમ નહીં, મીસ્ટર?" તેણે કિસનને પુછ્યું.

"હા." કિસને કંઈ સાંભળ્યા વિના જવાબ આપ્યો.

"તમને અમારું ગિરિગ્રામ કેવું લાગ્યું?" પેલો ઉતારુ એક પ્રશ્નથી સંતોષ પામે તેવો નહોતો.

"સારું."

"પણ તમને પહેલાંનું ગિરિગ્રામ ખબર નથી. જ્યારે ગવર્નર આવતો હતો–" પેલો ગિરિગ્રામની ઝાંખી થઈ ગયેલી કીર્તિને અજવાળી રહ્યો હતો ત્યારે કિસન પોતાનો બીસ્તરો ઉઘાડવામાં પડ્યો હતો.

## : ૧૦ :

સરોજ રાતે ઘેર ગઈ, ત્યારે એનુ મગજ ઘુમતુ હતું. સાંજે શુ થઈ ગયુ તેનો તેને હજી પુરેપુરો ખ્યાલ આવતો ન હતો. 'કિસન ખરેખર જતો રહ્યો હશે? તે ગુસ્સે થયો? શા માટે ગયો? એને મે એવુ તે શુ કહ્યુ કે તે એટલો ગુસ્સે થયો? તેને ખરાબ લાગે એવુ કંઈ કહ્યુ નહોતું. એના મનમા ઉલટી અસર થાય એવા કંઈ શબ્દો મેં ઉચ્ચાર્યા નહોતા.'

ત્યારે?

'શુ કિસન બીજા યુવાનો જેવો જ હતો? નિર્દોષ ભલા દેખાવું તે શુ માત્ર દેખાવ પુરતા અભિનયો જ હતા? શુ તેના વિચારોની આદર્શતા, શબ્દોની સચ્ચાઈ, કાર્યનો ઉત્સાહ અને ઉદ્દામ, એ સૌ બનાવટી હતા? કિસન માત્ર દંભનુ પુતળુ હતો?'

'ના ના તે કેમ બને? તેના હાસ્યમા ક્યાય મલીનતા હતી? તેના વર્તનમા ક્યાય બદમાગીની છાટ પે હતી?

'ના, કિસન દંભી કેમ હોઇ શકે? તેનામાં દંભ હોવો તે માનવું અશક્ય હતું. ના, તે એવો હતોજ નહીં. તે એવો થઇ શકેજ નહીં. એટલી નીચતા એનામાં સંભવી શકેજ નહીં.

'મારીજ કંઈ ભુલ થઇ હોવી જોઇએ. પણ શી ભુલ? મેં એવી કયી ભુલ કરી કે તે ગુસ્સે થઇને મારી પાસેથી જતો રહ્યો એટલુંજ નહીં પણ ગિરિગ્રામ પણ છોડી ગયો ?

'ઓહ મારીજ કંઈ ભુલ થઇ છેઃ હવે શું કરું ? કાગળ લખું ? માફી માંગું?'

'શા માટે નહીં ? પણ–શા કૃત્ય માટે માફી માંગું ? એની પાસે જાઉં તો ? મોંઢે મોંઢ ખુલાસો થઇ જાય તો ઘણું સારૂં. પણ– એનાં માતાપિતા મારી વિરૂધ્ધ છે; તેઓ કિસન માટે મને નાલાયક ગણે છે, તો હું કેવી રીતે, કયે મોંઢે તેમના ઘરમાં જઇ શકું ?

'આનો શો રસ્તો? ભયંકર ભવિષ્યના ભયંકર અટ્ટહાસ્ય માં દંત પંકિતઓની શુભ્રતામે કેમ દેખાતી નથી! કંઈ તેજ, કંઈ પ્રકાશ, કંઈ ફેરફાર કોઇ સ્થળે પણ દેખાતો કેમ નથી ?'

'કાકા પાસે જાઉં તો?' તેને તેના મગજમાં એકાએક અજવાળું થયું હોય એમ લાગ્યું. તે ઉભી થઇ, કપડાં ઠીક કર્યાં, મોઢું ધોયું, વાળ સમાર્યા.

"ક્યાં ચાલી, સરૂ ?" તે બહાર નીકળતી હતી, તેવામાં બીજા ઓરડામાંથી રણછોડલાલ નીકળતા હતા, તેમણે પુછ્યું.

"કિસનને ત્યાં." સરોજે સસ્મિત રહ્યું. રણછોડલાલને ક્યાં ખબર હતી કે એ સ્મિતની પાછળ હૃદયના ઉંડા ઘા હતા. રણછોડલાલ કંઈ બોલ્યા નહીં, અને સરોજ પ્રકાશને શોધતી રાત્રીના અંધારામાં પ્રવેશી.

જ્યારે તે કિસનને ત્યાં ફરીથી આવી ત્યારે રાત્રીની ઠંડીએ એના મગજનો ઉકળાટ શાંત કર્યો હતો. તે જાણતી હતી કે તેનું

ભવિષ્યનું સુખ અત્યારની જનકરાય સાથેની મુલાકાત ઉપર અવલંબતુ હતુ કિસન તેની પાસેથી જતો રહે તોયે તે તેને છોડવા તૈયાર નહોતી જેની સાથે જીવનયાત્રા કરવાના તેણે સ્વપ્ના જોયેલા તેને છોડવા તેને માટે અશક્ય હતુ.

નોકરે તેને ફરીથી જોઇ ત્યારે વિચારમા પડ્યો. એક વખતે તો કહ્યુ હતુ કે કિસનશેઠ ઘરમા નથી, છતાય મોડી રાત્રે આ સ્રી કેમ ફરીથી આવી હશે ? પણ તેને કેમ કહેવાય કે ચાલી જા !

પણ જ્યારે સરોજે પુછ્યુ કે 'જનકરાય ઘરમા છે?' ત્યારે તેને આશ્ચર્ય થયુ.

"છે, તમારૂં શુ નામ ?"

"સરોજ."

"અહીં બેસો. તેમને હમણા હુ કહુ છુ " કહી નોકર અંદર ગયો સરોજ અંધકાર અને પ્રકાશની વચ્ચેની અચોકસતામા બેઠી.

બે ત્રીજ વારમા નોકર પાછો આવ્યો. " શેઠ તમને બોલાવે છે."

ધડકતે હૃદયે સરોજ જનકરાય પાસે આવી જ્યારે તે છેક જનકરાયના ઓરડામા આવી ત્યારે તેને યાદ આવ્યુ કે જનકરાયની સાથે શી વાત કરવી, કેમ વાત કરવી, તે પણ તેણે નક્કી કર્યું નહોતુ.

" કેમ, બેન ?" જનકરાયે સાત્વનભર્યા સ્વરે પુછ્યુ "અત્યારે?"

એકાએક સરોજ પોતાની ઇચ્છાશક્તિ ખોઇ બેઠી તેની આખમા આસુ ભરાઇ આવ્યા, અને તેના ટીપા તેના ગાલ પર વહેવા લાગ્યા.

જનકરાય એકાએક ગભરાઇ ગયા "શુ થયુ, બેન ?" તે વધુ બોલવા જતા હતા, પરંતુ તેમણે જોયું કે સરોજ કે સાભળતી નહોતી

ક્યાંથી સાંભળી શકે ? તે બોલવા પ્રયત્ન કરતી હતી, પરંતુ ડીબકાં એને બોલવા દેતાં નહોતાં. તેની મોટી આંખોમાંથી આંસુનો પ્રવાહ સતત ચાલુ હતો. તેની આંતરવેદનાને શાંત કરવા માટે ચુપ રહેવું એ તેને યોગ્ય લાગ્યું. જનકરાય કૈં બોલ્યા નહીં. સાંત્વન આપવાથી લાગણીઓ વધુતિવ્ર થય છે, એ એમનો અનુભવ હતો, આથી તેમણે કૈં જ કહ્યું નહીં.

જ્યારે સરોજ શાંત થઇ ત્યારે તેના મુખ ઉપરનું શાશ્વત સ્મિત આવ્યું. ' કિસન એકાએક કેમ જતો રહ્યો ? " તેણે પુછયું.

" એકાએક કેમ ? તે તો જવાનોજ હતો. "

" એમ ? " નીરાંતનો શ્વાસ લેતાં સરોજે કહ્યું. સરોજને હવે લાગ્યું કે કિસન તેના ઉપર ગુસ્સે થઇને ગયો નથી, પણ તે જવાનો હતો તેથીજ ગયો છે.

" પણ તારે તે પુછવા અહીં આવવું પડયું ? "

" મને લાગ્યું કે તે મારા ઉપર ગુસ્સે થઇને જતા રહ્યા છે." જનકરાયને બધી વાત કહેવી કે નહીં તે વિષે થોડોક વિચાર કર્યા પછી તેણે કહ્યું.

" પ્રણયકલહ ?" જનકરાયે પુછયું.

" હા. એવુંજ કૈં" શરમાતાં સરોજે કહ્યું. "તેમના બાપાજી લગ્નની વિરૂધ્ધ છે, એટલે મેં કહ્યું કે આપણે લગ્નની ઉતાવળ ન કરવી જોઇએ. મને લાગ્યું કે મેં આવું કહ્યું આથી તે ગુસ્સે થઇને જતા રહ્યા હશે; આથી હું અહીં આવી. મેં નોકરને પુછયું. ત્યારે તેણે કહ્યું કે તે તો મુંબઇ જતા રહ્યા છે. મે મુર્ખીએ એમ માન્યું કે મારા ઉપર ગુસ્સે થઇને જતા રહ્યા છે. તમે જ્યારે કહ્યું કે તેનું મુંબઇ જવાનું પહેલેથીજ નક્કી હતું ત્યારેજ મને નીરાંત વળી."

સરોજે ફરી છુટકારાનો દમ કાઢયો. " હું જાઉં છું. "

હલકે હૃદયે, સુંદર હલકથી ગાતી ગાતી જતી સરોજને તે રાત્રે કોઇએ જોઇ હોત, તો તેને સ્વર્ગની પરી જ સમજત.

સહિત ગાઈ રહ્યા હતો.

"સ્વકુલ તારક સુતા—

સ્વકુલ તારક સુતા—"

કિસનને પણ તે જાડા પારસીની ચેષ્ટાઓ જોઈને હસવું આવ્યું. તેના હાવભાવ, તેનો અવાજ, તેનું શરીર, એ સૌ હાસ્યજનક હતું. શું સંગીત ! સરૂનો સંગીન વિષયક શો અભિપ્રાય હશે ? તે હમણાં ક્યાં હશે ? કિસને ચારે બાજુ જોયું. યજમાન તરીકે મહેમાનને બોલાવી એની જોડે થોડા વાકયો ન બોલે તો તેના અતિથિ-ધર્મમાં ઉણપ છે, એવું માનનાર કિસનને સરૂની આવી શીલસુરી ભરી સંગીતની મિજલસ જોઈને આઘાત લાગ્યો. ખરેખર, સરૂ ભયંકરજ હોવી જોઈએ. નહીં તો આટલા માણસો તેના જેવી સાધારણ છોકરીના આમંત્રણને સ્વીકારીને આવે ?

એકાએક એક સ્વરે તેનું ધ્યાન ખેંચ્યું "તમે કંઈ ગાઓ !" સરૂ કોઈકને કહી રહી હતી. તે કોઈક એક સ્ટુલ પર આવ્યું. ને તેણે ગાવા માંડયું:

મુસ્કરાતે જાતે હય કુછ મુંહસે ફરમાને કે બાદ.
બીજલીયાં ચમકા રહે હય મેહકે બરસ ને કે બાદ.

અવાજમાં મીઠાશ નહોતી. શબ્દો એવી રીતે બોલાયા હતા કે તેનો અર્થ થતો ન હતો. સરૂએ તે કોઈકને ગાવા શા માટે કહ્યું હશે, તેની સમજ કિસનને ન પડી. સરૂ જે સ્થળે ઉભી હતી, તે સ્થળે જોયું; સરૂ ત્યાં નહતી તેણે આંખવતી એને શોધવા માંડી. તેણે એને તરત શોધી કાઢી. બીજાજ ખુણામાં તે એક યુવાનને ગાવાનો આગ્રહ કરી રહી હતી.

કિસનને તેના ઉપર ચીઢ ચઢી. આ બીચારો તેના આગ્રહને વશ થઈ ગાતો હતે, ત્યારે તેને પુરેપુરો સાંભળવાને બદલે તે

# : ૧૧ :

આખી રાત રિમનને ઉંઘ ન આવી. આખા દિવસના બનાવો તેના મગજમાં અનેક રૂપ ધરીને ભમ્યા કર્યા. ધીરે ધીરે તેને લાગવા માંડ્યું કે તેણે ભરેલું પગલું યોગ્ય નહોતું. સંભવિત છે કે મગજે તે વખતે અણધાર્યા એવા શબ્દો બોલી નાખ્યા હોય? બની શકે કે મારા તરફ બેદરકારી બતાવવાનો સહેજે વિચાર પણ ન હોય!

'પણ હવે બની ગયેલા બનાવને શી રીતે સુધારવો? હું સરૂને ચાહતો હતો—ચાહું છું પણ એક પળે તેની અને મારી વચ્ચે વધતું જતું અંતર મને તેનાથી દૂરને દૂર કરે છે!

'આવતે સ્ટેશને ઊતરીને પાછો જાઉં?

'પણ કાકા શું કહે? મેં એમને મગન ભાવેના કજિયાની વાત પણ નથી કરી, એટલે જો હું પાછો જાઉં તો જરૂર મારે બધી વાત કરવી પડે.

'ના. ના. તે તો અશક્ય છે. ગિરિગ્રામ તરફ પાછા જવું તે તો બની શકેજ નહીં. ત્યારે?'

તે ઉંઘમાં પડ્યો......

દુર દુરથી પશુઓની બીહામણી રાડો તેને સંભળાઈ. આજુબાજુના અંધારામાં તેણે તાકી તાકીને જોયું તોયે પોતે ક્યાં છે, તે ન સમજાયું. પશુઓની ત્રાડો પાસે આવતી જતી હતી. પાસે હજી પાસે–વધુ અને વધુ સમીપ–

'ઓહ!' તેણે ચીસ પાડી. તેણે આજુબાજુ જોયું. તેને પાસે એક પર્વત દેખાયો. ઉષાના કિરણોએ તેનાં શિખરો ઉપર એકાએક પ્રકાશ નાંખ્યો.

ત્રાડો છેક પાસે આવી. તેના પગમાં એકાએક જોર આવ્યું. તે દોડ્યો. આજુબાજુ જોયા વિના તેણે દોડ્યાજ કર્યું. ત્રાડો હજી તેની પાછળ એટલાજ જોરમાં સંભળાતી હતી.

એના પગ ભરાવા માંડ્યા. શ્વાસ લેવો અઘરો થઈ પડ્યો. પણ ત્રાડો હજી આવતી હતી. આગળ, હજી આગળ, ઓહ, ઓહ!

પણ–આહ, આહ, ત્રાડો બંધ થઈ. પશુઓની છેક પાસે સંભળાતી પગલીઓ પણ એકદમ બંધ થઈ.

તે બેઠો.

હજી તે પગ વાળીને બેઠો પણ નહોતો ત્યાં તો તે ઉભો થયો. ચારે બાજુની ઠંડી જાણે તેના શરીરમાં શીત પ્રસાર્યું હતું. હાથે, પગે, કપાળે પરસેવાના ટીપાં બાઝવાં માંડ્યાં હતાં. આ ઠંડી, આ શીત, આ શાંતિ, આ નિરાંત, આ વાતાવરણની સ્તબ્ધતા!

તેણે ગભરાઈને આજુબાજુ જોયું. ચારે બાજુથી બરફમાં પ્રતિબિંબિત થયેલા પ્રકાશે તેને આંધળો કરી નાખ્યો.

તેણે આંખો બંધ કરી તેના વધરતા પગો પગનું ચુકયા ઓહ–નીચે–નીચે–નીચે તે ચાલ્યો તેનામાં આંખો ઉઘાડવાની હીમત નહોતી, ઘુમ પાડવાને સ્વર નહોતે

નીચે–નીચે – — – —

તે જાગ્યો ટ્રેન ચાલતી હતી તેની ગતિનો એક સરખો ગડગડાટ પણ તેની સાથેજ ચાલતો હતો તે સીવાય બધું શાંત, સ્થિર, સ્તબ્ધ હતું.

તેનું જીવન પણ તેવું જ શાંત, સ્થિર, સ્તબ્ધ હતું તે શાંતિમાં સહેજ ઉછાળો આવ્યો હતો, તે પાછો શમી ગયો પાછી તેજ શાંતિ સ્થિરતા, સ્તબ્ધતા

" ફરી ઉછાળો આવશે? આ ચારે બાજુ ફરી વળતા શીતમાં ફરી ગરમી આવશે? આ પાનખર પછી નવપલ્લવની વસંત આવશે?

" કે બચપણ અને બાની માફક એજ નખી આદર્શહીન, લાગણીહીન, આવેશહીન, ઉલ્લાસહીન જીંદગી મને વારસામાં મળશે? મેદાનમાં વહેતી નદીની માફક આજુબાજુના વૃક્ષો અને પર્વતો, નગરો અને તેમાં વસતા મનુષ્યોને માટે જરાય દરકાર કર્યા વિના, તેમને સ્પર્શ કર્યા વિના મારી જીંદગી સરળ ચાલી જશે?

" તે પ્રવાહમાં ન હશે તુફાન, ન હશે ખાડા અને ટેકરા, ન હશે વાંધ કે વેગ શાંત, નિરવ, સ્તબ્ધ શક્તિ વિનાનો પ્રવાહ, નિશ્ચિત, છતાંય એ લક્ષ્ય પથ

" ના ના, એવું જીવન મારાથી કેમ જીવાશે? મારા વિચારો, મારી શક્તિ, મારા મનોરથો એ જ, નિશ્ચિત કરેલા માર્ગમાં શી રીતે વહેશે?

" એ શાંતિ— —"

ફરી એને ઊંઘ આવ્યું.

જ્યારે તે ઉઠયો ત્યારે તેને એમજ લાગ્યું કે તેણે આખી રાતનો ઉજાગરો કર્યો છે. તેની આંખો દુખતી હતી. તેનું મગજ ઘુંધવાતું હતું. મ્હોંમાં શોષ પડતો હતો. કપાળ અને ગાલ ગરમ હતા.

મોઢું ધોઇ, વાળ હોળી, તેણે સ્વસ્થતા મેળવી.

ગઇ કાલે તે આજ ટ્રેનમાં આવ્યો હતો. ગઇ કાલે તે ચિંતાથી પીડાતો હતો, આજે કોઇ પણ જાતની ચિંતાના અભાવથી પીડાતો હતો. ગઇ કાલે તે તેની મા માટે, પિતા માટે, સરૂ માટે આખી ધરતી ધ્રુજાવવા તૈયાર હતો, આજે તેનામાં લાગણીઓનો ઝરો સુકાઇ ગયો હતો. દુનીઆમાં તેને કોઇ મીઠું કે ખારૂં લાગતું નહોતું. બધા માટે એક સરખો, નિષ્પક્ષપાતી નિષ્પ્રેમ.

તે ઘેર આવ્યો, ત્યારે તેને આગલી રાતનું સ્વપ્ન યાદ આવ્યું. જીવનહીન ચેતનહીન જીંદગીનો—જો તેને જીંદગી કહી શકાય તો—એને સ્પર્શ થયો, અને જાણે ઠંડાગાર બરફના સ્પર્શથી દઝાય તેમ તે દાઝયો. આમાં, આ ઠંડાગાર બરફમાં હવેથી તે રહેશે!

ઘરમાં તે આવ્યો, ત્યારે તેને નિષ્પ્રાણ જીંદગીનો ફરી સ્પર્શ થયો. તે આવ્યો, તેની કોઈને દરકાર નહોતી, પરવા નહોતી. તે પોતાના ઓરડામાં ગયો, સામાન છોડયો, ચોપડીઓ ઉપર એકઠી થએલી ધુળ ખંખેરી, બેગમાંથી કાઢેલા કપડાં ગોઠવ્યાં.

તે હસ્યો. તેની નજર અચાનક આરસામાં પડી. પોતાને તદન ફીકકો જોઇ તેને આગલી રાતનું સ્વપ્નું ફરી યાદ આવ્યું. બરફના ઢગલા જેવુંજ તેનું મોઢું લાગતું હતું—રંગ વિનાનું, લાલી વિનાનું, ફીકકું. તે ફરીથી હસ્યો, "જીવનના રંગોને સલામ! જીવનની રાગ રાગણીઓને સલામ. હવે તો એકરંગી, એકસુરૂં જીવન જીવવાનું નસીબમાં છે, કિસન!" તેણે તકતાના કિસનને ઉદ્દેશીને કહ્યું.

તે ચુપ થઇ ગયો તરતામા તેણે જોયુ કે હરૂબેન ઓરડામા આવતા હતા "કિસન, અભિનય' ડાહ્યો ડમગે, માતાનો લાડકો કિસન ફરી બની જા"

"શુ બબડતો હતો, કિસન?" હરૂબેને સચિંત પુછ્યુ.

"હુ? બબડતો હતો? નારે ના, બા, હુ શુ કામ બબડું? તમને ભ્રમ થયો હશે!" કિસને ભારપૂર્વક કહ્યુ

"એમજ હશે, ભાઇ તારા બાપાજીને મળ્યો?"

"ના, બા, ત્યાજ જાઉ છુ"

"હા જા કાલે બપોરે એ તારે વિષે કહેતા હતા કે–'

"શુ?" કિસનથી પુછ્યા વિના ન રહેવાયુ"

"ક્યાં, કિસન બોલે છે?" હરૂબેન કંઈ કહે ત્યાર પહેલા બહારના ઓરડામા માધવરાયનો અવાજ સભળાયો.

"હા બપાજી!" કહી કિસન પોતાના પિતાને મળવા ચાલ્યો.

"કેમ, પાછો આવ્યો?" માધવરાયે તાપથી પુછ્યુ.

"હા" જેટલો માધવરાયના સ્વરમા તાપ હતો, તેટલી કિસનના સ્વરમા નમ્રતા હતી

"ઠીક, હવે શો વિચાર છે?"

"વિચાર? કશોયે નહી"

"પરણવાનુ? માડી વાળ્યુ?" માધવરાયનો તાપ પ્રશ્ને પ્રશ્ને ઓછો થતો જતો હતો

કિસને હીમત એકઠી કરી સીધો ઉતર આપવાની તેનામા દ્રઢતા નહોતી, જવાબ ઉડાવ્યા સીવાય છુટકો નહોતો. "કેમ, હુ કે દેવવ્રત ભીષ્મ છુ કે પરણવાનુ માડી વાળુ?" તેણે હસતા હસતા ઉતર આપ્યો ગઇ કાલે તે આટલી છુટથી વાત કરી શક્યો નહોતો, તે તેના ધ્યાનમા એકદમ આવ્યુ એક દિવસમા આટલો ફેરફાર!

માધવરાય પોતાના પુત્રની આ હીંમત અને હાજરજવાબી જોઈ ખુશ થયા, કાયદાનો ધંધો કરનાર હાજરજવાબી હોવો જોઈએ, તે તેમની માન્યતા હતી, અને પોતાના પુત્રમાં એ જોઈ તેમને ઘણો આનંદ થયો.

"ના, ના, એમ નહી, પણ કાલનું ગાંડપણ જતું રહ્યું ?" માધવરાય ગમે તેટલા ખુશ થાય પણ પોતાનો મુદ્દો છોડે તેવા નહોતા.

"બાપાજી, એ વિષે જેટલી ઓછી વાત થાય તેમ સારૂં." કિસને ફરી ઉડાવનારો અને દ્વિઅર્થી જવાબ આપ્યો.

માધવરાયને લાગ્યું કે છોકરો ગઈ કાલની વર્તણુકથી દીલગીર થયો છે. તે એ વિષે વધુ વાત કરવા નજ માંગે, એ સ્વાભાવિક હતું. "સારૂં; ઠીક. કોલેજ કયારે ઉઘડે છે ?"

"દશમીએ. હવે તો પરીક્ષા હાથવેંતમાં છે." પોતાના હોઠમાંથી આટલી સહેલાઈથી શબ્દો નીકળતા જોઈ કિસન ખરેખર વિસ્મય પામ્યો.

"સારૂં, સારૂં, જલદીથી પાસ થઈ જાય તો મને નીરાંત થાય." માધવરાયે કહ્યું, ને મેટરમાં માથું વાળ્યું. જતા રહેવાની આ હંમેશની નીશાની જોઈ કિસન જતો રહેતો હતો, પણ આજની આટલી જીત ધ્યાનમાં આણી તેને છેલ્લી ઘડીએ આવી હાર જોવી ઠીક ન લાગી. તે ઉભો જ રહ્યો, પળેક પછી તેને વિચાર આવ્યો ને તે બોલ્યો, "ને કાકાને બાની માંદગીની ચિંતા થાય છે, તે માટે તેમણે તમને વિસ્તારપૂર્વક કાગળ લખવાનું કહ્યું છે,"

:૧૨:

'મારા પ્રિયતમ,' સરોજે મથાળું કર્યું, પણ તેને ઠીક ન લાગ્યું. 'મારાથી એમને મારા કેમ કહી શકાય? એમના ઉપર બીજી ની મલીકી છે ત્યારે તેમને મારા કેમ ગણી શકું?' તેણે મથાળું છેકી નાખ્યું. પળેક વિચાર કર્યો, અને પછી કાગળ ફાડી નાખ્યો, બીજો કાગળ હાથમાં લીધો, અને શું લખવું તે વિષે ફરી વિચાર કરવા માંડ્યો.

'ઠરો, જે થવાનું હોય તે થાય શા માટે હું મારા ન કહું? તેમનો મારા ઉપર જેટલો હક્ક છે, તેટલોજ તેમના ઉપર મારો હક્ક છે.'

તેણે બીજા કાગળમાં લખ્યું

'મારા કિસન'!

'ગઈ કાલે મારા જીવનમાં પહેલીજ વખતે હું બીધી. ખરેખરી બીધી તે બીક, ભય, આઘાત એટલા સખત હતા કે તેણે 'આશ

સ્નાયુએ સ્નાયુ અને તંતુએ તંતું શિથિલ કરી નાંખ્યા. મને લાગ્યું કે તમે મારા ઉપર ગુસ્સે થઇ ચાલ્યા ગયા, પણ શા માટે, તેનું કારણ મને ન સમજાયું.

'હું લગભગ ઘેલીજ થઇ ગઇ. હસતા ના, મશ્કરી ન માનતા. મને પળવાર એમ લાગ્યું કે પૃથ્વી ચક્કર ચક્કર ફરે છે, પર્વતના શીખરો દોડાદોડ થાય છે, ઝાડો ધ્રુજે છે. તમારા વિના મારી આખી દુનિયા નિઃસત્વ અને નિશ્ચેષ્ટજ બની ગઇ.

'કોણ જાણે ત્યારે મારૂં શું થાત, પણ રડતે હૃદયે હું તમારે ત્યાં ગઇ. ત્યાં મને ખબર પડી કે તમે મુંબઇ ગયા છો. હું ઘેર આવી, વધારે બ્હીતી, વધારે ભયભીત, વધારે ગભરાતી, શું કરવું, ક્યાં જવું, કેમ વર્તવું તે હું ન સમજી શકી.

'આખરે મને વિચાર આવ્યો, કે કાકાને હું બધી વાત કહું. હું તરત ત્યાં ગઇ. તમે માનશો? રાતના અગીઆર વાગે હું એકલી તમારે બંગલે ગઇ. મારાથી આજે માની શકાતું નથી કે કાલે મારામાં આટલી હીમ્મત અને શક્તિ ક્યાંથી આવી.

'ત્યાં જઇ, કાકાને બધી વાત કહી અથવા તો એમણે મારી પાસેથી બધી વાત કઢાવી. હું તો મુરખની માફક ત્યાં રડતાજ બેસી ગઇ. તે બીચારા તો મારી એટલી દયા ખાય. પણ જ્યારે તેમણે મને કહ્યું કે તમે કાલે સાંજે પાછા મુંબઇ જવાના હતા તે પહેલેથી નક્કી કરેલું હતું ત્યારે મારા જીવમાં જીવ આવ્યો ત્યારે મને મારી ભૂલ સમજાઇ, કે તમે જતા રહ્યા હતા, તે મારા ઉપર ગુસ્સે થઇને નહીં, પણ તમારી ટ્રેન માટેની ઉતાવળે.

'પણ તમે મને કહ્યા વિના કેમ ચાલી ગયા? મને હજીયે એમ લાગે છે કે મેં કંઈ ભુલ કરી છે. જો એવું કંઈ થયું હોય તો હું તમારી ક્ષમા માગું છું.

લગ્નની બાબતમાં આપણે હજીય વધારે ચર્ચા કરી હોત તો ઠીક થાત. હીંદુસ્થાનના હીંદુઓએ અત્યાર સુધી સેવેલી લગ્નની ભાવનામાં ઘણોજ ફેરફાર થવો ઘટે છે. લગ્ન થતાં બે પૈડાની ભાવના ઉત્તમ છે, પરંતુ તે પૈડાઓને કોણ કયી તરફ ઘસડી જાય છે, તેનો વિચાર આપણા ગીતસુરોએ કદિ કર્યો નથી. કદાચ તેની રીતસુરી પ્રમાણે નસીબ કે પૂર્વજન્મના પાપપુણ્યજ તેમને ત્યાં ત્યાં ઘસડી જતા.

'પણ હવે તે ભાવનામાં સુધારો થવો જ જોઇએ. આપણે સારે નસીબે જલદી કેળવણી પ્રસરતી જાય છે, અને કેળવણી લેનારાઓને લાગતું જાય છે, કે દરેક માણસ—અને સ્ત્રી—પોતાના કામને માટે સંપૂર્ણરીતે જોખમદાર છે. સારું કામ થાયતો યશ તેને જ છે, સારા ભાગ્યનો નહી. ખરાબ કામ થયતો દોષ પણ તેને જ છે, કમનસીબનો નહી.

'પણ હું શું લખવા બેઠી હતી અને હું શું લખી રહી છું! હું તો એટલુંજ લખવા માગતી હતી કે આપણા લગ્ન આપણે મુલતવી રાખ્યા છે, તે ઘણું સારૂ થયું છે. તમારા પિતાજી અહીં ન આવ્યા હોતતો શું વાત? આપણે બે પરણત, અને આપણે આપણા આદર્શ અને મહત્વાકાંક્ષાઓ બાજુ પર રાખી, લગ્નના લ્હાવાઓ માણવામાં આખી જીંદગી વેડફી નાખત. પ્રભુ જે કરે છે તે સારા માટે જ કરે છે, તેનો આ એક જ દાખલો.

'હું બે ત્રણ દિવસમાં બેંગલોર જઇશ. જો તમે હોત તો જરૂર હું પંદરેક દિવસ રહેત પણ હવે તમારા વિના અહીં બધું [illegible] ખાવા ધાય છે. આ સાથે મારૂં બેંગલોરનું સરનામું મોકલ્યું છે.

'કાકા મઝામાં છે. અમને એને સારી દોસ્તી થઇ છે. હું ધારૂં છું કાકાના ઘણા ગુણો તમારામાં ઉતર્યા છે.

લી.

તમારી સરૂ.'

આખો કાગળ પુરો કર્યા પછી, જાણે મહત્વનું એક કામ કર્યું હોય તેમ તે નિરાંતથી ખુરશી પર અઢેલીને પડી, અને સુંદર દિવાસ્વપ્નો જોવા લાગી, તે અને કિસન-કિસન અને તે કદિક પાછળ કાકાનું અને રણછોડલાલનું વાત્સલ્યમયું મોઢું.

"ભવિષ્ય આવું સુખી થશે ?" તે હસી. "શા માટે નહીં ? જીવનને સુખી કરવું કે દુખી કરવું તે આપણાજ હાથમાં છે."

તે ઉભી થઇ, એક પરબીડીયું શોધી કાઢયું, અને કિસનનું સરનામું કરી, અંદર કાગળ બીડી નોકરને તે પોસ્ટ કરવા મોકલી આપ્યો.

પત્રોનું જીવન લગભગ નીયત હોય છે. કોઇક પત્ર લખે ભલે તેના લખનાર કોઇ અભણ ખેડુત હોય કે સંસ્કારી માનિની હોય અને તે પત્ર પોસ્ટદ્વારા નીયત સ્થળે પહોંચે. વાંચનારો કાં તો વાંચીને ફાડી નાંખે, કે બેદરકારીથી બાજુ પર મુકે જો તે અગત્યનો હોય તો ફાઇલમાં મુકે. પહેલી બે બાબતમાં તો પત્રનું જીવન ત્યાંજ સંપૂર્ણ થાય. ત્રીજી બાબતમાં કદાચ તેનો કોઇ વખતે ઉપયોગ થાય.

પરંતુ જવલ્લેજ કોઇક પત્ર આ નિયમિત ક્રમથી ઉલ્ટો જાય છે. કયાં તો મેઇલની લુંટ થાય, સરનામું ખોટું હોય કે તે કાગળ કોઇક બીજુંજ ફાડે, તો પત્રના જીવનક્રમમાં ફેર પડે.

સરોજનો કાગળ એવોજ હતો. કિસનના હાથમાં જવાને તે સર્જાયો નહોતો. કિસનના ભાગ્યેજ કાગળ આવતા હોવાથી મોટે ભાગે કાગળો માધવરાયના હાથમાંજ જતા. અને માધવરાય પણ સરનામા ઉપર ધ્યાન આપ્યા વિના ફોડતા.

તેવીજ રીતે સરોજનો કાગળ પણ અકસ્માત રીતે એમણે ફોડયો. જ્યારે માધવરાયે ઉપર સંબોધન જોયું ત્યારે તેમણે તે કાગળ કિસનને આપવા માટે બુમ પણ પડી, પણ તરત તેમની સોલીસી-

બીજા જ કેશ ઉપર બીજાને આકર્ષી રહી હતી ! આ તે કેવી રીતે કહેવાય ?

તેણે આ મીજલસ છોડી ચાલી જવાનો વિચાર કર્યો. આની બેદરકારી અને બેપરવાહી ભર્યું અતિથ્ય તેને ન ગમ્યું. સરૂ સુંદર હોય, લોકોને મન આકર્ષક લાગતી હોય, છતાંય દીદીની અતિથિધર્મ ચુકનાર સ્ત્રી માટે કિસનનો અભિપ્રાય એકદમ ઉતરી ગયો. સરૂ વિષે સંભળાતા ખોટાખરા કીસ્સાઓમાં તેને વૈદિક સત્ય દેખાયું. તે અડધા કલાકને અન્તે તેને ચોકકસ લાગ્યું કે સરૂએ લોકવાયકા કહે છે તેનાથીય વધારે યુવાનહૃદય ભાંગ્યા હોવા જોઈએ, અને એવી છોકરીના સબંધમાં ઓછા આવવું તે ડાહ્યા માણસનું કામ છે. સરૂની ઓળખાણ થતાંજ તેના મિત્રે તેને જે ચેતવણી આપી હતી તે તેને યાદ આવી "ખરેખર સરૂ કહેવાતી નૂતન સ્ત્રી છે, નહી હોય તો તે થવાની તેનામાં મહત્તાકાંક્ષા છે, અને આર્યત્વને સરજાવવાના આદર્શ વડતા તેના જેવા યુવાનોએ એના જેવી પાશ્ચિમાત્ય વિચારો ધરાવતી સ્વચ્છંદી યુવતિથી પર રહેવું જોઈએ" એ નિશ્ચય ઉપર તે આવ્યો

તેણે બહાર જવા માટે બારણું શોધવા માંડયું. લોકોના ટોળામાં તે દિશા પણ ભુલી ગયો હતો. પણ જે દિશામાંથી ઓછામાં ઓછો અવાજ આવતો હતો, તે તરફ તે વળ્યો. બારણા આગળ એક યુવતિ ગાતી હતી

"નિર્જન વનરંગે અલી, વાદળી જળના
ઢોળતા અમથા !
રંગે રંગોળવા અમથા !."

કિસનને બારણામાંથી જતો જોઈ તે અજાણ યુવતિએ એ ધ્રુવપદ ફરી ગાતાં કિસન તરફ આંગળી ચીંધી. આજુબાજુના લોકો હસી પડ્યા

,

ટર બુદ્ધિએ તેમને કાગળ એક વખત આખો વાચતા પ્રેર્યા 'મારા કિસન' એવુ સબોધન કરનાર પેલી ગિરિગ્રામની છોકરીજ હોવી જોઇએ એવુ નક્કી કરવુ મુશ્કેલ નહોતુ

તેમણે આખો કાગળ વાચ્યો તેમને તે વાચવામા ઘણો રસ પડયો તેમને છોકરી હોશીયાર લાગી ભણેલી ગણેલી પુત્રવધુ ઘરમા હોય તો ઠીક કે નહી, તેનો તેમને વિચાર આવ્યો, પણ પરજ્ઞાતિની છોકરી ગમે તેટલી ભણેલી હોય પણ તેમને માટે નકામી હતી, એ સિદ્ધાતે તેમનુ મન પાછુ હઠાવ્યુ

'એમ ત્યારે? કિસને કહત લગન મુલતવીજ રાખ્યા છે સગાઈ વાળ્યા નથી' આખો કાગળ વાચી રહ્યા પછી તેમને વિચાર આવ્યો કિસનને શી રીતે એ છોકરી જોડે લગન કરતા અટકાવવો? ધમકીથી તે ડરે એવો નથી, પૈસાની એને તમા લાગતી નથી, માતુ વહાલ કે પિતાનુ માન પણ તેને આ છોકરી સાથે લગન કરતા રોકી શકે એમ નથી ત્યારે?

'એક ઉપાય છે એ છોકરીને સમજાવુ કદાચ તે માની જાય'

'પણ તેને કેમ સમજાવવી? કાગળ તો લખાયજ નહી એવા કાગળનો ખરાબ ઉપયોગ થઇ શકે તે માટે જેવા સોલીસીટરે સમજવુ જોઇએ એને બેરૂબરૂ મુધી મળવા પણ ન જવાય હા કે

'હા બળદેવને મોકલુ તે આવી બાબતમા ઠીક પાવરધો છે હા. એજ ઠીક છે'

"બળદેવ!" તેમણે બુમ પાડી

બળદેવ આવ્યો નચિત હોવાથી સ્થુલ થયેલુ શરીર, ને કાઇ પણ જાતના તેજ વિનાની આખો વાળુ મુખ, તેના મનની અશક્તિની સાક્ષી પુરતા હતા

"કેમ, બાપાજી?" બળદેવને ભાગ્યેજ માધવરાયનુ કામ પડતુ અને માધવરાયને ભાગ્યેજ બળદેવનુ કામ પડતુ, ઘણી વખતતો

માધવરાયના મગજમાં પોતાને બે છોકરા છે તેનું ભાન પણ ન રહેતું બળદેવને કોઇ પણ જાતનું બુધ્ધિનું કામ સોંપવું એ નિષ્ફળતાની રાહ જોવી એજ હતું. એને એવું કે કામ સોંપે તો હીરો ઘોઘે જઇને પાછો આવે.

છતાંય વેપારીઓની સાથે રહેવાથી તેનામાં પૈસાની કીંમત હતી. પૈસાને તે ચહાતાં શીખ્યો હતો. પૈસા કેમ કમાવા, કેમ બચાવવા, અને બીજે જતાં કેમ અટકાવવા તેના સિદ્ધાંતો તેના મનમાં સારી રીતે ભરાયા હતા. આ ઉપરાંત તેનામાં પોતાના કુટુંબનું માન હતું કોઇ તેનાં કુટુંબ કે, ન્યાતની ખોડખાંપણ કાઢતું તો તે ગુસ્સે થઇ જતો. ટુંકમાં, પોતાનામાં સર્જન શકિત નહોવાથી., જે જે વસ્તુ એની પાસે સર્જેલી આવી હતી, તેનું તે અભિમાન રાખતો.

આથીજ, માધવરાયને લાગ્યું કે બળદેવ આ કામમાં ઉપયોગી થઇ પડશે. "જો બળદેવ, એક ઘણુંજ અગત્યનું કામ આવ્યું છે." માધવરાયે કહ્યું.

"હા. "બળદેવે શાંતિથી કહ્યું. બળદેવનો જેને અનુભવ ન હોયતો તે એમજ માને કે આટલા આત્મ વિશ્વાસવાળો માણસ ધારેલું કામ જરૂર પાર પાડે. પણ બળદેવની એક માન્યતા હતી, કે તે ઘણોજ હોંશીઆર હતો, પણ તેને કોઇ કામ સોંપતું નહીં અને આથીજ તેને અકકલ વગરનો માણસ ગણવામાં આવતો હતો. આથી જ્યારે કોઇ પણ તેને કૈં કામ સોંપતું–પછી તે અગત્યનું હોય કે નહીં–ત્યારે તે શાંતિથી આત્મવિશ્વાસથી, સોંપનારમાં વિશ્વાસ ઉત્પન્ન કરે એવા સ્વરથી જવાબ આપતો,

માધવરાય આ સ્વરથી ટેવાયલા હતા. "જો ધ્યાનથી સાંભળ, મને ખબર છે કે તું ઘણો હોંશીઆર છે." કટાક્ષથી તેમણે કહ્યું. "પણ ઘરની બહારના કોઇ માણસને એ કહી શકાય એમ નહીં હોવાથીજતને આ કામ હું સોંપું છું."

"કે નહી, તમારૂ કામ પાર ઉતરશે "

"મારે તારી ખાત્રી નથી જોઇતી " અધિજ ફડક થઇ માધવરાયે કહ્યુ " કહુ છુ તે સાભળતો નથી, અને વચ્ચે બોલ્યા કરે છે જો, સાભળ હુ તને એક સરનામુ આપુ ત્યા જા અને તને જે છોકરી મળે તેને ગમે તે રીતે, સામ દામ, ભેદ, દડ વાપરીને પણ સમજાવ કે તે દિનેશને પરણવાના વિચાર છોડી દે દિનેશ ન્યાતની બહાર પરણે તો આપણા કુટુબને કેટલુ ખરાબ લાગે ? માટે જ હુ આ કામ બીજા કોઇને આપતા અચકાઉ છુ. જો, જેમ બને તેમ આ વાત કોઇને કાને નહી જાય તેને સમજાવીને, પટાવીને, લાલચ આપીને, ધમકાવીને પણ તેને દિનેશનો ખ્યાલ છોડી દેવાનુ કહે સમજયો ? "

"હા, એમા-"

"સમજ્યોને ? તો ઠીક લે આ સરનામુ " માધવરાયે સરોજના કાગળમાથી સરનામુ કાઢી લઇ બળદેવને આપ્યુ

બળદેવે સરનામુ લીધુ સરનામુ વાચતાજ જાણે તેણે તે કામ સપુર્ણ કર્યુ હોય તેમ નીરાતથી સરનામાનો કાગળ વાળ્યો, અને કહ્યુ, "એટલુ હમણા પેઢીમા પણ ઓછુ કામ છે આ જમાનાના છોકરાની હરીફાઇ " તેણે માધવરાય તરફ જોયુ, પણ તે બળદેવનુ ભાષણ કયા સાભળતા હતા ? તેનો મોટરમા માથુ રાખી વાચ્યા જતા હતા.

"હોય તો ." હુકારો કરી બળદેવ જતો રહ્યો.

'ખરી વાત? મને તો કં સમજ નથી પડતી.

'પણ એક વાત તો ચોક્કસ છે. મસ્તી તોફાન કરવાનું મન જ નથી થતું. એક વર્ષ પહેલાં હું બાળક હતી. હવે હું બાળક નથી. મનુષ્યની જોઇતી આ કાંક્ષાઓનું મને ધીરે ધીરે ભાન થવા માંડયું છે. ત્યારે હું ખુશામતખોરો અને સત્યવકતાઓનો ભેદ સમજતી નહોતી, આજે મને તેમાંથી કોઇનું પણ સાંભળવું ગમતું નથી–ખુશામતખોરો એકદમ પકડાઇ જાય છે, અને સત્યવકતાઓનું સત્ય કડવું લાગે છે.

'તમને આ વાંચીને હસવું આવશે. પણ આ ઉમરે જુઠાણાં ઉપર ગુસ્સો ચડે છે, અને શીખામણો કે ઉપદેશો ગમતાં નથી. આને જ હું ધારૂં છું કે લોકો ડહાપણ કહેતા હશે. કારણ ગયે વર્ષે જ્યારે મારી બેનપણીઓ, મારા અભ્યાસના, મારી રમતગમતના, મારી પ્રવૃત્તિઓના વખાણ કરતાં, જ્યારે મારૂં નામ અમારી કોલેજના મુખપત્રમાં આવતું, અથવા લોબીમાં થઇને પસાર થતાં, મારૂં નામ કોઇને મોંઢે હું સાંભળતી ત્યારે મારા મનમાં ખુશાલી ઉત્પન્ન થતી. મને લાગતું હતું કે હું જગજીતી. મને મારી મહત્વાકાંક્ષાના પગથીયાં ઓછાં થતાં જણાતાં. મારૂં હૈયું પ્રફુલ્લિત થતું, અને વધારે લોકો મારી વાતો કરે. મારી પ્રશંસા વધે, મારા કાર્યક્ષેત્રો વધે, મારી પ્રવૃત્તિઓ ચોતરફ ફેલાય, મારા ગુણગાન વધારે થાય તેને માટે હું ઘણું ધ્યાન આપતી લોકોના મતને હું પરમેશ્વરનો મત ગણતી.

'પણ આજે, તેનાથી સંતોષ નથી. મારી પ્રવૃત્તિઓ એની મેળે ઓછી થઇ ગઇ છે; અને વધારવાનું મન નથી થતું. મન કંજુસ થઇ ગયું લાગે છે. પહેલાં મન જે ઉદારતાથી દરેક વસ્તુ અને ચીજને અપનાવી લેવા મથતું, તે મન આજે એ વસ્તુઓને પોતાનાથી દૂર રાખે છે—જાણે તે સ્વાર્થી ન થઇ ગયું હોય ! જાણે તેને પોતાના આનંદ સીવાય બીજા કશાની દરકાર ન હોય ને !

'આઉ' છે કે મારે ભણવાનું છે મારું છે કે એક એવી ચીજ છે, જેના ઉપર મારા મનને કેન્દ્રસ્થ થવાની ફરજ પાડું છું નહી તો હું ધારું છું કે તે વાદળની માફક એક ગાડ પરથી બીજા ઝાડ પર કુદાજ કરે, અને એંગ્રેજીથી કુ બી ડપણો કુદાજ કરે પણ આ છતાયે પહેલાની માફક તો નથીજ થવાતુ ભમરે જેમ અનેક ફુલની પાસે જાય, કેન્દ્રસ્થ ન થાય, છતાય ફુલનો રસ ગ્રહે, ફુલની કદર કરે, ફુલને સુઘવાનો સતોષ આપે, તેવુ મન તો નથીજ હજુ હવે પછી થશે? કોને ખબર?

'આ સૌ વાચી તમને પણ લાગ્યુજ હશે કે મારામા ડહાપણ આવ્યુ છે નહી તો આટલી ઝીણવટથી મારા મનનુ અને સ્વભાવનુ પૃથક્કરણ કરૂ? અને, તેમા આટલી બધી ઉપમાઓ વાપરૂ? આ લખતા મારી નજર આગળ તમારૂ ખડખડાટ હસતુ મોઢુ આવે છે મારી એટલીજ પ્રાર્થના છે કે બહુ ન હસતા હસવા પછી રડવુ' આવે છે, માટેજ

'અહી, મને લાગે છે, કે કોઈ ખરાબ વાત સાભળવાને તમરૂ હૃદય તૈયાર થઈ ગયુ હશે ના કોઈ ખરાબ વાત નથી મે તો જગતની સાધારણ ઉક્તિ છે તે જ કહી બાકી, હુ તો ખાઈ પીને મોજ-મઝા કરૂ છુ, અને આશા રાખુ છુ, કે તમે પણ મઝા કરવામા બાકી રાખતા ન હશો

'તમારૂ ભણવાનુ કેમ ચાલે છે? તમરૂ મગજ કેમ છે?' –

મને લાગે છે કે હુ કોને કાગળ લખી રહી છુ, તે જાણવાને મારી પડોશની છોકરી બારણામાથી છુપીરીતે જોઈ રહી છે, એટલે મારે આ કાગળ જલદી જલદી પુરો કરી નાખવો પડે છે

'હુ એક ચેતવણી આપી દઉ મારા કાગળનો જવાબ નથી, તેથી મને ઘણુંજ ખોટુ લાગ્યુ છે, અને તેથી હવે તમારો જવાબ આવ્યા વિના હુ લખવાની નથી

લી॰ સરૂ,'

આખો કાગળ વાંચીને માધવરાય હસ્યા. 'જો આ છેલ્લો પેરેગ્રાફ લખ્યો ન હોત તો હું કદાચ કિસનને આપત. પણ એ બન્નેનો પત્રવ્યવહાર અટકી જાય એજ યોગ્ય છે. કિસનને પત્ર નજ આપવો.' તે નિર્ણય ઉપર આવ્યા. 'હું બળદેવ બેંગલોર પહોંચી ગયો હશે, અને જે કૈં નક્કી કરવાનું હશે, તે નક્કી કરી નાંખ્યું હશે'

'પણ છોકરી હોંશીયાર છે. તે રૂપેરંગે કેવી છે. તે નથી જાણતો છતાંય તે કેળવયલી તો છે જ. આજકાલની ગામના ઝાંપા સુધી ભણેલી, રોફ મારતી છોકરી કરતા તે જુદીજ લાગે છે. જો તે ન્યાતની જ હોત તો?'

એમણે બીજો કાગળ લીધો. કલબમાં જમવા જવાનું નિમંત્રણ હતું; કિસનને પણ નિમંત્રણ હતું. માધવરાયે પોતાના પુત્રને પોતાના ધંધામાં આગળ પડવા માટે એક નીયમ નક્કી કરી રાખ્યો હતો, અને તે એ-કે જ્યાં જ્યાં પોતે પોતાના ધંધાદારીએમાં જતા ત્યારે કિસનને પણ લઇ જતા. કિસનને આ ગમતું નહી તે બધથી જુદો પડી આવતો. પોતાનથી દોઢી બેવડી ઉમરના માણસો સાથે શી વાત કરવી તે તેને સુઝતું નહીં. એ પોતાના પિતા આગળ આનો અણગમો પણ બતાવતો. પણ માધવરાય માનતા નહીં. તે તો કિસનને ઘસડી જ જતા

તેમણે સરોજનો કાગળ પોતાના ખીસ્સામાં મુકયો, અને બુમ પડી, "કિસન"

કિસન આવ્યો ત્યારે તેમણે કહ્યું.

"કિસન આજે રાતે તારે મારી સાથે જમવા જવાનું છે."

"આજે રાતે?" કિસને સાશંક કહ્યું.

"હા. કેમ?"

કિસને આ દૃશ્ય જોયું અને હાસ્ય સાંભળ્યું. સરોજ પ્રત્યે તેનો ગુસ્સો વધ્યો. આનું નામ અતિથિધર્મ! તદ્દન અક્ષમ્ય! તેને સરોજ કોઇ રાક્ષસી સર્પ કલ્પવા માંડી.

રાક્ષસીથી યે વધુ ભયંકર કલ્પવાનું સરોજના નશીબમાં લખ્યું હતું. કિસન ઓછા ઘોંઘાટવાળા ઓરડામાં આવ્યો તો ખરો પણ તેને બે ઓરડા વટાવતાં લાગ્યું કે તે બંગલાના મુખદ્વારથી હતો તેથીય વધુ છેટે થતો જાય છે. પાછા ફરીને ફરી પેલી યુવતિના અપમાનનો ભોગ થવાનુ તેને મન થયું નહીં. ના આગળ, વધુ આગળ!

પરંતુ ભવિષ્ય સમો અંધકાર વધવા લાગ્યો. તેને હવે તો રસ્તો બદલવાની જરૂર હતી. તેણે ઓરડાની બારી ઉઘાડી. બહાર ગીચો હતો. બારી નીચે કે પણ ધાસ્તી ભરી ચીજ ન દેખાઇ.

તે બારી પર ચઢયો, અને નીચે ભુસ્કો માર્યો.

પણ છએક ફુટના અંતરને બદલે તેને વધારે અંતર લાગ્યું. તેનાથી ચીસ પડાઇ ગઇ. તેનું હૃદય એટલું ધબકવા માંડયુ કે તેના કાને બીજું કે સંભળાયું નહીં—અને પછી બધું એકાએક શાન્ત થઇ ગયું. તેની સર્વ ઇન્દ્રીઓ સ્તબ્ધ થઇ ગઇ હતી-તે અર્ધા ખોદેલા કુવામાં પડયો હતો.

તેની ચીસ ઘોંઘાટ છતાંય ઘણાંથી સંભળાઇ. રંગમાં ભંગ પડયો. સૌ કોઇ એ ચીસનું કારણ શોધવા લાગ્યા.

"કોઇ પીધેલો હશે!" એકે સર્વસામાન્ય શોધ કરી.

"નારે, માળી એની બૈરીને મારતો હશે!" બીજાએ સૂચન કર્યું.

'બીચ્ચારી!" એક યુવતિએ તે સ્ત્રી તરફ સહાનુભૂતિ બતાવી

"એને છોડાવીએ!" એક ઉત્સાહી યુવાને ઉપરોક્ત યુવતિનું મન મેળવવા કહ્યું. લોકોને તે સૂચના ગમી. નાનું શું ટોળું તે ઓરડામાંથી બહાર નીકળ્યું.

## : ૧૪ :

સાંજ પડી ત્યારે ક્યાં જવું તેનો વિચાર કિસને કર્યો. માધવરાયને કહ્યું હતું કે રાત્રે તેને ક્યાંક જવાનું છે, એટલે તેને ગયા વિના તો છુટકો હતોજ નહીં તે ગિરિગ્રામથી આવ્યો ત્યારથી એણે પોતાના મિત્રોને ત્યાં જવાનું મોડી વાળ્યું હતું સાંજે જે જે સ્થળે તે ફરવા જતો તે સ્થળે પણ જતો ન હતો. તેને કોઈ કામમાં મઝા નહોતી, સંતોષ ન હોતો

સરોજના વિચારો મગજમાંથી કાઢી નાખવાને તેણે ઘણા પ્રયાસો કર્યા, પણ તે કાઢી નાખવા અશક્ય હતા તેણે તેને દાબી દીધા હતા, છતાંય દિવસમાં એકાદવાર તે વિચારો જ્વાળામુખીની માફક ઉભરાતા, અને પોતાના લાવામાં બીજા સૌ વિચારોને ડુબાડી દેતા.

તેણે પુરૂરવાને ત્યાં જવાનું નક્કી કર્યું. તેના અનેક મિત્રોમાં પુરૂરવા એકજ હતો કે જેને કશાયની અપેક્ષા નહોતી. પોતેજ આખા

જગતનું કેન્દ્ર છે, એમ માની તે રહેતો; પોતાના ચિત્રો વેચાય તો તે મોજમઝા કરતો, ન વેચાય તો પોતાનો વખત વધારે ચિત્રો ચીતરવામાં ગાળતો.

તેને પહેલી વખત જ્યારે પુરૂરવા મળ્યો, ત્યારે પુરૂરવા રાણીના બાગમાં એક સિંહને ચીતરતો હતો. તે સિંહનો સ્કેચ કરતો, પણ તે પુરો કરે ત્યાર પહેલાં સિંહ ખસી જતો, અને તેને નવેસરથી સ્કેચ ચીતરવો પડતો. આવી રીતે પાંચેક સ્કેચ થયા ત્યાં સુધી તો કિસને શાંતિથી, જોયાં કર્યું; પણ જ્યારે તેણે સ્કેચ બુકનાં એક પછી એક પાનાં બગડતાં જોયાં, ત્યારે તેનાથી હસી દેવાયું.

પુરૂરવાએ ભવાં ચઢાવ્યાં; એને આ ખલેલ ન ગમી. "તમને હસવું કેમ આવે છે?" જાણે તે રાણીના બાગનો માલિક હોય તેમ ધમકાવતાં પુછ્યું.

"કેમ? ન હસવું?" કિસને જેમ તેમ હસવું દાબતાં કહ્યું. પુરૂરવાના પ્રશ્ને તેના હસવાને ઉત્તેજ્યું હતું.

પુરૂરવાને આ સવાલનો કેમ જવાબ આપવો તે ન સુઝયું. તેણે ફક્ત ડોળા કકડાવ્યા.

એટલામાં સિંહ પુરૂરવાની પાસેજ આવીને બેઠો. પુરૂરવા સઘળું ભુલી ગયો, અને તરત સ્કેચ બુકનું બીજું પાનું ઉઘાડી એક સ્કેચ કરવા મંડી પડયો. પરંતુ એ પ્રયત્ન પણ નકામો ગયો. સિંહ જાણે એને ચીડવવા માંગતો હોય તેમ અડધો સ્કેચ થયો ન થયો, ત્યાં તો પુંછડી હલાવતો ઉભો થઇ ગયો. પુરૂરવાએ ગાંડાની માફક સ્કેચ બુક પછાડી. કિસન ખડખડાટ હસ્યો તેને આ ચિત્રકારમાં રસ પડયો હતો.

પણ પુરૂરવાનો કિસન ઉપરનો ગુસ્સો વધ્યો. "મીસ્ટર, તમે આમ મશ્કરી કરો છો ને મારો જીવ જાય છે. એનું તમને ભાન છે?"

"કારણ કે તે ચિત્રકારી સોણુ હોવા જોઇએ. જે ચીતરવામાં તમારી કલમમાં જોશ, આવેશ આવે, અને એ કલમમાંથી નીતરતા રંગથી જે સશકત, સુદૃઢ મૂર્તિ કલ્પાય, તે કલાનો નમુનો. હા, તેમાં તમે ભાવ લાવો, તમરી કલ્પનાને વિકસાવો પણ એ સૌની પાછળ શકિતની પ્રતિમા જેવું કૈંક હેવું જોઇએ. દાખલા તરીકે આ સિંહનો સ્કેચ," તેણે પોતાની સ્કેચ બુકમાંથી એક નકામો ગયેલો સ્કેચ કાઢયો. "એના મોઢા ઉપર કેવા કરૂણાના ભાવો છે! છતાંય એના સશકત પંજાઓ જોઇને આપણને સમજ નથી પડતી કે એવો દયાજનક ભાવ કેમ આવ્યો. શકિત અને તે છતાં દયજનક સ્થિતિ એ અસંગત લાગતું છતાંય સંગત છે. આ વનરાજના સ્કેચને ઉત્તમ બનાવે છે. એને જોતાંજ આંખમાં આંસુ આવે છે. એને જોઇને આપણને લાગે છે, કે એ પાંજરામાં પુરાયલો સિંહ હોવો જોઇએ. વનવનમાં ત્રાડો પાડી પોતાનું સાર્વભૌમ પણું સ્વીકારાવતો તે મદમન્ત સિંહ નથી, પરંતુ તે સુખી દિવસોને યાદ કરતો, મનુષ્યોની લુચ્ચાઇનો ભોગ થઇ પડેલો દુઃખી બંધનપીડિત સિંહ છે. નહીં ?"

"હા."

"આ સિંહને જોઇને મને આજે રડવું આવી ગયું. કોઇ પણ વસ્તુને બંધનમાં જોવાથી મને રડવું આવે છે. મને હું પોતે યાદ આવુ છું, અને ચિત્રકારે પોતાને તો યાદ કરવોજ ન જોઇએ. તેણે તો સમગ્ર જગતને પોતાના મનમાં જોવું જોઇએ, પણ પોતાને તો કદિ નહીં."

"કેમ?"

"જો તે પોતાનો વિચાર કરે તો તે જગતને પોતાના ચિત્રનો વિષય બનાવી ન શકે; તે જગતને પરકીય દૃષ્ટિથી ન જોઇ શકે."

"એટલે ?"

'એટલે નામી વસ્તુમાં તે એટલો તન્મય ન થવો જોઇએ. એણે પોતાના વિષય અને પોતાના મન વચ્ચે ભેદ રાખવો જોઇએ જો તે એ ભેદ ન રાખે, જો તેનું આત્મ નિમજ્જન થઇ જાય તો એ કવિ થઇ જાય, ભજન ગાવા બેસી જાય, ગાંડો બની જાય, રીટસુકની માફક બને, અથવા મારી માફક તેને રડવું આવી જાય"

કિસને ચહાના પૈસા આપ્યા અને બન્ને બહાર નીકળ્યા

"હા, પણ તમારૂં નામ શું?" પુરૂરવાને યાદ આવ્યું

"કિસન. તમારૂં?"

"પુરૂરવા નામ વિચિત્ર છે પણ મારૂં અસલ નામ જુદું હતું. પછી મેં ચિતરકાર થવાનું નક્કી કર્યું. મારૂં પહેલું ચિત્ર ઉર્વશી અને પુરૂરવાનું વેચાયું હતું તે વખતે મને લાગ્યું કે મારૂં અસલ નામ સારૂં નહતું. કયું નામ રાખવું તે એક પ્રશ્ન હતો. આથી મેં મારી પસંદગી મારા પ્રથમ વેચાએલા ચિત્રના નામ ઉપર નાખી. પુરૂષનું નામ ઉર્વશી તો હોઇ શકે નહી આથી મેં મારૂં નામ પુરૂરવા રાખ્યું. મારા કેટલાક મિત્રોને તો એ નામ બીજી રીતે પણ ગમ્યું મારામાં એક બુરી આદત છે મારાથી કોઇ પણ ચીજ પુરી કરી શકાતી નથી એટલે એક મિત્રે સૂચવ્યું કે કંઇ પુરૂં ન રહેવા દે તે પુરૂરવા મને તે શબ્દાર્થ તો ન ગમ્યો એમાં નથી અર્થ કે નથી વ્યંગોક્તિ-છતાંય મને તે નામ ગમતું હોવાથી રાખ્યું છે. અરે, હા, હું તમને કંટાળો તો નથી આપતો ને?"

"નારે ના, મને તો રસ પડે છે" કિસનને ખરેખર રસ પડતો હતો

"એ નામ સાથે મારા જીવનનો બીજો એક અગત્યનો બનાવ જોડાયલો છે એક છોકરી હતી રૂપરૂપનો અવતાર મેં તેને મારા ચિત્રો વેચવા માટે રાખી હતી હતી યે હોંશીઆર અને ચપળ વર્તનમાં પણ એકાગ્ર અને ગંભીર મને લાગ્યું કે હું એને પરણી જાઉં. પણ"

"પણ?" કિસનથી પુછ્યા વિના ન રહેવાયું.

"પણ એને મારૂં નામ બોલતા નહોતું આવડતું. કયાં તો તો પુંરૂંરવા, કે પુરૂંરવા કે પુરૂંરવાં ને નામે તે બોલાવતી. એના અનુસ્વારો કાઢી નંખાવવાના મે ઘણાંયે પ્રયત્ન કર્યા, પણ એ ભગવાન એના એ. પછી તો મને બીક લાગી કે હું એને વધુ સમજાવવા જઈશ, તો તે મારા નામના ચારે ચાર શબ્દ ઉપર અનુસ્વાર મુકી દેશે, અથી મેં એને પરણવાનું માંડી વાળ્યું આજે એ બીચારી સુખી છે. તે પરણી, અને ખાઇ પીને મોજ કરે છે. નહીં તો એ એવી સરસ છોકરી હતી, મારૂં ઘર......અરે, હા, તમે મારે ઘેર આવો, તો ઘણુંજ પાસે છે."

બન્ને જાણ ગયા.

ત્યારથી કિસનને એ વાતોડીઆ ચિત્રકારની દોસ્તી થઇ. જ્યારે જ્યારે કિસનને એ ઘડી આનંદ મેળવવો હોય, ત્યારે તે તેને ત્યાં જતો અને તેની વાતો સાંભળતો, પુરૂરવાએ પોતના જીવનમાં એટલા રંગો જોયા હતા કે તે રંગો તેના ચિત્રોને અને મિત્રોને પે તેમાં રંગી નાંખતા.

કિસન, તેથીજ આજે ત્યાં ગયો.

તે ત્યાં ગયો, ત્યારે તેની ચોથા માળની ઓરડીને તાળું હતું. મનમાં નશીબને ગાળો દેતો તે નીચે ઉતરતો હતો, ત્યાં તેને પુરૂરવા ઉપર આવતો મળ્યો,

કેટલીક વખતે રાત્રે હું મારી ઓરડીની બારીમાંથી ઉંઘતા, છતાં અર્ધ ઉંઘમાં સુખાઈને જોઉં છું, ત્યારે મને એક જાતની શાંતિ મળે છે"

"હં."

"મને લાગે છે કે આ ઘર ઉંઘતા સુમાઈ કરતાં હું કેવો સુખી માણસ છું કે હું સ્વર્ગથી નજીક હોવાને લીધે જાગતો રહી શકું છું અને છેલ્લું કારણ એ કે જ્યારે હું આ સ્વર્ગીય સુખથી કંટાળું, અને જ્યારે નરકમાં પડવાનું મન થાય,, પ્રાણીજીવનની શરૂઆતમાં ફરી પહોંચી જવાની ઈચ્છા થાય ત્યારે મારે વેપારને ત્યાં કે દારૂની દુકાનમાં ન જવું પડે, પણ અહીંથીજ નીચે ભુસ્કો મારી શકું"

"એમ?" ચિમનને પુરૂરવાના આવા ખ્યાલ સાંભળી કંપારી છૂટી.

"એમ ગભરાવાની જરૂર નથી હું હજી સુધી આ સ્વર્ગીય સુખથી કંટાળ્યો નથી, કંટાળીશ એવું લાગતું પણ નથી એટલે છેલ્લું કારણ તો લગભગ નજીવુંજ છે—એટલું નજીવું કે કદાચ તેજ મને નજીવો કરી શકે અને હા, પણ તું આજે એકદમ અહીં ચડી આવ્યો?-- એટલે કે ધીરે ધીરે ચડી આવ્યો?"

"તારી ઓરડીની સ્વર્ગીય જગ્યામાં પહેલા ચાલ ત્યાં તારી સુરીઅની ચહા પીવા પછી મને કંઈક સ્ફુર્તિ આવશે"

"સારૂ"

બન્ને જણા ઓરડીમાં આવ્યા, પુરૂરવાની ઓરડી એવી વેરણછેરણ પડી હતી કે ઉંદરની જો અમર આવે, તો એક દિવાલથી બીજી દિવાલ સુધી પહોંચતા પહેલા ગુમાઈ જાય પણ જેવું ટેબલ છિન્નભિન્ન પડેલા પુસ્તકો, ડ્રોઈંગ પેપરો, પેન્સીલો, બ્રશો, રંગ પેટીઓ અને ચિત્રથી છવાયેલું હતું, તેવી રીતે દિવાલ, સુશોભિત ફ્રેમોમાં જડેલા ને સુંદર ચિત્રો કે પટનેના પોર્ટ્રેટથી

શણગારાઇ હતી. ચિત્રકારનો આત્મા ટેબલ પર નહોતો, દિવાલ ઉપર હતો.

ગમે તેમ કપડાં નાંખી પુરૂરવાએ ચહા બનાવવાનું કામ શરૂ કર્યું. "મારો વિચાર ઇલેક્ટ્રીકની કીટલી વસાવવાનો છે. કારણ કે–" કારણ વગર પુરૂરવા કૈં કરતોજ નહીં. "સ્ટવના અવાજથી ગાવાનું મન થાય છે. અને એથી પાડોશીઓને પણ ગાવાનું મન થાય છે; અને એઓ ગાય છે કે મારૂં મગજ કીટલીના પાણીની માફક ઉકળી જાય છે, અને ન કરવાનું હું કરી બેસું છું."

"ન કરવાનું એવું તે શું કરી બેસે છે?"

"ચહા પીતો નથી. ઉકળેલું પાણી ઢોળી નાંખું છું, અને સ્ટવ બંધ કરી, જોરથી પછાડું છું. જોને, આ સ્ટવ કેટલીય રણભુમી પર જઇ આવેલા યોદ્ધા જેવો નથી લાગતો?" એણે કીટલી સમેત સ્ટવ ઉચકયો.

"અરે, કીટલી પડી જશે."

"કોઇ દિવસ નહીં પડે. તને ખબર છે કે ચિત્રકાર થતાં પહેલાં હું સરકસમાં કામ કરતો, અને ત્યારે હું મારા હાથ ઉપર સ્ટવથી માંડીને સિંહ સુધી ટેકવી શકતો." એણે સ્ટવ ફરીથી નીચે મુક્યો.

"હવે મને સરકસમાં જવાનું મન થાય છે. સરકસના જીવનની મઝા મારા હાલના શાંત જીવનમાં નથી આવતી. ત્યાં રોજ રોજ નવા નવા આવતા પ્રેક્ષકોની આંખમાંથી તેમનાં દીલની વાત કાઢી લેવાની ચતુરાઇ, તેમના મોંઢા ઉપરથી તેમના ભુત, ભવિષ્ય અને વર્તમાન કહી શકવાની કળા, અને દિન પ્રતિદિન જોવામાં આવતી નવીનતા મારે ફરી મેળવવી છે."

એણે પ્યાલાસંચકમાં । કાઢવા ।ટી.

"હુ સરકસમા હતો, તેની તો મને આજેજ ખબર પડી"

"આજે મારાથી ભુતમાત્ર કહેવાઇ ગયુ હવે મને તે વાત ... ગભીરતા વ્યાપી ગઇ "હવે તુ શુ કામ માટે આવ્યો તે કહે કોઇ અમેચ્યોર નાટકના પરદા ચીતરવા છે, કે કોઇનો ચહેરા ચીતરાવવા છે, કે કોઇની કવિતાને માટે આલેખન જોઇએ છે?"

"મારૂ આવવાનુ મુખ્ય કારણુ તો એ છે કે ગિરિઆમથી આવ્યા પછી તને મળ્યો નહોતો એ ઉપરાત, મારે તારી સલાહ જોઇએ છે"

"સલાહ? શાની? મારૂ થયુ કે તુ મારી પાસે આવ્યો સલાહ આપવી એ તો મને ધર્મ છે મારે મોલીમીટર થવુ જોઇતુ હતુ"

"હવે સાભળશે? જો તુ શાતિ રાખીને નહી સાભળે તો મારે કહેવાનુ માડી વાળવુ પડશે"

"ના ના, કહે"

શી રીતે વાત ઉપાડવી તેના વિચારમા ક્રિમન પડ્યો મગોન્ની વાત કહેવી તે તો તેણે નક્કી કર્યુ હતુ હવે શી રીતે કહેવી તે પ્રશ્ન હતો,

તેને ચુપ રહેલો જોઇ, પુકરવા હસ્યો "તારા મોઢા ઉપરથી લાગે છે કે તારે સલાહ કોઇ સ્ત્રી વિષે લેવી છે, નહી?"

"હા."

"મારે તો માણસની આખ પરથી કુદીલ પારખવની મારી શકિત હજી ગઇ નથી હવે તે કોણ સ્ત્રી છે? સુન્દર લાવણ્યમયી, કોમળાગી કોણ છે?"

"એક સરેજ ઝીને યુવતિ છે"

"તેના પ્રેમમા તુ પડ્યો?"

"હા અને ના."

"કેમ ?"

"હા એટલા માટે કે હું પ્રેમમાં પડયો હતો. ના એટલા માટે કે મને ખબર નથી કે હજી હું ત્યાંજ છું કે નીકળી ગયો છું."

"ત્યાંજ છે, કારણ કે જો તું હજી પ્રેમમાં ન હોત તો મને પુછવા આવત નહીં. હા, હવે મુળ વાત પર આવ. સરોજ કરીને એક યુવતિ છે; તેના પ્રેમમાં તું પડયો હતો?"

"હવે કંઈ નહીં. અમે બન્ને જુદાં પડયાં, લઢીને"

"મને ફરી પાછા એકઠા થયા."

"ના! તું ખોટો પડયો ખરો,"

"એટલે? તમે જુદાં પડયાં, અને ફરી મળ્યાંજ નહીં?"

"ના."